# સુવર્ણ-પ્રતિમા.

[ સચિત્ર રહસ્યપૂર્ણ નવલકથા ]


લેખક તથા પ્રકાશક

**ચુનીલાલ વર્ધમાન શાહ**

વઢવાણનિવાસી

સારંગપુર, તળીયાની પોળ, **અમદાવાદ.**


કુછ દેર નહિ, અંધેર નહિ, ઈન્સાફ ઔર અદલ પરસ્તી હૈ:
ઈસ હાથ કરો, ઉસ હાથ મિલે, યહાં સૌદા દસ્ત બદસ્તી હૈ.

( નઝીર )


સંવત ૧૯૭૮ ઇ. સ. ૧૯૨૨

પ્રથમ આવૃત્તિ પ્રત ૧૦૦૦

'વસન્ત મુદ્રણાલય' માં ચિમનલાલ ઈશ્વરલાલે છાપ્યું.
રાયપુર, શામળાની પોળ—અમદાવાદ.

મૂલ્ય રૂ. રાા

# ચુનીલાલ વર્ધમાન શાહનાં પુસ્તકો.

| | | | | |
|---|---|---|---|---|
| મૂળરાજ સોલંકી [ઐતિહાસિક નવલકથા] | | | સચિત્ર | રૂ. ૩) |
| ગુજરાતની ગર્જના | ,, | ,, | | રૂ. ૧॥ |
| વસઇનો ઘેરો | ,, | ,, | | રૂ. ૧॥ |
| પાટણની પડતીનો પ્રારંભ | ,, | ,, | | રૂ. ૧॥ |
| સોમનાથનું શિવલિંગ | ,, | ,, | | રૂ. ૧॥ |
| સિંધ ઉપર સ્વારી | ,, | ,, | | રૂ. ૧॥ |
| ધારાનગરીનો મુંજ | ,, | ,, | | રૂ. ૧॥ |
| અઢારમી સદીનું મહારાષ્ટ્ર | ,, | ,, | | રૂ. ૧॥ |
| કાશ્મીર અને કેસરી | ,, | ,, | | રૂ. ૧॥। |
| પ્રમોદા યાને દિલેર દિલારામ,, | | ,, | | રૂ. ૧) |
| વિમળા | [સામાજિક નવલકથા] | | | રૂ. ૧) |
| ભાગ્યચક્રનો મહામંત્ર | ,, | ,, | સચિત્ર | રૂ. ૨॥ |
| નોકરીનો ઉમેદવાર | ,, | ,, | ,, | રૂ. ૧॥ |
| ન્યાયના ખૂનમાં નીતિ! ,, | | ,, | ,, | રૂ. ૨॥ |
| પિશાચ–મંદિર ભા. ૧–૨ ,, | | ,, | ,, | રૂ. ૭) |
| લતા અને લલિતા ભા. ૧ થી ૫ ,, | | | ,, | રૂ. ૮॥ |
| વિચિત્ર પ્રેમ–પંખિણી | ,, | ,, | ,, | રૂ. ૨॥ |
| સુધરેલી સંગીતા | ,, | ,, | | રૂ. ૧॥ |
| વિદ્યાસાગર ભા. ૧–૨ | ,, | ,, | | રૂ. ૧॥। |
| બંગજાગૃતિ | | [નાટક] | | રૂ. ૦।= |
| કામરૂદેશની કુટિલ કામિની [સચિત્ર ડિટેકિટવ વાર્તા] | | | | રૂ. ૧॥। |
| સુવર્ણ–પ્રતિમા | ,, | ,, | ,, | રૂ. ૨॥। |
| નવદંપતીને શિખામણ [આરોગ્યનો ગ્રંથ] | | | | રૂ. ૨) |

ચુનીલાલ વર્ધમાન શાહ—સારંગપુર—અમદાવાદ

# પ્રસ્તાવના.

'સુવર્ણ-પ્રતિમા' એ મુખ્યત્વે કરીને જાસૂસી રહસ્યથી ભરેલી નવલકથા છે અને મુખ્ય પાત્રોની બુદ્ધિચમત્કૃતિના પ્રયોગોની તેમાં યોજના હોવાથી મુખ્યત્વે કરીને મનોરંજકતાનું તત્ત્વ તેમાં વિશેષ જણાઈ આવશે. જાસૂસી-ડિટેક્ટીવ નવલકથાઓનો હેતુ બદમાશોનાં પરાક્રમોનાં વર્ણનો કરી વાચકોને ચમકાવવાનો કે એવાં પરાક્રમો (!) કરવાનું શિક્ષણ સમાજને આપવાનો હોતો નથી, પરન્તુ વસ્તુસ્થિતિ ઉપરથી બુદ્ધિપૂર્વકનાં અનુમાનોદ્વારા દીર્ઘદૃષ્ટિને અને અવલોકનશક્તિને કેળવવા પૂરતો જ સાર તેમાંથી વાચકોએ ગ્રહણ કરવો ઘટે છે. સમાજના વ્યવહારમાં દીર્ઘદૃષ્ટિ અને કેળવાએલી નિરીક્ષણશક્તિનો ઉપયોગ કેટલો મોટો છે તે કહી બતાવવાની જરૂર નથી. એ શક્તિવાળો મનુષ્ય આફતના અનેક પ્રસંગોને ટાળી શકે છે અને આવી પડેલી આફતમાંથી ઓછી હાનિપૂર્વક છૂટવાનો માર્ગ કાઢી શકે છે. આ પ્રકારની બુદ્ધિ, દૃષ્ટિ તથા શક્તિ કેળવવા માટે જ જાસૂસી નવલકથાઓનું વાચન હિતકર છે, પરન્તુ તેને બદલે દુષ્ટ કાર્યોનું શિક્ષણ લેવા માટે તેનો ઉપયોગ કરવામાં આવે અને પછી એવી નવલકથાઓ લખનારાઓનો જ દોષ જોવામાં આવે તે વાજબી નથી. દુષ્ટ કાર્યોનું જ ગ્રહણ કરવાને જેઓ હમેશાં તત્પર હોય છે, તેઓ તો સારી -ઉત્તમ લેખાતી નવલકથાઓમાંથી પણ એવું જ ગ્રહણ કરે છે, પરન્તુ તેથી નવલકથાકારનો દોષ કાઢવો એ ઘટિત લેખાતું નથી, અને દુષ્ટ વસ્તુનું ગ્રહણ કરવાના જ સ્વભાવવાળાં યુવક-યુવતીઓના હાથમાં કેવાં પુસ્તકો મૂકવાં તથા કેવાં ન મૂકવાં તે વિવેક તેમનાં વડીલોએ કરવો જોઇએ છે. સાહિત્યસૃષ્ટિમાં સર્વ પ્રકારનાં પુસ્તકોને માટે સ્થાન રહેલું છે: સર્વને માટે કાંઈ એ સર્વ પુસ્તકો હોતાં નથી.

પ્રસ્તુત નવલકથા Million Dollar Mystery નામક અંગ્રેજી નવલકથા ઉપરથી ઉતારવામાં આવેલી સીનેમા ફીલમનાં દશ્યો જોઇને ઉપજાવી કાઢેલા કેવળ નવા વસ્તુને આધારે લખી છે. ૧૯૧૭-૧૮ માં તે 'પ્રજાબંધુ'માં ચાલુ વાર્તા તરીકે પ્રસિદ્ધ થઇ હતી. તા ૧-૧-૧૯૨૨

સારંગપુર, **અમદાવાદ.** **ચુનીલાલ વર્દ્ધમાન શાહ.**

# અનુક્રમણિકા.

# સુવર્ણ-પ્રતિમા.

## પ્રકરણ ૧ લું.

### આનંદના સમાચાર.

"કાકા ! ઓ કાકા ! ક્યાં ગયા તમે ?" પ્રીતિ છાપું વાંચતી વાંચતી પોતાના સોફામાંથી એકદમ ઉઠી અને કાકાને બૂમ મારતી બારણાં ભણી દોડી, પણ કશો ઉત્તર મળ્યો નહિ.

તેણે ફરીથી બૂમ મારી: "કાકા ! અરે, તમે ક્યાં ગયા ? તમે જ્યાં હો ત્યાંથી જલ્દી આવો ! !"

તેની એ બીજી બૂમ ભોંયતળીયે કાંઇ કામમાં ગુંથાએલા નંદરામે સાંભળી અને તુરત તેણે જવાબ આપ્યો: "આવું છું બ્હેન ! આવું છું ! પણ તું આમ ભયભીત થઇને કેમ મોટેથી બૂમો મારી રહી છે ?"

"અરે, પણ તમે જલ્દી ઉપર આવો—જરા પણ વિલંબ ન કરો." પ્રીતિએ વધારે જોરથી જવાબ આપ્યો.

નંદરામ એ સાંભળીને ચમક્યો અને એકી સાથે ચાર ચાર પગથીયાં કૂદતો ઉતાવળે ઉપર આવી પહોંચ્યો. તેણે જોયું કે પ્રીતિ જરાએ ભયમાં નહોતી, પણ અપૂર્વ આનંદમાં હતી. તેના વદન ઉપર સુરમ્ય હાસ્ય વિલસી રહ્યું હતું. તે બોલ્યો: "કેમ બ્હેન ! મને શા-માટે બોલાવ્યો ?"

"અહીં આવો ! જુઓ, આ વાંચો !" પ્રીતિએ તે દિવસે

આવેલા 'સુપ્રભાત' નામના દૈનિક વર્તમાનપત્રનું એક પાનું નંદરામના હાથમાં મેલ્યું. તેમાં તે દિવસના 'તાર સમાચાર' ના મથાળા હેઠળ નીચેની ખબર છાપવામાં આવી હતી.

**ગુમ થએલા લક્ષાધિપતિ-બાર વર્ષે તેનું જાહેર થવું.**

કલકત્તા: તા. ૧૫-૫-૧૯...

"મુંબઇનો બાર વર્ષ અગાઉ એકાએક ગુમ થએલો લક્ષાધિપતિ સન્મુખરાય આજે અહીં જાહેર થયો છે. તે કહે છે કે પોતે લાંબા વખતસુધી એકાન્તવાસ ભોગવવાને હિમાલયમાં ચાલ્યો ગયો હતો. આજે તેણે અહીંના પોતાના જૂના દોસ્તોની, કેટલાક જાણીતા પુરૂષોની અને વર્તમાનપત્રોના પ્રતિનિધિઓની મુલાકાત લીધી છે અને થોડા દિવસ પછી તે પોતાના વતન મુંબઇ ખાતે પાછો ફરવાનો ઇરાદો જાહેર કરે છે."

નંદરામ આ ખબર વાંચીને ચમક્યો. તેની આંખો હર્ષનાં આંસુથી માત્ર એક જ ક્ષણમાં છલાછલ ભરાઇ ગઇ. પચીશ વર્ષથી પોતે પોતાના માલેકની જે વફાદારીભરી નોકરી કરી હતી તેનું ખરેખરૂં મૂલ્ય પોતાનો માલેક હવે સમજી શકશે એટલા માત્ર સંતોષથી જ તેનું હૃદય આનંદના પ્રબળ વેગમાં ઘસડાવા લાગ્યું. એ વફાદાર નોકરને જ પ્રીતિ કાકા કહીને બોલાવતી હતી તથા તેના પિતાના લાંબા વખતના અજ્ઞાતવાસમાં એ એક વફાદાર નોકર જ તેના પિતારૂપ-વડીલરૂપ-પાલકરૂપ હતો. એ બાળપુષ્પને ઉછેરીને નંદરામે જ ખીલવ્યું હતું અને આજે એ ખીલેલા પુષ્પને તેના જનકના હાથમાં સોંપતાં પોતાને તથા તેનુ દર્શન કરીને તેના જનકને કેટલો આનંદ થશે, તેના જ વિચારમાં નંદરામ સ્તબ્ધ બનીને ઊભો રહ્યો. સામે પ્રીતિ પોતાના ઉત્તરની રાહ જોતી પોતાના વદનની સામે જ નિહાળીને ઊભી રહી છે તેનું તેને બિલકુલ ભાન રહ્યું નહિ.

**નંદરામ**નાં અંતશ્ચક્ષુઓની સામે ભૂતકાળનું ચિત્રપટ ઉઘડવા લાગ્યું. આજથી બાર વર્ષ પહેલાંની એ વાત હતી. **સન્મુખરાય** ઘણા વખતથી ભય, ચિંતા અને શોકમાં રહ્યા કરતો હતો. **નંદરામ** તેની મુખમુદ્રા ઉપરથી તેની મનોવ્યથા કળી ગયો હતો, પણ પોતાના લક્ષાધિપતિ માલેકને તે કશું પૂછી શકતો નહિ. તેનું હ્રદય પોતાના શોકાતુર માલેકને જોઈને બહુ દુઃખિત થતું હતું, પણ તેનામાં તેના દુઃખમાં ભાગ પડાવવાની શક્તિ નહોતી. છેવટે એક દિવસ મધરાતને સમયે **સન્મુખરાયે** પોતાના સૂવાના ઓરડામાં **નંદરામ**ને બોલાવ્યો અને પોતાની મનોવ્યથા તેની પાસે ખુલ્લી કરી. **નંદરામ** પણ તે જાણીને ગભરાયો અને શું કરવું તે તેને સૂઝ્યું નહિ. **સન્મુખરાયે** કહ્યું: "**નંદરામ**! હું મુંબઇમાં રહેવાથી સુખમાં રહેવાનો નથી. મુંબઈ છોડવા ઉપરાંત અજ્ઞાતવાસમાં લાંબા વખતસુધી જો હું રહીશ તો જ હું જીવી શકીશ અને ઉપાધિથી મુક્ત રહી શકીશ; તેટલા માટે આ સઘળી મીલકત હું તને સોંપી જઉં છું. મારી કુલ મીલકતના વહીવટદાર તરીકે હું તને એકલાને જ ટ્રસ્ટી નીમું છું. લે, આ તેનો દસ્તાવેજ તને સોંપું છું. મારી બાળક **પ્રીતિ**નો પાલક પણ હું તને ઠરાવું છું અને તેને...... હિંદુ ઓર્ફનેજમાં અત્યારે ને અત્યારે મૂકીને હું ચાલ્યો જઉં છું." એમ કહીને **સન્મુખરાય** ઉઠ્યો. પારણામાં સુવાડેલી એ વર્ષની **પ્રીતિ**ને તેણે ઉચકી અને તેને વ્હાલભર્યું ચુંબન કરીને તે **નંદરામ**ની સાથે નીચે ઉતર્યો. બારણા પાસે જ ગાડી તૈયાર ઉભી હતી તેમાં તેઓ બન્ને બેઠા અને **પ્રીતિ**ને ઓર્ફનેજના સુપરિન્ટેન્ડન્ટને સોંપી, પુનઃ **નંદરામ**ને યોગ્ય ભલામણ કરી, પોતાનું કેટલુંક રહસ્ય જણાવી તે ચાલ્યો ગયો. **નંદરામ** શૂન્ય બની ગએલા એ મોટા મકાનમાં પાછો આવ્યો અને પુષ્કળ રડ્યો!

અહો! એ બનાવને આજે બાર બાર વર્ષનાં વ્હાણાં વાઇ ગયાં! જેવો શોકનો ઉભરો એ શૂન્ય મકાનમાં આવતી વેળાએ નંદરામના હૃદયમાં ભરાયો હતો, તેવો જ હર્ષનો ઉભરો આજે વર્તમાનપત્રમાં એ ખબર વાંચીને તેના હૃદયમાં ઉછળવા લાગ્યો. વ્હાલપૂર્વક તેણે પ્રીતિની ભણી નજર કરી અને પછી તેનાથી અશ્રુસમેત લોચને હસી જવાયું. પ્રીતિ બોલી: "કેમ કાકા! કેવા આનંદના સમાચાર છે એ! આજે ને આજે જ હું પિતાજીને તાર કરૂં? પરમ દિવસે મારી વર્ષગાંઠ છે અને બરાબર તે અવસર ઉપર હું પિતાજીનાં દર્શન કરવાને ભાગ્યશાળી થઉં તો કેવું સારૂં?"

"બ્હેન!" નંદરામે પ્રીતિના સુકોમળ કેશ–ગુચ્છ ઉપર હાથ ફેરવતાં વ્હાલથી કહ્યું: "એનાથી વધારે આનંદનો અવસર બીજો કયો? પરમ દિવસે તને પંદરમું વર્ષ બેસશે. તું જ્યારે અણસમજુ અને નાની બાળકી હતી ત્યારે મોટા ભાઇ તને છોડી ગયા હતા. આજે તને આવડી મોટી જોઇને તે કદાચ તને ઓળખી પણ શકશે નહિ! પરન્તુ ખરેખર, તને જોઇને તેમના આનંદનો પાર રહેશે નહિ. અત્યારે આપણે તાર કરીએ અને કલકત્તામાં હવે વધારે વાર નહિ થોભતાં તેઓ તુરત જ આ તરફ આવે તથા તારી વર્ષગાંઠ નિમિત્તે આપણે જે સ્નેહીઓ અને બીજાઓને મીજબાની આપવાની ગોઠવણ કરી છે તેમાં ભાગ લેવાને તેઓ આવી પહોંચે એટલે સૌને સરખો સંતોષ થાય!"

"ઓહોહો!" પ્રીતિ આનંદથી હસતી બોલી: "કાકા! એ તો બહુ જ સારૂં. ત્યારે હવે જલદી તાર કરો–પણ–પણ આપણે કોના શીરનામાપર તાર કરીશું? આપણે તેમનું સ્થાન તો જાણતાં નથી!" એટલું બોલતાં પ્રીતિ વિચારમાં પડી ગઇ.

આ બાજુએ નંદરામ પણ ઉંડા વિચારમાં પડ્યો હતો. કેટલીક

વારે તે બોલ્યો: "બ્હેન ! એ જ મને એક નવાઇ લાગે છે કે મોટા ભાઇ કલકત્તામાં જાહેર થયા, ત્યારે આપણને તેમણે કેમ એક તારથી કે પત્રથી ખબર આપ્યા નહિ ?"

"ઉંહ ! કાકા ! એમાં કાંઇ નવાઇ નથી. એમણે એવું ધાર્યું હશે કે અગાઉથી ખબર આપ્યા વિના એકદમ મુંબઇમાં આવી પહોંચવું અને સૌને હર્ષના સાગરમાં ડુબકાં ખવરાવવાં ! સૌને ચમકાવી મેલીને આનંદ ઉપજાવવાનો તેમનો વિચાર હશે એટલે જ તેમણે આપણને ખબર નહિ આપ્યા હોય !" પ્રીતિએ પોતાની મનોગત કલ્પના નંદરામને કહી સંભળાવી.

"એ તેં ખરી વાત કહી. એમ બનવું સંભવિત છે ખરૂં, પણ ત્યારે તેમને કઇ જગ્યાએ આપણે તાર કરીશું ?" નંદરામે પૂછ્યું.

બે-ચાર ક્ષણ વિચારમાં રહીને પ્રીતિએ ઉત્તર આપ્યો: "મને એક વાત સૂઝી છે કાકા ! આપણા હાથમાં બીજો કશો ઉપાય નથી, પણ આ તાર 'સુપ્રભાત' પત્રના અધિપતિને મળ્યો છે એટલે એ પત્રનો કોઈ ખાસ માણસ કલકત્તામાં હશે. એ પત્રના અધિપતિને જો આપણે મળીએ તો હું ધારૂં છું કે તે આપણને કાંઇક મદદ કરશે."

"હા, બરાબર ! અરે, બીજી શી મદદ કરવાની છે ? તે પોતાના કલકત્તામાંના માણસ ઉપર જ તાર કરીને આપણો સંદેશો જ્યાં સન્મુખરાય હોય ત્યાં પહોંચડાવે. એટલે પછી આપણું કામ સહેલાઇથી પાર પડશે. પણ છાપાવાળાઓ એવા ખાનગી કામમાં હાથ ઘાલતા હશે ખરા ?"

"એમાં ખાનગી કામ શું છે ? કદાચ આપણને મદદ કરવાથી તેને કાંઇ ખર્ચ થતું હોય તો તે આપણી પાસેથી લે, પછી બીજું શું ? ચાલો, અત્યારે જ આપણે 'સુપ્રભાત'ની ઓફીસમાં

જઈ પહોંચીએ. " એમ કહેતી પ્રીતિ પોતાના કપડાં પહેરવાના ઓરડા તરફ દોડી. નંદરામ તેને આનંદથી જોઈ રહ્યો અને વિચારમાં પડ્યો: " અહો ! જનક-જનની અને પુત્ર-પુત્રી વચ્ચેનો સંબંધ કેવો પવિત્ર-નિર્મળ હોય છે ? આ બાળા જ્યારે પોતાના પિતાને ઓળખતી પણ નહોતી, ત્યારે તે ચાલ્યા ગયા હતા માત્ર છબીમાં પોતાના પિતાનો ચહેરો જોઈને જ તે તેમને ઓળખતાં શીખી છે ! પણ પિતાની વત્સલતા અને સંતાનનો અનુરાગ એ બન્નેના બનેલા તારમાં કોઇ એવી અલૌકિક વિદ્યુતનો નિવાસ છે કે એક ક્ષણમાં જ એક સ્થાને નીપજેલી અસર બીજે સ્થાને પહોંચી જાય છે ! પ્રીતિ ! સન્મુખરાયની અને અખંડ સૌભાગ્યવતી ઉમાવતીની અડગ પ્રીતિનું એકનું એક પુષ્પ તું છે ! એ પ્રીતિપુષ્પને જોતાં જ તેમને શું આનંદની મૂર્છા નહિ આવે ? ઓ પ્રભુ ! એ આનંદપ્રવાહનો વેગ કેટલો પ્રબળ હશે, તેની કલ્પના પણ હું કરી શકતો નથી—"

એટલામાં તો પ્રીતિ કપડાં પહેરીને આવી પહોંચી. ચૌદ વર્ષની એ મુગ્ધા કુમારિકા પોતાના મૂલ્યવાન્ પોશાકમાં અત્યંત રમણીય દેખાતી હતી. તેના દેહનો વર્ણ રૂપેરી હતો અને તેમાં ગુલાબી રંગની ભભક હતી. તેની દેહલતા નાજુક દેખાતી હતી, પરન્તુ તે ઉંચી અને મજબૂત હતી. સફેદ રેશમી સાડી, રેશમી સીફોનનું પોલકું, હાથમાં માણેકની નાજુક બંગડીઓ અને નાની ગુલાબી રંગની છત્રીની સાથે તે ઉતાવળે પગલે નંદરામની પાસે આવી પહોંચી, ત્યારે જ તેનું ધ્યાન તેની તરફ આકર્ષાયું. અત્યારે નંદરામને પ્રીતિ હમેશાં કરતાં વધારે ખૂબસુરત દેખાઇ. તેનાં સુંદર વસ્ત્રોએ તેને જેટલી સુંદરતા અર્પી હતી, તે કરતાં વિશેષ સુંદરતા ઉત્સાહને લીધે વદન ઉપર ચડી આવેલા ગુલાબી તેજે તેને અર્પણ કરી હતી. તે બોલી: " ચાલો: કાકા ! "

"પણ બ્હેન! આ હાથમાં શું લીધું છે?" નંદરામે પૂછ્યું.

"એ તો પિતાજીની છબી છે."

"તે કેમ સાથે લીધી છે?"

"છાપાની ઓફીસમાંથી પાછા ફરતાં આપણે કોઈ સારા ફોટોગ્રાફરને ત્યાં જઈશું. આ છબી ઉપરથી મોટી એક ડઝન છબીઓ ઉતરાવીને દરેકે દરેક ઓરડામાં ગોઠવાવી દેવાનો મારો વિચાર છે. પિતાજી આવી પહોંચે તે પહેલાં શું એટલું નહિ થઈ શકે?"

પ્રીતિનો આટલો બધો ઉત્સાહ જોઈને નંદરામ વિસ્મય પામ્યો નહિ. તેણે જરા સ્મિત કર્યું અને કહ્યું: "થઈ શકશે બ્હેન! બે દિવસની અંદર છબીઓ તૈયાર કરી આપવાનો ઠરાવ આપણે ફોટોગ્રાફર સાથે કરીશું."

પ્રીતિ છબી તરફ જોઈ રહી અને બોલી: "અને કાકા! પિતાજી હજી પણ આવી જ પાઘડી શું પહેરતા હશે? આવો જ ડગલો અને આવાં જ બુટ પહેરતા હશે?"

"એ તો હું શી રીતે કહી શકું બ્હેન? બાર વર્ષની અંદર તેમણે એક પણ પત્ર આપણને લખ્યો નથી. વળી તેમને આજ્ઞાતવાસમાં રહેવું પડ્યું હોવાથી તેમણે પોતાનાં વસ્ત્રો તથા દેખાવમાં ફેરફાર કર્યો હોય એ પણ સંભવિત છે."

"એમ?" પ્રીતિ જરા વિચારમાં પડી અને બોલી: "ત્યારે તો હું એમને કેવી રીતે ઓળખી શકીશ? કહે છે કે કલકત્તાના કાયસ્થો દાઢી રાખે છે અને આપણા મુંબઈના કાયસ્થ ભાઈઓ દાઢી રાખતા નથી. તેમણે એવી દાઢી રાખી હશે કે પહેરવેશ બદલાવ્યો હશે તો હું તેમને નહિ ઓળખી શકું હોં?"

"પણ હું તો ઓળખી શકીશ, એટલે તને મુંઝાવા નહિ દઉં.

ઘણું કરીને તે આપણને તેમના જુના દેખાવમાં જ મળશે, કારણકે દેખાવ બદલાવવાની કે પહેરવેશમાં ફેરફાર કરવાની જરૂર અજ્ઞાતવાસમાં રહેવા માટે જ હતી; હવે જ્યારે તે પાછા જાહેર થયા છે એટલે તેમને પોતાના અસલ દેખાવમાં રહેવાને કાંઇ હરકત ન હોવી જોઇએ; કેમ ખરૂં કે નહિ ? "

" હા, બરાબર ! " પ્રીતિએ આનંદિત થઇને સ્મિત કર્યું: " ત્યારે તો હું તેમને તુરત જ ઓળખી લેવાની ! આ છબી તો સ્વપ્નમાંએ ઘણી વાર મારા જોવામાં આવી હશે, એટલે હું તેમને ભૂલવાની નથી ! પણ હવે ઉતાવળે ચાલો. "

નંદરામે તુરત કપડાં પહેરી લીધાં અને તે પ્રીતિની સાથે ચાલ્યો. નીચે આવીને તેણે મોટોર તૈયાર કરાવી અને તેમાં બેસીને બન્ને જણ ' સુપ્રભાત ' પત્રની ઓફીસ તરફ ચાલ્યાં.



## પ્રકરણ ૨ જું.

---

### સબ-એડીટર સુમનલાલ.

' સુપ્રભાત ' એ મુંબઇનું સ્હવારનું રોજીંદું વર્તમાનપત્ર હતું. મુંબઇમાં તેની બહોળી ઘરાકી હતી અને તેથી તે એક વજનદાર વર્તમાનપત્ર લેખાતું હતું. પત્રના મોભા પ્રમાણે તેનું છાપખાનું, ઓફીસ તથા કામ કરનારા માણસોની સંખ્યા પણ મોટી હતી. નંદરામની સાથે પ્રીતિ પોતાની જીંદગીમાં પહેલવહેલી જ આજે એક વર્ત્તમાનપત્રની ઓફીસમાં ગઇ હતી. છાપખાનાના મુખ્ય દરવાજામાં પેસતાંજ હવે ક્યાં જવું તેવો વિચાર આવતાં તે અકળાઇ. ઓફીસમાં અવારનવાર આવનારાઓ તો પોતાની મેળે જ યોગ્ય સ્થળે જઇ પહોંચતા, પણ કોઇ

કોઈ વાર અજાણ્યાઓ એ મોટું બારણું જોઇને ત્યાં આવી ચડતા, તેવી રીતે પ્રીતિ પણ ત્યાં આવી હતી; પરન્તુ દરવાજા પર ઊભેલા ઘાટીએ તુરત જ તેને પૂછ્યું: "તમે ક્યાં જવા ઇચ્છો છો બાઇ ?"

પ્રીતિએ જવાબ આપ્યો: "હું છાપાની ઓફીસમાં જવા ઇચ્છું છું."

"ત્યારે આ તો છાપખાનું છે: બાજુના નાના દરવાજામાં થઇને તમે છાપાની ઓફીસમાં જઈ શકશો." ઘાટીએ જવાબ આપ્યો.

પ્રીતિ અને નંદરામ ઘાટીની સૂચના પ્રમાણે તે દરવાજે ગયાં. ઓફીસમાં જઇને છાપાના મેનેજરને નંદરામે સઘળી વાત કહી, પણ મેનેજર તે બરાબર સમજી શકયો નહિ, કારણકે પોતાના છાપામાં એ ખબર કેવી રીતે છપાઇ હતી તે વિષે તે કશું જાણતો ન હતો; પરન્તુ તે નંદરામને એટલી સૂચના કરી શકયો કે "તમે અંદરના હૉલમાં જાઓ અને ત્યાં સુમનલાલ નામે એક સબ-એડીટર છે તેમને એ સઘળી વાત કહો, કારણકે પરદેશના તારો એડીટ કરીને તેની સઘળી વ્યવસ્થા કરવાનું કામ તે જ કરે છે."

પ્રીતિ અને નંદરામ અંદરના હોલમાં ગયાં. ત્યાં ચાર પાંચ જણાઓ ઉંધું માથું ઘાલીને લખવાનું કાર્ય કરી રહ્યા હતા, તેમાંના એકને પૂછીને નંદરામે સુમનલાલને ઓળખી લીધો અને પછી તે તેને મળ્યો. સુમનલાલનું ધ્યાન સૌથી પહેલાં પ્રીતિ તરફ ખેંચાયું, પરન્તુ તુરત જ તેણે નંદરામ તરફ મ્હોં ફેરવ્યું. નંદરામે સઘળી હકીકત સુમનલાલને કહી સંભળાવી. સુમનલાલે ક્ષણભર વિચાર કર્યો અને કહ્યું: "સન્મુખરાય શેઠને મેં જોએલા નહિ, પણ જ્યારે હું નાનો હતો ત્યારે મેં તેમનું નામ સાંભળેલું. હું તમને મારાથી બનતી મદદ કરીશ, પરન્તુ તમારો તાર તેમને બરાબર મળશે કે નહિ તે માટે મને શંકાશીલતા રહે છે."

"કેમ વારૂ ?"

"કારણકે અમારો કલકત્તાનો માણસ તેમનું નિવાસસ્થાન જાણતો હશે કે કેમ તે હું આપને ચોક્કસ રીતે કહી શકું તેમ નથી અને તેથી તમે કહો છો તેમ પરમ દિવસે સન્મુખરાય અહીં આવી પહોંચે એવી ધારણા પાર પડવાનો સંભવ નથી."

"પરમ દિવસે તો તે અહીં આવવા જ જોઇએ!" પ્રીતિ વચમાં બોલી.

સુમનલાલ પ્રીતિ તરફ જોઇને બોલ્યો: "કેમ વારૂ ? એટલી બધી તમોને શી ઉતાવળ છે?"

નંદરામે ઉત્તર આપ્યો: "પરમ દિવસે આ પ્રીતિગૌરીની વર્ષગાંઠ છે. તે સન્મુખરાયનાં પુત્રી છે. સ્વાભાવિક રીતે એવા આનંદને દિવસે પિતા વખતસર આવી પહોંચે એવી પુત્રીને ઇચ્છા તો થાય જ!"

સુમનલાલ પ્રસન્ન મુદ્રાથી બોલ્યો: "હા થાય જ! પ્રીતિગૌરીને તો મેં આજે પહેલવહેલાં જ જોયાં, પણ મને સાંભરે છે—એક મ્યુ-ઝીક સ્કુલના ઇનામના મેળાવડામાં તમને પીઆનો સુંદર રીતે બજાવવા માટે ઇનામ મળેલું હતું—નહિ વારૂ?"

પ્રીતિ સ્મિત કરીને બોલી: "જી હા; મુમ્બાપુરી સંગીત વિદ્યાલયમાં જ."

"હા, બરાબર! એ મેલાવડામાં હું ઓફીસ તરફથી હાજર હતો, એટલે મારા મગજમાં એટલું સ્મરણ રહ્યું છે; ત્યારે તો મેં તમને આજે બીજી વાર જોયાં. જુઓ પ્રીતિગૌરી! હું અત્યારે ને અત્યારે કલકત્તાના અમારા માણસને તાકીદનો તાર કરૂં છું અને તમોને જેમ બને તેમ વહેલો જવાબ મળે એવી તજવીજ કરૂં છું."

"તસ્દી માફ કરજો; તમે અમારા પર મોટો ઉપકાર કર્યો છે, પણ તે બદલ આપને જે કાંઇ ખર્ચ કરવું પડે—" નંદરામ બોલ્યો,

“ તે બદલ આપ કાંઇ ચિંતા નહિ કરશો. અમારા થોડાએક ખર્ચથી બાર વર્ષથી વિખૂટાં પડેલાં પિતા–પુત્રી બરાબર વેળાસર મળવા પામશે તો તેથી અમને ઘણો સંતોષ અને આનંદ થશે.” સુમનલાલે ગૃહસ્થને છાજે એવો જવાબ આપ્યો.

“ નહિ, નહિ ! અમારા કામને માટે તમે ખર્ચમાં ઉતરો, તે મને ઠીક લાગતું નથી.” પ્રીતિ બોલી. તેણે પોતાના પોલકાના ગજવામાંથી નાનું પોકેટ કાઢ્યું અને તેમાંની એક ગીની સુમનલાલને આપવા માંડી.

સુમનલાલે વિનયપુરઃસર તે લેવાની ના કહી અને જણાવ્યું: “ શું તમારૂં આટલું થોડું કાર્ય બજાવવા દઇને તમે મને ઉપકૃત નહિ કરો વારૂ ?” એમ કહેતાં એ ચળકતો સોનાનો સિક્કો સુમનલાલે પ્રીતિના નાજુક હાથમાં પાછો મેલ્યો. પ્રીતિએ ઉપકારવશ થતાં એ સિક્કો પાછો સ્વીકાર્યો. સુમનલાલની વિનયશીલતાએ પ્રીતિના હૃદયમાં વર્તમાનપત્રવાળાઓને માટે ઉંચા પ્રકારનો અભિપ્રાય ઉત્પન્ન કર્યો.

“ ત્યારે હવે અમે રજા લઇશું; તસ્દી માફ કરજો હોં !” એમ કહી પ્રીતિ બહાર ચાલી. નંદરામે પણ સુમનલાલની સાથે હસ્તધૂનન કરી રજા લીધી.

* * * *

સુમનલાલ એક નવયુવાન્ ગ્રેજ્યુએટ હતો અને તદ્દન સાધારણ સ્થિતિનો હતો. તેનાં માતાપિતા તેને નાનો મેલીને મરણ પામ્યાં હતાં. પિતાએ જે કાંઇ દ્રવ્ય પોતાની પાછળ મેલ્યું હતું તે સઘળું સુમનલાલે અભ્યાસ પાછળ ખર્ચી નાંખ્યું હતું. બાલ્ય વયથી જ તેને લેખન વ્યવસાય પસંદ હતો અને દેશભક્તિયુક્ત જીવન પ્રત્યે મમત્વ હતું; એટલે બી. એ. ની પરીક્ષા પસાર કર્યા પછી તુરત તેણે વર્તમાનપત્રની ઓફીસમાં થોડા પગારમાં પણ રહેવાનું પસંદ કર્યું હતું. માત્ર એક જ

વર્ષમાં પોતાની યોગ્યતાથી અને રાજદ્વારી તથા બીજા વિષયોના વાચન તથા મનનથી તે આગળ વધ્યો હતો. ' સુપ્રભાત ' પત્રના માલેકે તેની એ યોગ્યતાની કદર કરીને તેને વર્તમાનપત્રના એક વિભાગના સબ-એડીટરની પદવી ઉપર નિયુક્ત કર્યો હતો. એ પદવી ઉપર રહીને તેણે બહારગામના તારો એડીટ કરવાનું, તેનાં ભાષાંતરો કરવા માટે માણસોને સોંપવાનું તથા રીપોર્ટરોએ લખેલા અહેવાલો સુધારી તથા કામકુપ કરીને તૈયાર કરવાનું કામ બજાવવાનું હતું.

સુમનલાલ સુરતનો વતની હતો અને પહેલાં અભ્યાસને માટે તથા પછીથી નોકરીને માટે મુંબઇમાં રહેતો હતો. નવયુવકોનાં મગજમાં ઉપસ્થિત થતા અનેક પ્રકારના તરંગોના સરખા વિચારો અનેક વાર તેના મગજમાં પણ આવતા. સુંદરતા અને રસિકતાનો તે ઉપાસક હતો, છતાં નીતિમાં દઢ હતો. પ્રીતિની મનોરમ સુંદરતા કરતાંએ તેના લાવણ્યે તથા તેના સ્વભાવની સરલતાએ તેના હૃદયનું વધારે આકર્ષણ કર્યું હતું. તે ચાલી ગઈ ત્યારપછી પણ તે તેના સંબંધી વિચારમાં જ ગુમ બનીને બેઠો. એ પિતા-પુત્રી પહેલી વાર મળે, તે વેળાએ સરલ હૃદયની પ્રીતિના વદન ઉપર હર્ષની પ્રફુલ્લ રેખાઓ ઉપસી આવશે અને તે વખતે એ લાવણ્યમયી મુગ્ધા બાળાનું વદન કેવું સુંદર દેખાશે ? કેવી નૈસર્ગિક સરલતા તેના વદન ઉપર દીપી નીકળશે ? એ વિચારને અંતે તેના મગજમાં તરંગ આવ્યો: " તે વખતે પ્રીતિના સુંદર વદનનો ફોટોગ્રાફ લીધો હોય અને તે ચિત્ર ' સુપ્રભાત ' ના દિવાળીના અંકના મુખપૃષ્ઠ ઉપર છાપ્યું હોય તો કેવું સારૂં ?" સૌંદર્યના ઉપાસકને સૌંદર્યનાં જ સ્વપ્નો આવવા લાગ્યાં.

એજ ભ્રમણામાં ઉઠીને તે ઘેર ગયો અને પછી જમવાને લૉજમાં ગયો. પાછો પોતાના નિવાસસ્થાને આવીને તે પ્રીતિની સુંદરતાનો

વિચાર કરતો પલંગ ઉપર પડ્યો. જોતજોતાંમાં તે તંદ્રાથી ઘેરાયો અને અર્ધનિદ્રિત અવસ્થામાં પ્રીતિની સુંદરતાનાં જ સ્વપ્નો જોવા લાગ્યો !

મોડેથી જાગૃત થઇને તે પાછો ઓફીસમાં ગયો. એ વખતે મધ્યાહ્ન ક્યારનોએ વીતી ગયો હતો. પોતાની બેઠક પાસે આવીને તે ઊભો, તો ટેબલપર પોતાને નામે આવેલું એક બંધ કરેલું સુંદર પરબીડીઉં તેણે જોયું. માથાપરથી ટોપી નીચે મૂકતા પહેલાં તેણે તે પત્ર ઉપાડ્યો. અક્ષર અપરિચિત લાગ્યા. પત્ર ફોડ્યો, તો માંહેથી પ્રીતિગૌરીની વર્ષગાંઠની મીજલસમાં ભાગ લેવા જવા માટેનું આમંત્રણપત્ર નીકળ્યું ! એ સુંદર બાળાની રમ્ય મૂર્તિને જોવાનો તથા બને તો તેની સાથે વાતચીત કરવાનો લાભ પોતાને પુનઃ મળશે એ વિચારે તેને આનંદિત બનાવ્યો. પ્રસન્ન વદને તે ખુરશીપર બેઠો. ટેબલપર આવી પડેલા તારના થોકડા તે ઉકેલવા લાગ્યો, એટલામાં એક તાર ' સુપ્રભાત ' ના કલકત્તા ખાતેના માણસનો તેના જોવામાં આવ્યો તેમાં જણાવેલું હતું કે " તમોએ મોકલેલો સંદેશો સન્મુખરાયને પહોંચાડ્યો છે અને આજે રાતના તે અહીંથી ઉપડશે. " આ આનંદદાયક ખબરથી સુમનલાલને સંતોષ થયો અને તાર તરફ ટીકીને જોતો તે બેઠો. એટલામાં ઓફીસના એક માણસે આવીને કહ્યું: " ટેલીફોન ઉપર તમને કોઇ બોલાવે છે. "

સુમનલાલ તુરત ઉઠ્યો. ટેલીફોનપર જતાં અને પહેલો અવાજ આવતાં જ તેણે તે ઓળખ્યો. એ પ્રીતિનો જ મધુર સ્વર હતો. ટેલીફોનમાં પ્રીતિ ઉત્સાહથી બોલી: " મીસ્તર સુમનલાલ ! હું તમારો આભાર માનું છું. મારા પિતાજી તરફથી મને તારનો સંદેશો અત્યારે મળી ગયો છે. તેઓ આજે રાત્રે ત્યાંથી નીકળીને પરમ દિવસે સવારે જરૂર આવશે. "

સુમનલાલે વળતો જવાબ આપ્યો: " મને પણ અમારા માણસનો સંદેશો મળ્યો છે કે આપણો સંદેશો સન્મુખરાયને પહોંચી ચૂક્યો છે. હું તેથી ખુશ થયો છું. "

" તમે મારે માટે બહુ તસ્દી લીધી છે. માફ કરજો સાહેબ ! "

" મેં મારી ફરજ બજાવી છે. "

" મારો આમંત્રણનો પત્ર તમને મળ્યો હશે; પરમ દિવસે મીજલસમાં જરૂર પધારજો. "

" આપના આમંત્રણનો હર્ષ સાથે સ્વીકાર કરૂં છું. " સુમલાલ બોલ્યો.

થોડી વધારે વાતચીત કરવાને સુમનલાલ તો આતુર હતો, પરન્તુ પ્રીતિએ જ ટેલીફોનનો સંબંધ તોડી નાંખવાની પહેલ કરી એટલે સુમનલાલને પણ એટલેથી જ અટકવું પડ્યું.

---

## પ્રકરણ ૩ જું.

---

### મોહિની.

હવે માત્ર બાર કલાક પછી જ પ્રીતિ પોતાના પિતાનું મુખદર્શન કરવાને ભાગ્યશાળી થવાની હતી અને તેથી તેના હૃદયનો આનંદ ફલ્યો સમાતો નહોતો. પોતાની વર્ષગાંઠ નિમિત્તે તેના અંતરમાં જે કાંઇ આનંદ ઉદ્‌ભૂત થયો હતો તેના કરતાં દશગણો વધારે આનંદ પિતાના મુખદર્શનની ઉત્સુકતાને લીધે અત્યારે ઉછળી રહ્યો હતો. સન્મુખરાયની મોટી છબીની એક ડઝન નકલો તૈયાર થઇને આવી ગઇ હતી અને તે દરેકે દરેક ઓરડામાં ટાંગી દેવાનો તેનો વિચાર હતો; તેથી આજે સાંજે બહાર ફરવા જવાનું પણ બંધ રાખીને તેણે એ છબીઓન

ગોઠવણ કરાવવા માંડી હતી. એક ચાકરને સાથે રાખીને તે એ છબીઓ ગોઠવાવતી હતી. દરેક ઓરડામાં છબી કયાં ટાંગવાથી તે એકદમ પિતાજીની દૃષ્ટિમાં આવશે, એ જ તેનો પ્રધાન વિચાર હતો અને તેથી છબી ટાંગવાનું સ્થળ પસંદ કરવા માટે ચાકર સાથે ચર્ચા ચલાવવામાં તે બહુ જ રસપૂર્વક ભાગ લેતી હતી. તે કામમાં કોઇ વાર તે નંદરામનો અભિપ્રાય પણ લેતી હતી. સાંજે તે પોતાના સૂવાના ઓરડામાં છબી ટંગાવતી હતી, એટલામાં તેની એક સખી મોહિની એકાએક આવી પહોંચી અને દ્વારમાં ઊભી ઊભી સ્મિત કરતી બોલી: "ઓહો ! આ તો વર્ષગાંઠની મીજલસ માટે બધી તૈયારી થતી લાગે છે, કેમ પ્રીતિ બ્હેન ?"

"કોણ ? બ્હેન ! અત્યારે કયાંથી આવી ચડી વારૂ ?" પ્રીતિએ મોહિની તરફ જોઈને પ્રશ્ન કર્યો.

"સહેજ આ રસ્તે નીકળી હતી, એટલે મન થયું કે ચાલ, પ્રીતિને મળી આવું ! પણ આ વર્ષગાંઠ તો ભારે ધામધુમ સાથે ઉજવવાનો વિચાર કર્યો છે કે શું ?" મોહિનીએ પૂછ્યું.

"શું તને ખબર નથી ? પિતાજી કાલે સ્હવારે આવી પહોંચવાના છે ! કલકત્તાથી તેમનો તાર પણ આવી ગયો છે !" પ્રીતિ હર્ષથી બોલી ઉઠી.

"શું કહ્યું ? નાના કાકા આવવાના છે ? ત્યારે તો આનંદની વાત ! પણ એકાએક શું તાર જ આવ્યો ? બીજા કાંઈ જ સમાચાર નથી ?" મોહિનીએ આશ્ચર્ય વ્યક્ત કરતાં પૂછ્યું.

"છાપામાં એકાએક ખબર આવી કે તે કલકત્તામાં જાહેર થયા છે; પછી મેં તાર કર્યો, એટલે જવાબ આવ્યો કાલે સ્હવારની મીજલસમાં તે જરૂર આવી પહોંચવાના ! અહો ! બ્હેન ! સાચું કહું ? હું તો ક્ષણે ક્ષણે અધીરી બનતી જઉં છું ! જો, દરેક દરેક ઓરડામાં મેં

તેમની છબીઓ ટાંગી છે !"

" ઉંહ ! એવું વળી તને કેમ ગમ્યું ? એથી શું કાકા વધારે ખુશ થશે ? હું તો ધારૂં છું કે દરેક ઓરડામાં પોતાની છબી જોઇને તેમને તેમનું દુઃખ સાંભરી આવશે અને તેથી તે દિલગીર બની જશે !" મોહિનીએ પોતાનો વિચાર જણાવ્યો.

" એમાં દિલગીરી શામાટે થવી જોઇએ ? મારો ઉમંગ તથા પિતૃ-ભક્તિ જોઇને તેમને ખરેખર હર્ષ તથા સંતોષ થવો જોઇએ !"

" બ્હેન ! હજી તું નાની અને ભોળી છે ! તું શું જાણે ? જ્યારે તે બહુ સંકટમાં સપડાએલા હતા અને ચોમેરથી આપત્તિઓમાં ઘેરાઈ ગયા હતા, ત્યારે તેમણે આ છબી પડાવી હતી એવું મને સાંભરે છે. આ જ છબી સ્થળે સ્થળે જોઇને તેમને તેમનું જૂનું દુઃખ સાંભરી ન આવે શું ? તેટલા માટે જ હું કહું છું કે આ છબી ઠેકાણે ઠેકાણે ટાંગવી એ સારૂં નથી."

આ સાંભળીને પ્રીતિ વિમાસણમાં પડી. જે કાર્ય પોતે પિતાના આનંદનો વધારો કરવાને ધાર્યું હતું તે જ કાર્ય પિતાના શોકમાં વધારો કરનારૂં થઇ પડે એવો સંભવ મોહિનીના કથન ઉપરથી તેને જણાવા લાગ્યો. મોહિની પચીસ વર્ષની યુવતી હતી અને તે અવાર–નવાર પ્રીતિની ખબર કાઢવાને માટે આવતી હતી. કેટલાક વખતથી તે પ્રીતિને ત્યાં આવતી જતી. પ્રીતિ કે નંદરામ તેને ઓળખતાં નહોતાં, પરન્તુ મોહિનીએ જ શરૂઆતમાં ઓળખાણ આપતાં સન્મુખરાયની કેટલીક જૂની વિગતો આપીને કહ્યું હતું કે " સન્મુખરાયના કાકાના દિકરા ભાઈ ધીરજરાય જે લાંબા વખત સુધી દિલ્હીમાં નોકરી કરતા હતા, તે મારા પિતા થાય. જ્યારે હું નાની બાળકી હતી, ત્યારે મારા પિતાની સાથે ઘણી વાર મારા કાકાને ઘેર આવતી,

પણ હમણાં ઘણાં વર્ષથી આવી નથી." વિશેષમાં મોહિનીએ સન્મુખરાયની મુશ્કેલી તથા આફતની કેટલીક વાતો પોતાના પિતાદ્વારા જાણેલી તે વિષે પણ તે ઘણી વાર વાતચીત કરતી હતી અને પોતાના પૂર્વ પરિચયની માહિતી આપતી હતી. મોહિનીને મુંબઇમાં એક સુખી ગૃહસ્થ વેરે પરણાવવામાં આવી હતી. તેના પતિની ઝવેરાતની પેઢી મુંબઈમાં ચાલી રહી હતી અને નંદરામ પણ તેને એક વેપારી તરીકે કેટલાક વખતથી ઓળખતો હતો. મોહિની પ્રીતિ કરતાં વયમાં મોટી હોવાથી તે તેને ઘણી વાર એક મોટી બ્હેન તરીકે શિખામણ આપતી, જરૂર જણાયે કપડાં પણ આપતી અને પ્રીતિ પણ તેના પ્રત્યે પૂર્ણ માનપૂર્વક જોતી. પ્રીતિને માટે કાળજી રાખનાર તેની મોટી બ્હેન મળી આવી તે જોઇને નંદરામને પણ પ્રીતિ માટેની પોતાની ચિંતાનો ભાર ઓછો થએલો જણાવા લાગ્યો. પ્રીતિના કલ્યાણ માટેની મોહિનીની આતુરતા જોઇને નંદરામ પણ તેની ઘણી વાર પ્રશંસા કરતો અને મનમાં કહેતો કે "આ જગતમાં જેનું કોઇ નથી તેનો પ્રભુ છે. પ્રભુ કોઇને ને કોઇને પોતાનાં બાળકોના રક્ષણને માટે મોકલી આપે છે; તેવી જ રીતે પ્રભુએ પ્રીતિની મોટી બ્હેનને બરાબર મુંબઇમાં મોકલી આપી છે, એટલે કદાચ મારૂં મોત થાય, તોએ પ્રીતિની સંભાળ કોણ રાખશે એવી ચિન્તા હવે મારે રાખવી પડશે નહિ." પ્રીતિના ઉછળતા રસિક ભાવોને નહિ દબાવી દેવાને ઘણી વાર મોહિની પ્રીતિની મોટી બ્હેન મટીને તેની સમવયસ્ક સખીરૂપ પણ બની જતી.

દરેક ઓરડામાં પિતાની છબી ગોઠવવાનું કાર્ય મોહિનીને વાજબી લાગ્યું નહિ, તેથી પ્રીતિને મોટો વિચાર થઇ પડ્યો. તેણે નંદરામને બોલાવીને તેને મોહિનીનો વિચાર જણાવ્યો. નંદરામે થોડી વાર વિચાર

કરીને કહ્યું: "પિતાજીએ આ છબી પોતાની મુશ્કેલીના વખતમાં પડાવેલી ખરી, પરન્તુ છબી જોઇને તેમને પોતાનું આગલું દુઃખ સાંભરી આવશે એવું માની લેવાની જરૂર નથી. જો તને હોંશ છે તો ભલે દરેક ઓરડામાં એ છબી ગોઠવી દે."

મોહિની બોલી: "નંદરામ! તમે ભૂલ કરો છો હાં! કાકાશ્રીને આ છબી જોઇને બહુ દુઃખ લાગશે, માટે ઓરડામાં આ છબી ગોઠવવાનું બંધ જ રાખો!"

"બ્હેન! તું ભૂલે છે! એ છબીનું સ્મરણ કાંઇ બહુ મહત્ત્વનો બનાવ નથી! તું તારે નિશ્ચિંત રહે! હું મોટા ભાઇનો સ્વભાવ વધારે જાણું છું! હું ખાત્રીથી કહું છું કે તેથી તેમને જરાએ દુઃખ થવાનું નથી." નંદરામે કહ્યું.

આ જવાબ મોહિનીને કાંઇક અપમાનજનક લાગ્યો, પણ તેથી તેણે જરાએ ખિન્નતા દર્શાવી નહિ. તે એ વાતને વિસારી મેલીને પ્રીતિની સાથે જૂદી જ વાતચીતમાં ગુંથાઇ.

"પ્રીતિ! ત્યારે શું નાના કાકા કાલે સ્હવારમાં જ આવશે? હું તેમને લેવાને સ્ટેશનપર સામી આવીશ; વારૂ, કઇ ટ્રેનમાં આવવાના છે?" મોહિનીએ પૂછ્યું.

"એવો કશો ખુલાસો એમણે પોતાના તારમાં કર્યો નથી; પણ હું ધારૂં છું કે સ્હવારે સાડાછ વાગતાં જે ટ્રેન આવે છે તેમાં જ એ આવશે, કારણકે કાલે સ્હવારે તે મુંબઇ પહોંચશે એટલો અધૂરો ખુલાસો માત્ર તારમાં હતો." પ્રીતિએ ઉત્તર આપ્યો. એટલો ઉત્તર આપીને પ્રીતિ કાંઇ વિચારમાં પડી ગઇ. થોડી વારે તે નંદરામને સંબોધીને બોલી: "કાકા! પિતાજીને લેવાને સ્ટેશનપર કોણ કોણ જઇશું?"

"હું અને તું બે જણ માત્ર જઇશું." નંદરામે ઉત્તર આપ્યો.

"હું પણ મારે ઘેરથી પરભારી સ્ટેશનપર આવીશ." મોહિની બોલી.

"ના બ્હેન! કાલે તારે થોડું કામ કરવાનું છે. સ્હવારમાં જ મીજલસ છે એટલે કેટલાકો ઘણા વહેલા અહીં આવવા લાગશે અને અમે બન્ને સ્ટેશનપર જઈશું, એટલે પરોણાઓનો સત્કાર કરવાને કોઇ માણસ જોઇએ કે નહિ? અમારી ગેરહાજરીમાં પરોણાઓનો સત્કાર કરવાનું કામ કાલે તારે બજાવવું પડશે, માટે સ્હવારમાં વહેલી તું અહીં જ આવજે!"

"ત્યારે નાના કાકાને મળવાને શું હું સ્ટેશને ન આવું?" મોહિની જરા લાડથી બોલી.

"તું પ્રીતિની બ્હેન અને સખી કહેવાય, એટલે પ્રીતિની ગેરહાજરીમાં તારે આટલું કામ શું ન કરવું જોઇએ? અમે દશ મિનિટ પહેલાં મળીશું અને તું થોડી મોડી મળી શકશે એની કાંઇ ફીકર નહિ, પણ ઘરમાં કોઇ સારૂં માણસ પરોણાઓનો સત્કાર કરવા માટે જરૂર જોઇએ." નંદરામે મોહિનીને સમજાવતાં કહ્યું.

"ભલે ત્યારે, તમે કહો છો તો એટલું કામ હું માથે રાખીશ અને સ્હવારમાં વહેલી હું અહીં આવી પહોંચીશ" છેવટે મોહિનીએ ખુશી બતાવી.

પ્રીતિ બોલી: "અને બ્હેન! મારી ગેરહાજરીમાં મારી જે બ્હેનપણીઓ આવે તેમને મારા ઓરડામાં બેસાડજે: પુરૂષવર્ગ ભલે પિતાજીવાળા દિવાનખાનામાં બેસે અને મનહરલાલને કહેજે કે તે પણ જરા વહેલા આવે."

પોતાના પતિના નામના ઉચ્ચાર ઉપર જરા લજ્જાનું દર્શન કરાવીને મોહિની નીચું જોઇ ધીમેથી બોલી: "વારૂ કહીશ: ત્યારે હવે મને રજા છે?"

"હા, ભલે જા. કાલે વહેલી આવજે." પ્રીતિએ કહ્યું અને મોહિની ગઇ. તે ગયા પછી પ્રીતિ બોલી: "કાકા! તેની ઇચ્છાની વિરૂદ્ધ તમે બધા ઓરડામાં છબીઓ ટાંગવાની હા કહી તેથી તેને માઠું લાગ્યું હતું, હાં!"

નંદરામ બોલ્યો: "પણ છેલ્લે મેં તેને સારૂં લગાડવાને જ પરોણાઓનો સત્કાર કરવાનું કાર્ય તેને સોંપ્યું છે! તેં જોયુંને? એથી તે કેટલી ખુશ થએલી દેખાઇ હતી?"

પ્રીતિ છબીઓની ગોઠવણ કરાવવાના કાર્યમાં પુનઃ ગુંથાઇ.

---

## પ્રકરણ ૪ થું.

---

### મીજલસ.

પ્રીતિની વર્ષગાંઠનો બેવડા આનંદનો દિવસ છેવટે ઉગ્યો. સહવારમાં જે મીજલસ ભરાવાની હતી તેને લગતી સઘળી તૈયારીઓ આગલે દિવસે કરી રાખવામાં આવી હતી, છતાં તે દિવસે સહવારે વ્હેલાં પરોઢમાં ઉઠ્યા વિના પ્રીતિને ચાલ્યું નહિ. સૂર્યોદય થયા પહેલાં પિતાજીને લેવાને તેને સ્ટેશનપર જવાનું હતું, તેથી તેણે ઘણા જ વ્હેલા ઉઠી, નાહી, ચોટલો વાળી, વસ્ત્રો પહેરવા માંડયાં. એ સઘળો ઠઠેરો કરતાં કરતાં તો દિવસ ઉગવાનો સમય થવા આવ્યો, એટલામાં મોહિની ત્યાં આવી પહોંચી. પ્રીતિ અને નંદરામ સ્ટેશને જવાને તૈયાર થઇ રહ્યાં હતાં, એટલામાં મોહિની આવી એટલે પ્રીતિએ તેને પરોણાઓની બેઠક, તેમનો સત્કાર કરવાની ગોઠવણ, વગેરે વિષે સઘળું તેને સમજાવી દીધું. મોહિની તે સમજી લઇને દિવાનખાનામાં જઇ બેઠી અને

પ્રીતિ તથા નંદરામ મોટરમાં બેસી સ્ટેશન તરફ ચાલ્યાં.

જે ઓરડાઓમાં પુરૂષ અને સ્ત્રી પરોણાઓનો સત્કાર કરવામાં આવનાર હતો, તે ઓરડાઓમાં મોહિની ફરી વળી. ત્યાંની મનોહર રચના જોઇને તેને આનંદ થએલો દેખાયો, પરન્તુ જ્યાં અને ત્યાં સન્મુખરાયની છબીઓ ટાંગવામાં આવેલી જોઇને તેને સારૂં લાગ્યું નહિ. ઓરડાઓમાંની સઘળી રચના ઝીણી નજરથી જોઇને તેમાંથી મળતા આનંદનો આસ્વાદ તે લેતી જણાતી હતી, પરન્તુ પોતાની સૂચનાની વિરૂદ્ધ ટાંગવામાં આવેલી છબી તરફ તે ગુસ્સો કરતી દેખાતી હતી. એટલામાં તો તેનો પતિ મનહરલાલ કાંઇ અજબ પ્રકારનો ઠેકો કરીને બુટના ચમકારા બોલાવતો આવી પહોંચ્યો ! મનહરલાલની સાથે ફરીને મોહિનીએ તેને સઘળી રચના બતાવી. મોહિનીનો મત સન્મુખરાયની છબી દરેક ઓરડામાં ટાંગવાની વિરૂદ્ધમાં હતો, એટલે તેણે પોતાના મતની તરફેણમાં દલીલો કરીને મનહરલાલનો ગુસ્સો પણ તે ગોઠવણ તરફ ઉત્પન્ન કર્યો.

બન્ને જણ બધે ફરીને મુખ્ય દિવાનખાનામાં આવી પહોંચ્યાં, એટલામાં એક પરોણો આવી પહોંચ્યો અને તેને જોતાં જ મનહરલાલ ભડક્યો ! તે 'સુપ્રભાત' પત્રનો સબ એડીટર સુમનલાલ હતો ! તેને દૂરથી જોતાં જ મનહરલાલે પોતાની પત્નીને ધીમેથી પૂછ્યું: " આ ખવીસને વળી કોણે આમંત્રણનું કાર્ડ મોકલ્યું હતું ? "

" મને ખબર નથી; કેમ વારૂ ? એ કોણ છે ? " મોહિનીએ પોતાના પતિને પૂછ્યું.

" શું તું એને ઓળખતી નથી ? એ તો છાપાવાળો છે ! એક ખાનગી મીજલસમાં વળી તેને આમંત્રણ હોય ? પ્રીતિએ આવી મૂર્ખના કેવી રીતે કરી ? આજકાલના છાપાવાળાઓ ઉપર મને બહુ

તિરસ્કાર છે !" મનહરલાલ ભ્રૂકુટી ચડાવતો બોલ્યો.

"મને તે વિષે કશી ખબર નથી. પણ હવે એ આવ્યો છે તો તેનો કાંઇ સત્કાર કર્યા વિના ચાલશે ?" મોહિની બોલી.

એટલામાં સુમનલાલ નજીક આવી પહોંચ્યો. મનહરલાલે હસતે મ્હોંએ તેનો સત્કાર કર્યો અને હાથ મિલાવી એક આસન ઉપર બેસવા કહ્યું. સુમનલાલ પોતાની આંખોને આમથી તેમ ફેરવતો અને પોતાના આનંદની વસ્તુને શોધી કાઢવાને મથન કરતો એક ખુરશીપર બેઠો અને મનહરલાલની સાથે વાતે વળગ્યો. કાંઇ અવનવી વાતો કરતાં સુમનલાલે વચમાં એક પ્રશ્ન કરી વાળ્યો: "પણ અહીં પ્રીતિગૌરી કેમ દેખાતાં નથી ?"

મનહરલાલ બોલ્યો: "શું તમે નથી જાણતા કે આજે તેમના પિતા કલકત્તાથી આવી પહોંચવાના છે ? તમારા છાપામાં જ એ ખબર તો આવી હતી !"

"હું સમજ્યો. તેમને લેવાને એ સ્ટેશને ગયાં હશે" સુમનલાલે પોતાના ખીસ્સામાંથી ઘડીયાળ કાઢી, તેમાં ટાઇમ જોઇને કહ્યું: "હજી તેમને આવતાં અર્ધો-પોણો કલાક જોઇએ." એમ કહીને તે પોતાની સાથે આણેલા પુસ્તકનાં પાનાં ફેરવવા મંડ્યો. તે જ પુસ્તક સુમનલાલ પ્રીતિને નવી વર્ષગાંઠની ભેટ તરીકે આપવાને લાવ્યો હતો.

એક પછી એક પરોણાઓ આવવા લાગ્યા. ચાહ, મુખવાસ, પુષ્પગુચ્છ વગેરેથી તેમનો સત્કાર કરવામાં આવતો. પુરૂષોનો સત્કાર મનહરલાલ કરતો અને સ્ત્રીઓને મોહિની સત્કારતી. સ્ત્રીવર્ગમાં બહુધા પ્રીતિની સખીઓ અને સાથે અભ્યાસ કરતી યુવાન બાળાઓ હતી. પુરૂષવર્ગમાં સન્મુખરાયના જૂના સંબંધીઓ, વેપારીઓ, સ્નેહીઓ

વગેરે હતા. આજે સૌ મોટા ઉત્સાહમાં આવ્યા હતા કારણકે સૌ ઘણાં વર્ષો પછી સન્મુખરાયનું દર્શન કરવાના હતા ! સુમનલાલને તેઓમાંના ઘણા ખરા ઓળખતા અને સૌને પ્રીતિ આવે ત્યાંસુધી વખત ગાળવા માટે સુમનલાલની સાથે વાતચીત કરવાનું ઠીક ફાવતું.

પ્રીતિની નવી વર્ષગાંઠ પ્રસંગે તેને જૂદા જૂદા સ્નેહીઓ તથા સંબંધીઓ તરફથી જે ભેટો મળવાની હતી તેનું સુંદર પ્રદર્શન આજે એ દિવાનખાનામાં ભરાયું હતું ! કોઇના હાથ ચાંદીનાં ફ્લાવરવાઝ અને રકાબીઓથી શોભી રહ્યાં હતાં, તો પોતાના હાથમાંના સુંદર રેશમી રૂમાલોમાં કોઈ અવનવી વસ્તુઓ બાંધી લાવેલા જોવામાં આવતા હતા. પ્રીતિની કેટલીક સખીઓ પોતાની છબીઓને ચાંદીની ફ્રેમના તખતામાં મઢીને સાથે લાવી હતી અને સૌમાં કોની છબી વધારે મૂલ્યવાન્ તથા દેખાવડી હતી, તે માટે કેટલીક હરીફાઈ પણ ચાલતી હતી. સુમનલાલ એકલો જ એક પુસ્તક પોતાની સાથે લાવ્યો હતો, જોકે બીજાઓની સોના-રૂપાની ભેટો કરતાં તેને પોતાની ભેટ વધારે મૂલ્યવાન્ લાગતી હતી.

વાતચીતનો આનંદ મેળવતાં સૌ બેઠાં, એટલામાં સાત વાગ્યા. ઘડીઆળના સાત રણકારા તરફ સૌનુ લક્ષ ગયું અને સૌના ધ્યાનમાં આવ્યું કે હવે સન્મુખરાયની સાથે પ્રીતિ થોડી જ વારમાં આવી પહોંચવી જોઇએ. સુમનલાલે તો બારીએથી ડોકીઉં કરીને બહાર નજર પણ કરી, પરન્તુ પ્રીતિની મોટાર હજી જોવામાં આવતી નહોતી.

એ ઉપરથી પરોણાઓમાં સન્મુખરાયના અજ્ઞાતવાસ સંબંધે વાતચીતનો પ્રારંભ થયો. એક પારસી ગૃહસ્થે કહ્યું : " આતલાં બધાં વરસો તુલીંટ સન્મુખરાય આય દેસમાં છુપાઈ બેથા હોસે એવું

હું માનતો જ ન ઉતો; પન તેવણુને એમ છુપાતા ફરવાનુ કારન સું મલીસું ઉતું વારૂ ?"

એક રૂના વેપારીએ કહ્યું: "એ તો અમે પણ જાણુતા નથી. તેમને શિરે કાંઇ વેપારનું જોખમ આવી પડ્યું હશે એમ હું ધારૂં છું."

એક બીજા વેપારીએ કહ્યું: "અરે નહિ રે ! તેમની સ્ત્રીના મરણ પછી તેમણે વેપાર ધંધો કરવાનું જ મૂકી દીધું હતું."

એક જુવાન પારસી બોલ્યો: "માફ કરો સાહેબ ! મેં એવણુને ચાર–પાંચ વાર શરતના મેદાનમાં જોયલા ઉતા. હું ધારૂંચ કે એવણુને માથે કાંઇ બોજો હોસે."

"મેં તો એવું સાંભળ્યું હતું કે કોઇ બદમાશો તેમની પાછળ પડ્યા હતા અને તેઓ તેમની પાસેથી નાણું કઢાવવા માંગતા હતા. તેઓના ત્રાસથી તે છુપાયા હોવા જોઇએ." એક મારવાડીએ કહ્યું.

મનહરલાલ બોલ્યો: "એ વાત ન બને તેવી છે. સન્મુખરાય કાંઇ બાળક નહોતા. એવું હોય તો તે પોલીસની મદદ લીધા વિના રહે જ નહિ !"

હવે સુમનલાલ એ વાતમાં ભળ્યો અને બોલ્યો: "મુંબઇની ઘટનાઓ ઘણી વિલક્ષણ છે. અત્યારે કાંઇ જ અનુમાનો કરવાં નકામાં છે. હવે પાંચ-દશ મિનિટમાં સન્મુખરાય પોતે આવી પહોંચશે અને તેમના અજ્ઞાતવાસનું કારણ તે પોતે કહેશે એટલે આપણે જાણીશું. હાં, સાંભળો, પ્રીતિગૌરીની મોટારનું બ્યુગલ વાગ્યું !"

સૌ અધીરાઇથી બારી તરફ જોવાને દોડ્યા. ખરેખર, પ્રીતિની મોટાર જ આવી પહોંચી હતી. જોતજોતાંમાં મોટાર ઊભી રહી અને સૌએ બારીમાંથી તે તરફ જોયું ! પણ નિરાશ ! સન્મુખરાય તેમાં બેઠો નહોતો !!

થોડીએક ક્ષણોમાં પ્રીતિ અને નંદરામ ઉપર આવ્યાં. ગરીબ બિચારી ઉત્સાહવતી પ્રીતિનું વદન અત્યારે નિરાશાથી પડી ગએલું હતું! સૌ તેને પૂછવા મંડી ગયાં: "કેમ બ્હેન! સન્મુખરાય ન આવ્યા?"

"ના." પ્રીતિએ ટૂંકો જવાબ આપ્યો જો તેને વધારે લાંબો જવાબ આપવો પડે તેમ હોત, તો કદાચ તે રોઈ પડી હોત!

નંદરામે સૌને કહ્યું: "તે અત્યારની ટ્રેનમાં જ આવી પહોંચવા જોઇતા હતા, પણ શા કારણથી આવી શક્યા નહિ તેની કશી સમજ પડતી નથી. કાંઇ તાર કે પત્ર હોય તો ખબર પડે." એમ કહી તેણે પ્રીતિને ધીમેથી કહ્યું: "બ્હેન! આ સર્વ જણ તને વર્ષગાંઠનું અભિનંદન આપવાને આવ્યા છે, તેમને તું હસતે મ્હોંએ મળ. તેમનો સત્કાર કર અને થોડી વાર નિરાશા તથા શોકને વિસરી જા."

પ્રીતિ નંદરામની સૂચના પ્રમાણે વર્તી. તે એક પછી એક સઘળા સ્નેહીઓને મળી. તેમની ભેટો તેણે આનંદભેર સ્વીકારી. પછી બાજુની અગાશીમાં સૌને માટે લીલા તથા સૂકા મેવાના નાસ્તાની ગોઠવણ રાખવામાં આવી હતી, ત્યાં સૌ ગયાં અને સૌએ પોતપોતાની રૂચિને તૃપ્ત કરી. સુમનલાલે આનંદમાં મસ્ત બનેલી પ્રીતિના રમ્ય વદનના દર્શનની જે આશા રાખી હતી, તે ફોકટ ગઇ, કારણકે આજે તેના વદનપર બહુધા ઉદાસીનતા જ જોવામાં આવતી હતી. સૌની સાથે સુમનલાલ પણ પ્રીતિને મળીને જવા લાગ્યો તે વખતે પ્રીતિને સાંભરી આવ્યું અને તેણે કહ્યું: "મીસ્તર સુમનલાલ! થોડી વધારે તસ્દી આપું તો મને માફ કરશો?"

"એમ કહીને તમે મને શરમાવો છો! જે કાંઇ કહેવું હોય તે બેલાશક ફરમાવો."

"ત્યારે મારા પિતાજી આજે વખતસર કેમ ન આવી પહોંચ્યા, તેનું કારણ તમે તમારા કલકત્તાના માણસને પૂછીને મને જણાવશો ?" પ્રીતિએ ઓશિયાળે વદને કહ્યું.

"હા, ઘણી જ ખુશીથી. હું હમણાં તેને તે સંબંધે પૂછાવું છું. જે કાંઈ જવાબ આવશે તે હું તમને ટેલીફોનમાં જણાવીશ."

"ઉપકાર થયો."

"ત્યારે હવે હું રજા લઉં ?"

"હા, ઘણી ખુશીથી; તમે કોઇ કોઈ વાર મને મળતા રહેશો તો મને બહુ આનંદ થશે."

આ વાતચીત થતી હતી, ત્યારે મનહરલાલ દૂર ઊભો ઊભો ભ્રકુટી ચડાવીને પ્રીતિની તરફ આડી નજરે જોઇ રહ્યો હતો !

---

## પ્રકરણ ૫ મું.

### પિતા અને પુત્રી.

જે દિવસ મોટા આનંદમાં ગાળવાનો હતો તે આખો દિવસ પ્રીતિએ મોટા શોકમાં વીતાડ્યો. બપોર પછી સુમનલાલ તરફનો કાંઇક આશાજનક ટેલીફોન આવવાની વકી તેણે રાખી હતી, પરંતુ સાંજ સુધી કાંઇ જ ખબર આવ્યા નહિ અને છેવટે સાંજે મોટા શોકભારની વચ્ચે તે મોટારમાં બેસી ફરવા ચાલી ગઇ. મોહિની, મનહરલાલ અને અનેક બીજાં આપ્તજન જેવાં સંબંધીઓ છેલ્લા પ્રહરસુધી પ્રીતિને ત્યાં જ રોકાયાં હતાં, તેઓ પ્રીતિ બહાર ફરવા ગઇ એટલે પોતપોતાને સ્થાને ચાલ્યાં ગયાં. પોતાના શેઠને યથોચિત અવસરે નહિ જોઈ શક-

વાથી નંદરામ પણ ખિન્ન બની ગયો.

રાત્રે આઠ વાગતાં પ્રીતિ પાછી ફરી. ત્યારપછી તેણે ભોજન કર્યું અને પછી તે સૂવાના ઓરડામાં ચાલી ગઇ. ત્યાં ટાંગેલી પિતાની છબી તરફ જોઈને તે વિચારમાં પડી ગઈ. તેની આંખમાં જળ ભરાઇ આવ્યું અને તે નિઃશ્વાસ નાંખી બિછાનામાં પડી.

નંદરામ દિવાનખાનામાં બેઠો બેઠો પ્રીતિને તે દિવસે મળેલી ભેટો તપાસતો હતો અને તે સઘળી વસ્તુઓની એક યાદી તૈયાર કરતો હતો. બહારગામથી કેટલાક પત્રો પ્રીતિની વર્ષગાંઠ પ્રસંગે આવ્યા હતા, તે પણ નંદરામ વાંચતો હતો. તે વખતે એકાદ પ્રહર રાત્રી વ્યતીત થઈ ગઇ હતી. દીવાનખાનાની મધ્યમાં એક મોટી બત્તી પ્રકાશ આપી રહી હતી અને તેથી આખો ઓરડો અત્યંત દીપી રહ્યો હતો. એટલામાં કોઇનો ધીમો પગરવ સંભળાયો અને નંદરામે લખવામાંથી માથું ઉંચું કરીને દ્વાર તરફ નજર કરી. તેણે પોતાના મોટા આશ્ચર્યની વચ્ચે જોયું કે દીવાનખાનાના મુખ્ય દ્વારમાં સન્મુખરાય–પોતાનો અદ્રશ્ય બની ગએલો માલેક–ઘણાં વર્ષોના વિયોગ પછી ગુપચુપ આવીને ઊભો હતો! તેને જોઇને નંદરામ એકદમ ઊભો થઇ ગયો! તેણે એક ક્ષણમાં નખથી શિખાપર્યંત સન્મુખરાયને જોયો અને એકદમ બોલ્યો: “કોણ? સન્મુખ–”

પણ સન્મુખરાયના નામનો પૂરેપૂરો ઉચ્ચાર નંદરામ કરે તે પહેલાં તો સન્મુખરાય દોડયો અને હર્ષથી નંદરામને ભેટી પડ્યો! ઉભયની આંખોમાંથી અસ્ખલિત અશ્રુધારા વહન કરવા લાગી! બન્નેનો કંઠ ભરાઇ આવ્યો અને કોઇનાથી એક શબ્દ પણ બોલી શકાયો નહિ. થોડી વારે હૃદય શાંત થતાં નંદરામે પૂછ્યું: “સાહેબ! આપ સ્હવારે કેમ પહોંચી શક્યા નહિ?”

"એ વાત જરા લાંબી છે; તે હું ફુરસદે કહીશ; પણ એક વાર તું મને મારી પ્રીતિની સાથે મેળવ; કહે, તે કયાં છે?" સન્મુખરાયે ઉત્સુકતાથી પૂછ્યું.

"તે તો સૂવા ગઇ હશે! આખો દિવસ બિચારીએ શોકમાં જ ગાળ્યો છે. હું હમણાં જ તેને અહીં બોલાવું છું: પ્રીતિ! ઓ પ્રીતિ!" નંદરામે પ્રીતિના નામનો ઉચ્ચાર કરીને ઘાંટો પાડ્યો.

સન્મુખ બોલ્યો: "એમ ઘાંટો પાડ નહિ! હું આવ્યો છું ખરો, પણ હજી હું મોટા ભયમાં છું; હું એકદમ ખુલ્લો પડી શકું તેમ નથી, માટે ઘરનાં નોકર ચાકરથી પણ મારા આગમનની વાત છાની રાખવી પડશે. પ્રીતિને અહીં બોલાવવા કરતાં તું મને જ તેની પાસે લઇ જા."

"ચાલો ત્યારે." એમ કહી નંદરામ આગળ થયો અને સન્મુખરાય પાછળ ચાલ્યો. પ્રીતિના સૂવાના ઓરડાની પાસે આવીને નંદરામ થોભ્યો અને તેણે ધીમેથી હાક મારી: "પ્રીતિબ્હેન! બારણું ઉઘાડ."

પ્રીતિ હજી જાગતી જ સૂતી હતી. તેણે બિછાનામાં પડ્યાં પડ્યાં પ્રશ્ન કર્યો: "કેમ કાકા! અત્યારે મારૂં શું કામ પડ્યું?"

"જલદી ઉઘાડ: જરા અગત્યનું કામ પડ્યું છે." નંદરામે કહ્યું.

"શું સુમનલાલ મને ટેલીફોનપર બોલાવે છે?" પ્રીતિએ ઉત્સુકતાથી બિછાનામાંથી બેઠાં થતાં પ્રશ્ન કર્યો.

"ના, પણ જરા કામ છે." નંદરામે કહ્યું.

સન્મુખરાયે નંદરામને પૂછ્યું: "સુમનલાલ કોણ છે વારૂ?"

"તે એક આપણી ન્યાતનો યુવાન છે અને અહીંના 'સુપ્રભાત' પત્રનો સબએડીટર છે." નંદરામે ખુલાસો કર્યો.

"બરાબર; એ પત્રનો કલકત્તામાંનો એક માણસ મને મળેલો

આવ્યો હતો ખરો." સન્મુખરાયે કહ્યું.

એટલામાં તો પ્રીતિએ દ્વાર ઉઘાડ્યું. નંદરામની પાસે ઊભેલા બીજા પુરૂષને જોઇને તે આશ્ચર્ય પામી, પરન્તુ "ઓ મારી પ્રીતિ!" કહેતાં સન્મુખરાયે તેના મસ્તકને છાતી સરસું ચાંપ્યું, તે જ ક્ષણે પ્રીતિએ પોતાના પિતાને ઓળખી લીધો અને તે હર્ષથી ઉન્મત્ત થતી બોલી: "બાપાજી! શું તમે અત્યારે આવ્યા?"

"હા દિકરી! પણ તું જરા ધીમેથી બોલ! મારે શિરેથી હજી અજ્ઞાતવાસનું સંકટ દૂર થયું નથી! અહો! પ્રીતિ! હું તને માત્ર બે વર્ષનું બચ્ચું મૂકીને ગયો હતો અને અત્યારે તું કેવડી મોટી થઇ ગઈ છે!"

પ્રીતિએ શરમાઇને નીચું જોયું અને તે બોલી: "પણ બાપાજી! આજે સવારે તમે કેમ ન આવી પહોંચ્યા? મારી વર્ષગાંઠની મીજલસમાં તેથી મોટી નિરાશા ફેલાઇ હતી."

"હું તને નિરાંતે એ સઘળું કહું છું." એમ કહીને સન્મુખરાય, નંદરામ અને પ્રીતિની સાથે પ્રીતિના ઓરડાની અંદર ગયો. એક ગોળ ટેબલની આસપાસની ખુરસીઓપર ત્રણે જણ બેઠાં.

સન્મુખરાયે પોતાનું કથાનક શરૂ કર્યું: "જો બ્હેન! હું સવારે આવી પહોંચત ખરો અને એવી જ ગોઠવણ સાથે કલકત્તા ખાતેથી હું રવાના થયો હતો, પરંતુ ત્યારપછી વચમાંના એક જંકશને મારા જાણવામાં આવ્યું કે જે ભય મારા શિરે બાર વર્ષો પૂર્વે આવી પડ્યો હતો, તે ભય હજી પણ ચાલુ જ છે! બાર વર્ષસુધી અજ્ઞાતવાસમાં રહ્યા પછી હું નિર્ભય થઈ શક્યો હોઇશ એવી મારી ધારણા હતી, પરન્તુ જ્યારે મેં જાણ્યું કે એ ભય હજી દૂર થયો નથી, ત્યારે હું અત્યંત નિરાશ બની ગયો! પ્રીતિ! ઓ મારી વ્હાલી પુત્રી! તે વખતે

મને એવું જ થઇ ગયું કે હું આ જગતમાંથી હમેશને માટે દૂર થઇ ગયો હોઉં, તો કેવું સારું ? મારા લાંબા અજ્ઞાતવાસમાં હું કાંઇ બહુ દુ:ખી નહોતો. હિમાલયમાં અનેક મહાત્માઓના સમાગમમાં રહીને મેં આનંદમાં દિવસો ગાળ્યા હતા; પરંતુ જ્યારે મને માત્ર તારું સ્મરણ થતું ત્યારે એ અજ્ઞાતવાસમાંથી નીકળીને તને એકદમ આવી મળું એવું મારા મનને થઇ જતું હતું. છતાં બાર વર્ષોસુધી માત્ર મનને દબાવીને હું પડી રહ્યો. છેવટે જ્યારે પુત્રીવાત્સલ્યને લીધે મારા મનનું દર્દ બહુ જ વેગવાળું થવા લાગ્યું અને હું વધારે વાર સુધી મારા મનને દબાવી રાખી શકયો નહિ, ત્યારે હું હિમાલયમાંથી નિકળી પડ્યો અને કલકત્તામાં આવી પહોંચ્યો. મેં હવે ખુલ્લા પડવાનો જ નિશ્ચય કર્યો હતો. ત્યાં હું મારા કેટલાક જૂના મિત્રોને મળ્યો, વર્તમાનપત્રોના પ્રતિનિધિઓ મને મળવા આવ્યા તેઓને પણ હું નિ:સંકોચે મળ્યો અને હું જાહેર થયો હોવાની વાત પ્રસિદ્ધ થાય તે સામે મેં જરાએ વાંધો લીધો નહિ; પરન્તુ એ ખબર બહાર પડી કે તુરત જ મારા માટેનો ભય તૈયાર થએલો મેં માગ માર્ગમાં જ જોયો! અહા ! તે સમયની નિરાશા અવર્ણનીય હતી, પરન્તુ એક વાર તારા હૃદયને આશાતુર બનાવીને નિરાશ નહિ થવા દેવા માટે જ હું અહીં આવ્યો છું; નહિતો કદાચ માર્ગમાંથી હિમાલય ખાતે પાછા ચાલ્યા જવાનું મેં પસંદ કર્યું હોત ! પણ મેં મારા શિરે ઝઝુમતો ભય જોયો એટલે મારી મુસાફરીના પ્રોગ્રામમાં મેં ફેરફાર કરી નાંખ્યો. હું આજે સ્હવારે અહીં આવી પહોંચવાનો હતો, તેને બદલે હું અત્યારે આવી પહોંચ્યો. પણ—પણ—હું ધારું છું કે એ ભય અહીં પણ ઘણું કરીને મારે માટે તૈયાર જ રહેલો હશે ! ઓ પ્રભુ ! ઓ પ્રિયતમા ! આ કેટલું બધું દુ:ખ ? !" એટલું બોલતાં સન્મુખરાય બેહોશ બની

ગયો અને ખુરશીમાં બેઠા બેઠા તે અચેતન બની ગયા હોય એવી રીતે તેનું માથું એક બાજુએ નમી ગયું !

આ જોતાં જ નંદરામ અને પ્રીતિ ચમકી ઉઠયાં ! બન્ને અત્યંત ભય પામી ગયાં. પ્રીતિ પાણી લાવવા દોડી અને નંદરામ સન્મુખરાયને પવન નાંખવા લાગ્યો. નોકર ચાકરને આ વાત જાણવા દેવાની નહોતી એટલે પ્રીતિ જાતે પાણી લઇને આવી અને પિતાના મ્હોંપર તેનો છંટકાવ કર્યો. તે કાંઇક સચેત થયો એટલે નંદરામ અને પ્રીતિએ મળીને તેને પલંગપર સુવાડ્યો અને પછી બન્ને જણાં તેને પવન નાંખવા લાગ્યાં. ભય અને ચિંતામાં અર્ધો કલાક વીતી ગયો ત્યારે સન્મુખરાયની મૂર્ચ્છા વળી. તેણે થોડું પાણી પીવા માંગ્યું અને પ્રીતિએ તુરત જ ચમચાવડે પિતાના મ્હોંમાં પાણી મેલ્યું. તેણે અધીરાઇથી પૂછ્યું : "બાપાજી ! હવે તમને કેમ છે ?"

"મને સારૂં છે, દિકરી ! તું કાંઇ ચિંતા કરીશ નહિ." સન્મુખરાયે ધીમે ધીમે જવાબ આપ્યો અને તેણે આસ્તેથી પાસું ફેરવ્યું.

હવે પ્રીતિ અને નંદરામની ચિંતા કાંઇક અંશે ઓછી થઇ, તોપણ તેની સેવામાં બન્ને જણ એક કલાકસુધી બેસી રહ્યાં. સન્મુખરાય નિરાંતે ઉંઘતો જણાયો, એટલે પ્રીતિ બોલી: "કાકા ! હવે તમે જાઓ, સૂઇ જાઓ. હું અહીં પિતાજીની સેવામાં બેઠી છું. જો તે એમ ને એમ શાન્તિમાં ઉંઘતા હશે તો હું પણ આ પાસેના સોફાપર સૂઇ જઇશ."

"ભલે, હું જાઉં છું; પણ જો તે જાગે તો તેમને ચિંતા થાય એવી કાંઇ વાતચીત તું કરીશ નહિ, કે તેમની પૂર્વ સ્થિતિની હકીકત પૂછીશ નહિ ! એવી વાત સંભારવાથી તેમના મગજને કદાચ પુનઃ ધક્કો લાગશે, સમજી બ્હેન ?" નંદરામે સૂચના કરી.

"એવી કાંઇ વાત હું પૂછીશ નહિ."

"અને તને કદાચ કાંઇ મુંઝવણ આવે તો મને બોલાવજે, હોં! ગભરાઇશ નહિ."

"બહુ સારૂં, તમે તમારે નિશ્ચિંત બનીને સૂઇ જાઓ."

નંદરામ જતો રહ્યો. પ્રીતિ પિતાના નિદ્રાધીન વદન સામે જોતી અને બાજુએ ટાંગેલી છબી કે જેના ઉપરથી તે પોતાના પિતાને ઓળખતાં શીખી હતી તે ચહેરાની સાથે પિતાના ચહેરાના એકસરખાપણાને વિચારતી બેસી રહી.

## પ્રકરણ ૬ ઠું.

### બનાવટ!

મધરાત થતાંસુધી પ્રીતિ પિતાના બિછાનાની બાજુએ જ જાગતી બેસી રહી. એટલા વખતસુધી સન્મુખરાય નિરાંતે ઉંઘ લેતો હતો એટલે પ્રીતિ મધરાત થઈ ગયા પછી ઉઠી અને એક બાજુએ પડેલા સોફા ઉપર જરા આડી પડી. પિતાની એકાએક લથડેલી તબીયતના કારણથી પ્રીતિ એટલી ચિંતાતુર બની ગઇ હતી કે તે સોફા ઉપર ઉંઘવાને સૂતી હતી, પરન્તુ તેને નિદ્રા આવી નહિ. થોડી થોડી વારમાં તે ચમકી ઉઠતી હતી અને પલંગ પાસે જઇને પિતાજી બરાબર ઉંધે છે કે નહિ તે જોઇ આવતી હતી! એ સ્થિતિમાં એક કલાક વીતી ગયો, એટલામાં સન્મુખરાય એકદમ ઉઠ્યો અને તેણે ધીમી હાક મારી: "પ્રીતિ!"

પ્રીતિ જાગતી જ સૂતી હતી. તે એકદમ ઉભી થઇ ગઇ અને

બોલી: " શું છે બાપાજી? તમે જાગ્યા?"

" હા, બેટા! તું પણ ઉંઘી નથી કે શું?"

" તમારી તબીયતની ચિંતામાં મને ઉંઘ આવી નથી, પણ હવે તો તમને સારૂં છેને? મગજ ઉપર કાંઇ માઠી અસર રહી નથીને?" પ્રીતિએ પૂછ્યું.

" ના. હવે મને સારૂં છે. પણ અહીં આવ; તું મારી પાસે બેસ. હું તને એક વાત કહું." પિતાએ ફરમાવ્યું.

પ્રીતિ પલંગની પાસે ખુરસી ખેંચી લાવીને તે પર બેઠી. તે બોલી: " શું કહો છો?"

" બ્હેન! મારા શિરે હજી કેવી આફત ઝઝૂમી રહી છે, તે તું જાણે છે—"

પ્રીતિ વચમાં બોલી: " પણ બાપાજી! એવી વાત હવે અત્યારે સંભારો નહિ અને નિરાંતે સૂઇ જાઓ. એ સંબંધે વિચાર કરવાથી અને વારંવાર એની જ વાતચીત કરવાથી તમારા મગજ ઉપર પુનઃ ખરાબ અસર થઇ આવશે."

" ના, એવી ચિંતા તું કરીશ નહિ. મારા મગજ ઉપર હવે કાંઇ ખરાબ અસર રહી નથી."

" પણ નંદરામ કાકાએ મને ખાસ કહ્યું છે કે એ દુઃખનું સ્મરણ થાય એવી કાંઇ પણ વાતચીત તમારી સાથે ન કરવી." પ્રીતિએ કહ્યું.

સન્મુખરાય હસીને બોલ્યો: " નંદરામ પણ ચિંતાતુર સ્વભાવવાળો છે તે હું જાણું છું! હશે, તે વિષે બહુ નહિ બોલું પણ જ્યાંસુધી તને વાત કરીને મારા હૃદયનો ભાર હું ઓછો કરીશ નહિ. ત્યાંસુધી મને શાંતિ વળશે નહિ."

" ત્યારે ભલે, કહેવું હોય તે કહો, પણ ટૂંકામાં કહેજો." પ્રીતિ-

ને છેવટે પિતાની ઇચ્છાને વશ થવું પડ્યું.

"પ્રીતિ ! તું એટલું તો જાણે છે કે હું એક દુઃખી પિતા છું, પરન્તુ એ દુઃખનું મૂળ શું છે તે તું જાણે છે કે ?" સન્મુખરાયે પૂછ્યું.

"કેટલીક વાત નંદરામ કાકાએ મને કહી છે. તમારા દુઃખનું મૂળ એ એક 'સુવર્ણ-પ્રતિમા' છે તે હું જાણું છું; પરન્તુ તે વિષેની ઘણી વાતથી હું હજી અજાણી છું." પ્રીતિએ જણાવ્યું.

"એ બધી લાંબી વાત તને નંદરામે નથી કહી એ ઠીક કર્યું. તે વાત સાંભળવાથી તું બહુ મુંઝાઇ જાત. મારી આફતનું મૂળ કારણ તું જાણે છે, એટલું જ બસ છે. એ સુવર્ણ-પ્રતિમા ઉપરનો મારો સંમોહ જ આજસુધી મને દુઃખ ઉપજાવી રહ્યો છે. તેને માટે બાર વર્ષસુધી મેં દેશવટો વેઠ્યો, તોપણ મારે શિરેથી એ દુઃખનું વાદળ હજી દૂર ખસ્યું નથી, એ વિચાર થઇ આવતાં મને બહુ લાગી આવે છે!"

"પણ પિતાજી! જો તમે તમારી પાછળ પડેલા એ લુચ્ચાઓનો આટલો બધો ત્રાસ વેઠો છો, તો પછી શામાટે પોલીસની મદદ લઇને એ કાંટો હમેશને માટે કાઢી નાંખતા નથી ?" પ્રીતિએ પોતાની સમજ પ્રમાણે ઉપાય બતાવ્યો.

સન્મુખરાયે મન્દ સ્મિત કર્યું અને કહ્યું: 'મેં એવો વિચાર ઘણી વાર કરી જોયો છે અને તે સંબંધે ડાહ્યા માણસોની સલાહ પણ લીધી છે. પોલીસની મદદથી કશું વળે તેમ નહિ જણાવાથી અને મારૂં દુઃખ ઓછું નહિ થાય તેમ હોવાથી જ છેવટે મેં લાંબા વખતસુધી દેશવટો વેઠવાનું માથે લીધું હતું. તે વખતે મને એવી આશા હતી કે લાંબા વખતસુધી ગુપ્ત રહેવાથી તે હરામખોરો મારી પૂંઠ છોડી દેશે અને પછી હું સુખેથી મુંબઇમાં રહીશ; પણ એ ક્રષ્ટો હજી મારી પાછળ જ લાગેલાં રહ્યાં છે! એ કીંમતી સુવર્ણ-પ્રતિમા મેળવવા માટે તેઓ

એ ઘણું વેઠયું છે, તેમનાં સંખ્યાબંધ માણસોએ કેદ પણ વેઠી છે, પણ હજી તેઓ થાકયા નથી અને મારી પાછળ લાગી રહ્યા છે. એ તોફાનનો એક મુખ્ય સૂત્રધાર છે તે એવો ચતુર છે કે કોઇ રીતે સપડાતો નથી અને પોલીસ તેને મ્હાત કરવામાં ફાવી શકે તેમ પણ નથી ! હું તો હવે હિંમત હારી ગયો છું, દિકરી !"

આ સાંભળીને પ્રીતિ ઓશિયાળી બની ગઇ અને દયામણે વદને બોલી: "ત્યારે તમે હવે શું કરશો પિતાજી ?"

"હું શું કરૂં, બ્હેન ? તું જ કહે હવે હું શું કરૂં ? જ્યારે મને એ સાંભરી આવે છે ત્યારે દુ:ખથી મારૂં હૃદય ગભરાઇ જાય છે ! હવે તો હું પુનઃ દેશવટો લેવાનો વિચાર કરૂં છું !" એટલું બોલતાં સન્મુખરાયની આંખમાં આંસુ ચમકતાં દેખાયાં.

"શું તમે પાછા હિમાલયમાં ચાલ્યા જશો ? ના, ના, એમ તો ન કરશો ! આટલાં વર્ષે આવ્યા અને તમે પાછા શું ગુપ્ત રહેશો ? ગુપ્તવાસની વાત સાંભળીને હવે મને બહુ ગભરામણ થાય છે બાપાજી !"

"હું તે જાણું છું દીકરી ! પણ ત્યારે બીજો શો ઉપાય છે ? જો કાંઇ બીજો ઉપાય છે તે ખુલ્લો છે ! જો હું એ સુવર્ણ-પ્રતિમા એ બદમાશોને આપી દઉં તો હું નિરાંતે મુંબઇમાં રહી શકું !"

આ બીજો ઉપાય સાંભળીને પ્રીતિ વિચારમાં પડી ગઇ. જે સુવર્ણ-પ્રતિમા બહુ જ મૂલ્યવાન્ હતી, જેને માટે બાર વર્ષનો દેશવટો વેઠવાનું પણ તેના પિતાએ માથે લીધું હતું અને અત્યંત કષ્ટ વેઠયું હતું, તે જ સુવર્ણ-પ્રતિમા પોતાના હાથે કરીને હરામખોરોને આપી દેવી, એ વાત પ્રીતિને ગમી નહિ. તેથી તેણે કાંઇ જવાબ આપ્યો નહિ અને તે મૌન બેસી રહી.

સન્મુખરાય બોલ્યો: "કહે બ્હેન ! તે વિના મારા દુ:ખનો હવે

બીજો કયો ઉપાય રહ્યો છે ? આ દુઃખથી રિબાઇ રિબાઇને હું મરણુ પામું તે કરતાં તો મારે પુનઃ ગુપ્તવાસ સ્વીકારવો એ ઠીક છે, અથવા-તો એ સુવર્ણ-પ્રતિમા તે લુચ્ચાઓને આપી દઇને નિર્ભય થવું એ ઠીક છે. કહે પ્રીતિ ! તને એ બેમાંથી કયો માર્ગ સારો લાગે છે ?"

"એમાં હું તમને શી સલાહ આપું પિતાજી ? હું તો આપની પાસે બાળક કહેવાઉં. મને તેમાં શી સમજ પડે ?" પ્રીતિએ કહ્યું.

"દુઃખ વેઠીને હું એટલો બધો કાયર બની ગયો છું કે મને મારી બુદ્ધિપર હવે વિશ્વાસ રહ્યો નથી; તેથી જ હું તારી સલાહ માંગું છું."

"ત્યારે ખરૂં પૂછો તો મને એ બેમાંની એકે વાત ગમતી નથી. તમે પુનઃ દેશવટો વેઠો એ મને પસંદ નથી તેમ જ જે વસ્તુને માટે આટલું દુઃખ વેઠયું તે વસ્તુ બીજાને આપી દેવી એ પણ મને ગમતું નથી. શું બીજો કશો માર્ગ નથી ?"

સન્મુખરાય નિઃશ્વાસ મૂકીને બોલ્યો: "બીજો કશો માર્ગ નથી, બ્હેન ! ગુપ્તવાસ પણ મને એટલો બધો કંટાળાભર્યો લાગે છે કે એ સુવર્ણ-પ્રતિમાપરનો સંમોહ ત્યજી દેવાને પણ હવે તો હું તૈયાર થયો છું."

"આ શું કહો છો પિતાજી ? જે મૂર્તિ તમને પ્રાણ કરતાં પણ વ્હાલી હતી, તેને તમે શું જાણી જોઇને બદમાશોના હાથમાં સોંપી દેશો ? એ લુચ્ચાઓ તે મૂર્તિની કેવી દુર્દશા અને કેવા દુરૂપયોગ કરશે તેની કલ્પના પણ તમને આવે છે ?" પ્રીતિ આશ્ચર્ય દર્શાવતી બોલી.

"હું એ કલ્પના કરી શકું છું, પણ હવે બીજો કશો ઉપાય નથી, માટે મને એ સાહસ તું હવે કરવા દે—"

પ્રીતિ મુંગી મુંગી પિતાના વદન સામે આશ્ચર્યથી જોઇ રહી.

સન્મુખરાય બોલ્યો: નંદરામને હું ઉંઘમાંથી જગાડવા આલ્લો

નથી; હું અત્યારે ને અત્યારે એ મૂર્તિ બદમાશોને સોંપી આવું અને પછી નિરાંતે ઉંઘ લઉં એવું હવે મને થઇ આવે છે. મારા મગજ ઉપરનો ભાર એકદમ ઓછો કરી નાંખવાને હું હવે અધીરો બની ગયો છું !"

"બાપાજી ! એવી અધીરાઇ શા કામની ? તમને શરીરે સારૂં નથી, મગજ ઉપર ભાર છે, રાતનો વખત છે, અત્યારે હવે તમે સૂઇ જાઓ, સ્હવારે બધું થઇ રહેશે. આ બાબત નંદરામ કાકાની સલાહ લેવી એ પણ જરૂરનું છે." પ્રીતિએ કહ્યું.

"પ્રીતિ ! તારી એ વાત હવે મને દુ:ખદાયક લાગે છે. એક વાર નિશ્ચય કર્યો કે એ દુ:ખમાંથી છૂટા થવું, પછી તેમાં વિલંબ શામાટે કરવો જોઇએ ? નંદરામની સલાહની તેમાં શી જરૂર છે ? દુ:ખથી મુક્ત થવા માટે તો મારામાં એકદમ બમણું જોર આવશે, માટે તું મને એ કામ કરતાં અટકાવ નહિ."

પ્રીતિ એકદમ અધીરા બની ગએલા પિતાની તરફ આશ્ચર્યથી જોઇ રહી. સન્મુખરાય તુરત બિછાનામાંથી ઉઠ્યો. તેનાં પગલાંમાં નવું જોર આવેલું દેખાતું હતું. તે કોઇ પ્રકારના આવેશથી ઉશ્કેરાઇ ગયો હોય એવું પ્રીતિએ જોયું. પિતાની એવી સ્થિતિ જોઇને તે જરા ભય પામી. સન્મુખરાયે એ હોલમાં એક બે ફેરા માર્યા. તેટલો વખત પ્રીતિ મૌન બેસી રહી. પુનઃ પ્રીતિની પાસે આવીને સન્મુખરાય બોલ્યો: "થયું ! પ્રીતિ ! હવે મારો નિશ્ચય દૃઢ થયો છે. એ સુવર્ણ-પ્રતિમા હવે મને જોઇતી જ નથી ! એ ગમે તેટલી મૂલ્યવાન્ હોવા છતાં મારા દુ:ખનું કારણ થાય છે, તો મારે તેને મારા ઘરમાં શા-માટે રાખવી જોઇએ ? ચાલ, તું મને એ પ્રતિમા લાવી આપ, હું અત્યારે ને અત્યારે ગાડીમાં બેસીને મારૂંગે જઇશ અને એ તે લુચ્ચા-

ઓના સરદારને સોંપીને ભયમુક્ત થઇશ!"

આ શબ્દો સાંભળીને પ્રીતિ આશ્ચર્યમાં ગરક બની ગઇ. તે ખુરશી ઉપરથી એકદમ ઉઠી અને પિતાજી તરફ ભયચકિત દૃષ્ટિથી જોવા લાગી. તે એક શબ્દ પણ બોલી નહિ. ફરતો ફરતો સન્મુખરાય પ્રીતિની પાસે આવ્યો અને તે ભયથી પાછી હઠી ગઇ. સન્મુખરાય બોલ્યો: "તું કેમ ડરે છે? સુવર્ણ-પ્રતિમા જવા દેતાં શું તારો જીવ ચાલતો નથી?"

પણ પ્રીતિએ કશો જવાબ આપ્યો નહિ. સન્મુખરાયે વ્હાલપૂર્વક પ્રીતિનો હાથ પકડયો અને કહ્યું: "તું કેમ બોલતી નથી પ્રીતિ? શું તું તારા આ દુ:ખી પિતાને હમેશાં દુ:ખમાં રહેલો જોવાને ઇચ્છે છે? જો તારી હિંમત ન ચાલતી હોય તો તું મને કહે તે સ્થળેથી હું મારી મેળે એ પ્રતિમા કાઢી આવું!"

આ સાંભળીને કશું બોલ્યા વિના પ્રીતિએ સન્મુખરાયના હાથમાંથી પોતાનો હાથ ખેંચી લીધો અને તે બે ડગલાં પાછી હઠી ગઇ. સન્મુખરાય જરા તેની નિકટ ગયો અને તે વધારે પાછી હઠી ગઇ. તે બોલ્યો: "તું કેમ જવાબ આપતી નથી બ્હેન?"

"તમે પૂછો છો એ સાંભળીને મને નવાઇ લાગે છે. પ્રતિમા ક્યાં છે એ તમે મને શામાટે પૂછો છો? શું તમે જાણતા નથી?"

સન્મુખરાયના વદન ઉપર ભયની રેખાઓ તરી આવી અને તે જોતાં જ પ્રીતિએ ચીસ નાંખતાં કહ્યું: "કાકા! ઓ કાકા! અહીં આવો."

સન્મુખરાયે સાવધ થઇને પ્રીતિના મ્હોં આડે એકદમ હાથ દઇ કહ્યું: "ચૂપ રહે છોકરી! હું તારો ખરો પિતા નથી, પણ બનાવટી પિતા છું! જલ્દી કહે એ પ્રતિમા ક્યાં છે, નહિતો તારૂં મોત આવ્યું સમજ!"

"હું તે સમજી ગઇ છું! પણ—" એ શબ્દો બોલતાં જ પ્રીતિએ



"પ્રતિમા ક્યાં છે એ તમે મને શામાટે પૂછો છો? શું તમે જાણતા નથી?"

(પૃષ્ઠ ૩૮)

સમયસૂચકતા વાપરીને ટેબલપર પડેલા દીવાને હડસેલો માર્યો. તે સાથે જ કાચનો ભભકાદાર ટેબલલેમ્પ નીચે પડ્યો! લેમ્પના ચૂરેચૂરા થઇ ગયા અને દીવો હોલવાઇ ગયો! આખા ઓરડામાં એકદમ અંધકાર ફેલાઇ ગયો! તુરત જ બારીમાંથી કોઇ બહાર કૂદી પડતું હોય તેવો ભાસ થયો અને કોઇ રસ્તાપર પછડાયું હોય એવો અવાજ પણ એ બનાવટી સન્મુખરાયે ઓરડામાં રહ્યા રહ્યા સાંભળ્યો!!

---

## પ્રકરણ ૭ મું.

---

### શંકાશીલ નંદરામ.

જે વખતે નંદરામ સન્મુખરાયને પ્રીતિના સુવાના ઓરડામાં નિદ્રિત અવસ્થામાં મેલીને પ્રીતિથી છૂટો પડ્યો, તે વખતે જ તેનું હૃદય કાંઇક ભાવી ભયથી ધડકતું હતું! પ્રીતિને તે સન્મુખરાયની પાસે એકલી મૂકી ગયો ખરો, પરન્તુ તેમ કરતાં તેનું મન માનતું નહોતું. થોડી વાર પછી પોતાના ઓરડામાંથી પાછો ફરીને તે પ્રીતિના ઓરડા પાસે ધીમે પગલે આવ્યો અને કાચની બારીમાંથી અંદર નજર કરી તો પ્રીતિને પલંગની પાસે જ જાગતી બેઠેલી જોઇ અને સન્મુખરાયને સૂતેલો જોયો, એટલે તે કશું બોલ્યા વિના જ પાછો ફર્યો. તે પોતાના ઓરડામાંથી આવીને બિછાનામાં પડ્યો પણ તુરત નિદ્રા આવી નહિ. સન્મુખરાયની સ્થિતિના વિચારોમાં તે ગુંચવાયો હતો. કેટલીક વારસુધી ઉંઘ નહિ આવવાથી તે એક ખુરશીપર બેઠો અને બીડી સળગાવી પીવા લાગ્યો. તેના મ્હોં સામેની દિવાલ ઉપર સન્મુખરાયની છબી ટાંગવામાં આવી હતી, તે તરફ તેણે નજર કરી. કેટલીક વારસુધી તે અન્યમનસ્ક સ્થિતિમાં એ છબી તરફ

જોઇ રહ્યો. બીડી પૂરી થઈ રહેતાં બારીમાંથી ફેંકી દીધી, કે તુરત તેના મગજમાં એક વિદ્યુતનો ચમકારો થયો હોય તેવી રીતે તે ચમક્યો ! તેના મગજમાં કાંઇક તરંગ આવ્યો હોય એવું જણાયું અને તુરત જ તેણે પોતાની સામે ટાંગેલી સન્મુખરાયની છબી તરફ તાકી તાકીને જોવા માંડ્યું !

પ્રતિક્ષણે તેનો ચહેરો વધારે ને વધારે ગંભીર બનતો ગયો. તે કેટલીક વારસુધી ઉંડા વિચારમાં બેસી રહ્યો અને તુરત જ તે ઉઠ્યો. ધીમે પગલે, પગલાંનો અવાજ કોઇના સાંભળવામાં ન આવે તેવી રીતે, તે પ્રીતિના સુવાના ઓરડા તરફ ચાલ્યો. પુનઃ બારીના કાચમાંથી તેણે અંદર નજર કરી તો પ્રીતિ એક સોફાપર સૂતેલી અને સન્મુખરાય પલંગમાં સૂતેલો જણાયો. ઓરડાની વચમાં પડેલા ટેબલલેમ્પનો પ્રકાશ પાસું ફેરવીને સૂતેલા સન્મુખરાયના વદન ઉપર સીધો પડતો હતો. નંદરામ પોતાની તીણી આંખે એ ચહેરા સામે જોઇ રહ્યો અને વિચારવિવશ બની ગયો. તે પોતાના ઓરડામાં પાછો આવ્યો, પણ તેને જરાએ ચેન પડ્યું નહિ. સન્મુખરાયની છબી સામે જોઇને તે વારંવાર વિચારમાં પડી જતો હતો.

તેના મગજમાં અત્યારે શંકાશીલતાનો કીડો ચળવળી રહ્યો હતો. તેને હવે એવું લાગતું હતું કે સન્મુખરાયને ઓળખવાની તેની આંખ ભૂલ કરી હતી. જે વખતે સન્મુખરાય એકાએક ગુમ થઇ ગયો ત્યારે તેની વય ૩૩ વર્ષની હતી અને તે બાર વર્ષસુધી અજ્ઞાતવાસમાં રહ્યો હોવાથી સ્વાભાવિક રીતે જ તેની વય અત્યારે ૪૫ વર્ષની હોવી જોઇએ; પરન્તુ તેને બદલે નંદરામે શું જોયું હતું ? જાણે કે એ બાર વર્ષનો અજ્ઞાતવાસ માત્ર એક જ દિવસમાં પસાર થઇ ગયો હોય તેવી રીતે એ સન્મુખરાય ૧૨ વર્ષ પહેલાંના જેવો જ દેખાતો હતો !

તેની કાળી વાંકડી મૂછો. તેના માથાપરની ટુંકી બાબરી અને માથાની વચમાં નાની ચોટલી, એ સઘળું તેવું ને તેવું જ હતું! બાર વર્ષના દુઃખભર્યા અજ્ઞાતવાસ છતાં તેના માથાના વાળ કે મૂછોમાં એક પણ સફેદ વાળ નહોતો, એટલું જ નહિ પણ તેણે પહેરેલાં વસ્ત્રો બાર વર્ષ-સુધી એક પેટીમાં જાળવી રાખી પુનઃ અત્યારે જ પહેર્યાં હોયની, તેવાં દેખાતાં હતાં! ટુંકામાં સન્મુખરાયની છબીને અનુસરતો જ સઘળો દેખાવ એ સન્મુખરાયનો હતો અને ૧૨ વર્ષની લાંબી મુદતની જે અસર કુદરતી રીતે શરીરપર થવી જોઇએ તેવી જરાએ અસર તેના ઉપર થવા પામી નહોતી, એવું અત્યારે નંદરામના ધ્યાનમાં આવ્યું હતું! તેને એ ઉપરથી મજબુત વહેમ પેઠો. તેને લાગ્યું કે એ કોઇ બદમાશ મંડળમાંનો હરામખોર તો નહિ હોય? એક વાર તેને એમ થયું કે એકદમ તપાસ કરીને તેને કાઢી મેલવો, નહિતો કાંઇક અનર્થ થશે. બીજી વાર તેના મન ઉપર નિર્બળતા ચડી બેસતી અને તે પોતાના મનને પૂછતો કે "શું એવી રીતે સરખે સરખા ચહેરાના માણસો દુનિયામાં હશે ખરા? અથવાતો હિમાલયમાં રહીને કોઇ મહાત્માની જડી બુટી ખાવાથી ૧૨ વર્ષના ગુપ્તવાસની અસર તેના ઉપર ન થઇ હોય તો?" તેનુ મન શંકાશીલ બન્યું હોવા છતાં આવા આવા વિચારોથી તેનો પગ પાછો પડતો હતો. તેને ભય ઉત્પન્ન થયો કે કદાચ એ ખરો સન્મુખરાય હોય અને પોતે તેને શિરે કાંઇ આરોપ મેલવા જતાં ગુન્હામાં આવી પડે તો?

કેટલીક વારસુધી તેણે વિચાર કર્યા કર્યો, પણ તેના મનનું સમાધાન થયું નહિ. જડીબુટીની વાત તેને માનવા જેવી લાગી નહિ અને તેનાં કપડાં પણ બરાબર નકલ કરવાને જ પહેરવામાં આવ્યાં હોય તેવાં જણાતાં હતાં. તોપણ નંદરામ તુરતમાં કાંઇ સાહસ કર-

વાની હિંમત કરી શક્યો નહિ. સ્હવારે કાંઇ વિચિત્ર સવાલો પૂછીને તેની પરીક્ષા કરી લેવાનો તેણે વિચાર કર્યો અને તે સૂતો. જરા આંખ મીંચાઇ—ન મીંચાઇ એટલામાં પ્રીતિના ઓરડાની બાજુએથી કારમી ચીસ સાંભળીને તે બ્હેબાકળો જાગી ઉઠયો અને ચોમેર જોવા લાગ્યો. પોતે ખરેખરી ચીસ સાંભળી હતી કે ઉંઘમાં કાંઇ ભ્રમણા થઇ તેનું તેને ભાન રહ્યું નહિ. બીજી ચીસ સાંભળવાની આશાથી તે બિછાનામાં જ બેસી રહ્યો, પણ થોડીએક મિનિટસુધી કશો સ્વર સંભળાયો નહિ !

ધડકતે હૃદયે તે ઉઠ્યો અને બારણાં ભણી ચાલ્યો. એવામાં પ્રીતિના ઓરડા તરફથી કાંઇ કાચનો પદાર્થ ફુટી ગયો હોય તેવો કારમો અવાજ આવ્યો અને તત્ક્ષણ કોઇ બારીમાંથી બહાર પડી ગયું હોય એવો અવાજ પણ તેને કાને પડ્યો ! તેણે બારણાં તરફ ઉતાવળાં ડગલાં ભર્યાં અને બારણું ઉઘાડવાનો યત્ન કર્યો, પણ ફોકટ ! બહારથી તે કોઇએ બંધ કર્યું હતું !

હવે નંદરામ ગભરાયો. તે તત્ક્ષણ સમજી ગયો કે બદમાશોએ આબાદ કાવતરૂં રચ્યું હોવું જોઇએ ! તેની કલ્પના પ્રમાણે એ બનાવટી સન્મુખરાય જ હોવો જોઇએ એ હવે તેને ખરૂં લાગ્યું. પોતે પોતાના જ ઓરડામાં કેદ થયો હતો અને પ્રીતિ અત્યારે મોટી આફતમાં આવી હોવી જોઇએ એવું તેણે માન્યું, તેથી પ્રીતિને માટે તેને બહુ ચિન્તા થવા લાગી. એટલામાં એકાએક એક સીસોટી વાગી અને તે સાથે જ બે જણાઓ ઉતાવળે દાદર ઉતરી જતા હોય એવું નંદરામને લાગ્યું. બારણું છોડીને નંદરામ બારી તરફ દોડ્યો અને તેણે ડોકું બહાર લંબાવીને જોયું તો બનાવટી સન્મુખરાયને અને એક બીજા માણસને થોડે દૂર ઉભેલી મોટારમાં બેસીને નાસી

જતા તેણે જોયા !

પણ પ્રીતિનું શું થયું હશે તે વિચારને અંતે તે ગભરાવા લાગ્યો. બારીમાંથી કોઇ બહાર કૂદી પડયું હોય એવો અવાજ તેણે સાંભળ્યો હતો અને એ કૂદી પડનારી પ્રીતિ જ હશે તો તે કેવી રીતે જીવતી રહી શકી હશે તેનો તેને વિચાર થઈ પડ્યો. તે પુનઃ બારણાં પાસે ગયો અને ચાકરોને જગાડવાને બૂમો પાડવા લાગ્યો, એટલામાં એકાએક બારણું ઉઘડ્યું અને ત્રસ્ત થએલી હરિણીની પેઠે ફલાંગો મારતી પ્રીતિ દોડતી આવીને નંદરામને બાઝી પડી ! તેના મુખમાંથી આકસ્મિક ઉદ્‌ગારો નીકળી પડ્યાઃ " કાકા ! દગો થયો ! એ કોઈ બદમાશ હતો ! "

" હા બ્હેન ! તે દગો પાછળથી મારા સમજવામાં આવ્યો હતો અને હું તારી પાસે આવતો હતો, પણ તેના સહાયક બીજા બદમાશે બહારથી મારા ઓરડાનું બારણું બંધ કરીને મને કેદ કર્યો હતો, તેથી હું આવી શક્યો નહિ ! પણ શું થયું તે મને જરા વિસ્તારીને કહે જોઇએ ! "

પ્રીતિએ હાંફતાં હાંફતાં સઘળી વાત નિવેદન કરીને કહ્યું : " કાકા ! સુવર્ણ-પ્રતિમા બદમાશોને સોંપી દેવા માટે તે તૈયાર થયો, ત્યાંસુધી તો મને જરાએ વ્હેમ આવ્યો નહિ, પણ જ્યારે તેણે મને પૂછ્યું કે ' એ સુવર્ણ-પ્રતિમા ક્યાં છે તે બતાવ ' એટલે મને શક આવ્યો. તમે એક વાર મને કહ્યું હતું કે એ સુવર્ણ-પ્રતિમા પિતાજીએ અને તમે મળીને ચોક્કસ ગુપ્ત સ્થળે સુરક્ષિત મૂકી અને પછી પિતાજી ચાલ્યા ગયા, એટલે હું માનતી હતી કે એ પ્રતિમા કયે સ્થળે છે તે પિતાજી જાણતા જ હોવા જોઇએ; પણ જ્યારે તેણે મને પ્રશ્ન કર્યો ત્યારે મને વહેમ આવ્યો કે એ પ્રતિમા ક્યાં છે તે નહિ

જાણનારો માણસ મારો પિતા હોઇ શકે જ નહિ ! મેં એ શક બતાવ્યો કે તુરત જ એ બદમાશ ગભરાયો અને મારી પાસે કબૂલ કરી ગયો કે એ મારો બનાવટી પિતા હતો ! તેણે મારી પાસેથી જાણવા માંગ્યું કે પ્રતિમા કયાં છે અને જો હું તે ન બતાવું તો મને મારી નાંખવાની ધમકી બતાવી ! હું ખરેખર ભયભીત બની ગઇ હતી, પરન્તુ તે વખતે મને એક યુક્તિ સૂજી આવી ! મેં લેમ્પને હડસેલો મારીને નીચે પાડી દીધો અને તેથી લેમ્પ ફૂટી ગયો તથા દીવો હોલવાઇ ગયો. અંધકાર ફેલાઇ ગયો એટલે મેં એક બીજી યુક્તિ કરી. એક ખુરશીને ઉંચકીને બારીમાંથી બહાર ફેંકી દીધી ! તેનો અવાજ સાંભળીને તે બદમાશે માન્યું હશે કે હું બહાર કૂદી પડી ! પણ ખરી રીતે હું એક ખૂણામાં ગુપચુપ ભરાઇ બેઠી હતી ! પોતાનું કશું નહિ વળે એવું માનીને તે એકદમ નાસી ગયો એટલે હું અહીં આવી ! કાકા ! બદમાશોએ આપણી સાથે ખરેખરી દગાઇ ચલાવી છે ! "

" હા, બ્હેન ! હવે આપણે વધારે સાવચેત બનવાની જરૂર છે. તારા પિતાજી અદૃશ્ય થયા પછી તેઓએ આપણા ઉપર તો આ પહેલો જ પ્રયોગ અજમાવ્યો છે. પણ તું સલામત રહી, એટલે હવે મને નિરાંત થઇ." નંદરામે નિશ્ચિંતતા દર્શાવી.

## પ્રકરણ ૮ મું.

### પૂર્વ વૃત્તાંત–સન્મુખરાય અને શ્યામલાલ.

મુંબઇના કાયસ્થોમાં સન્મુખરાયનું નામ એક ઉદાર અને શ્રીમંત વેપારી તરીકે સારી પેઠે જાણીતું હતું. રૂની દલાલીનો મોટો વેપાર

તે ખેડતો હતો અને તેથી તેની પાસે સારૂં દ્રવ્ય એકઠું થએલું હતું. મુંબઈમાં સારી સ્થાવર મિલકત તે ધરાવતો હતો, તે ઉપરાંત વેપારમાં તે પુષ્કળ દ્રવ્ય રોકાયલું રાખતો હતો. જ્યારે તે વીશ વર્ષની વયનો હતો ત્યારે મુંબઈના જ એક શ્રીમંત કાયસ્થ કુટુંબમાં તેનું વેવીશાળ થયું અને તુરતમાં જ તેનું લગ્ન પણ થઇ ગયું હતું. તેની પત્ની **મનોરમા** સાક્ષાત્ લક્ષ્મી અવતારરૂપ હતી. **મનોરમા** જેટલી સુંદર હતી તેટલી જ સદ્ગુણી અને સુશીલ હતી. સ્વભાવે સરલ હોવાથી પતિને પ્રભુવત્ માનીને જ તેની સેવા કરતી હતી. જોકે તે પણ એક ગર્ભશ્રીમંત પિતાની પુત્રી હતી, તોપણ તે સદા નિરભિમાની અને પતિસેવાનુરક્ત રહેતી. **સન્મુખરાય** પણ **મનોરમા**થી સંપૂર્ણ સંતુષ્ટ હતો. **મનોરમા**ના સદ્ગુણોએ **સન્મુખરાય**નું મન હરી લીધું હતું અને જોકે બિચારી **મનોરમા** પતિના પ્રેમનો કોઇ પણ રીતે દુરૂપયોગ કરતી નહિ, તોપણ ન્યાતીલાંઓ એવું બોલતાં કે '**મનોરમા**એ તો પતિ ઉપર જાદૂ ચલાવીને તેને વશ કર્યો છે.'

થોડાંએક વર્ષો પછી **સન્મુખરાય**ને **શ્યામલાલ** નામના એક જ્ઞાતિબંધુ સાથે મિત્રાચારી બંધાઇ. **શ્યામલાલ** એક શેરદલાલ હતો અને એક શ્રીમંત વેપારીના જેટલા જ ઠાઠમાઠથી તે રહેતો હતો. એ વાત ખરી હતી કે **શ્યામલાલ**નો પિતા એક શેરદલાલ હતો, પરન્તુ **શ્યામલાલ** શો ધંધો કરતો હતો તે ભાગ્યે જ કોઇ જાણતું હતું. કોઇ વાર તે ઝવેરી બજારમાં જોવામાં આવતો, તો કોઇ વાર કોટના શેરબજારમાં પણ તે નજરે પડતો. **સન્મુખરાય**ને તેની સાથેનું ઓળખાણ શરતના મેદાનપર થયું હતું ! તોપણ **શ્યામલાલ** એક શ્રીમંત ગૃહસ્થ લેખાતો હતો ખરો. **શ્યામલાલ**ની સાથે **સન્મુખરાય**ની મૈત્રી દિવસે દિવસે વધવા લાગી, તે **મનોરમા**ને ગમતું નહિ. ઘણી વાર **શ્યામલાલ** પોતા-

ની સ્ત્રીને લઈને સન્મુખરાયને ત્યાં આવતો, તેમજ સન્મુખરાય અને મનોરમાને પણ પોતાને ત્યાં જમવા–રમવા નોતરતો. કોઇ વાર સન્મુખરાયની મોટારમાં બેસીને સૌ સાથે ફરવા જતાં અને આનંદ કરતાં. એ સઘળા આનંદવિધિમાં મનોરમા શામેલ રહેતી ખરી, પરંતુ શ્યામલાલની હાજરીમાં તે હમેશાં ક્ષુબ્ધ ને ક્ષુબ્ધ રહેતી હતી! તેનું અંતઃકરણ પ્રત્યેક ક્ષણે પાછળ જ હડતું રહેતું હતું. કોઇ કોઇ વાર તે પોતાના પતિને કહેતી: "શ્યામલાલ મને કાંઇ સારો માણસ જણાતો નથી; મને તેની સાથે ફરવા જવું ગમતું નથી. તમે તેની સાથેની મિત્રાચારી ન વધારો તો સારૂં," પણ જ્યારે સન્મુખરાય મનોરમાને તે માટેનું કારણ પૂછતો, ત્યારે તે કશો જવાબ આપતી નહિ અને એટલું ગોળગોળ બોલતી કે: "શી ખબર, મને તેની આંખોમાં જ લુચ્ચાઇ પ્રતીત થતી લાગે છે!" સન્મુખરાય તેનો આવો જવાબ સાંભળીને હસી પડતો અને કહેતો કે "એ તો માત્ર તારો વહેમ છે. શ્યામલાલ એક પૈસાદાર વેપારી છે અને શહેરમાં સારી આબરૂ ધરાવે છે."

પતિના આવા અભિપ્રાયનો પ્રતિકાર એ પતિભક્તિપરાયણ સ્ત્રી કરી શકતી નહિ, પરંતુ અંતરથી તે ગભરાયલી અને ગુંચવાયલી રહેતી. શ્યામલાલનો સંબંધ સન્મુખરાયના કુટુંબ સાથે દિવસે દિવસે વધતો ચાલ્યો. એક વાર સન્મુખરાયને શ્યામલાલે કહ્યું: "સન્મુખભાઇ! મુંબઇમાં કેટલાં દુઃખી કુટુંબો વસે છે–કેટલાંને અન્નના પણ સાંસા પડે છે, તેનો આપને ખ્યાલ છે? તમે કદાચ નહિ જાણતા હો કે એવાં દુઃખી કુટુંબોને શોધી કાઢીને તેમને અનાજ તથા કપડાંની મદદ કરવાના હેતુથી મેં ખાસ દશ માણસોને રોકયાં છે. તેઓ નિરાધાર કુટુંબોને મારી તરફથી સર્વ પ્રકારની મદદ આપે છે અને ધંધા

—નોકરી કે વેપાર માંગનારાઓને બની શકતી તે પ્રકારની મદદ કરે છે. તે કામની પાછળ દરવર્ષે હું પચાસ હજાર રૂપિયા ખર્ચું છું!"

સન્મુખરાય આશ્ચર્ય પામીને બોલ્યો: "ઓહો! શ્યામલાલ! તમારી એવી ઉદારતા તો મેં આજે જ જાણી! કોઇ વાર પણ તમે મને એ વિષે વાત કહી નથી."

શ્યામલાલ બોલ્યો: "મને એવી આપવડાઇ કરવી પસંદ નથી. ગુપ્તદાન કરવામાં જ ખરૂં પુણ્ય સમાએલું છે. જે દશ માણસો મેં રાખ્યા છે તેઓને માત્ર તેમના ગુજરાન પુરતો જ પગાર આપુ છું: અને ખરી રીતે તેઓ માત્ર પરોપકારના કામ માટે લાગણીથી સેવા બજાવે છે. તેઓ મારા મિત્રો જ છે અને છૂપી રીતે ગરીબોને શોધી કાઢીને તેમને યોગ્ય મદદ કરવા સિવાય બીજો કાંઇ ધંધો જ કરતા નથી."

ભોળા હૃદયના સન્મુખરાયને એ વાત ખરી લાગી. તે બોલ્યો: "ત્યારે મારે તમને ધન્યવાદ આપવો જોઇએ."

"એમાં ધન્યવાદ આપવા જેવું શું છે? પ્રભુએ પૈસો આપ્યો છે તો તેનો સદુપયોગ કરવો તે ધર્મ છે. આ વાત મેં તમને એટલા માટે જ કહી છે કે થોડી આવક અને મોટા ખર્ચથી મારી મીલકત બહુ ઓછી થઇ ગઇ છે, તેથી જો આપનો કાંઇ વિચાર હોય અને તે માટે થોડાં નાણું જૂદાં કાઢો તો સારૂં."

સન્મુખરાયને એ પરોપકારનું કામ ગમ્યું. તે કીર્તિનો લોભી નહોતો, એટલે ગુપ્ત રીતે પરોપકાર થાય તે તેના અભિપ્રાયને બંધ બેસતી વાત હતી. તેણે પૂછ્યું: "વર્ષે દહાડે પચાસ હજારનું ખર્ચ છેને?

"હા; મેં તો એટલું ખર્ચ રાખ્યું છે, પણ મારા માણસો કહે છે કે જો તેથી બેવડી રકમનો ઉપયોગ કરી શકાય તો તેથી વધારે સારી મદદ થઇ શકે."

" જો એમ છે, તો હું તે કામ માટે પાંચ લાખ રૂપિયા ખર્ચવા ખુશી છું. તમે કહેશો તો તે રકમ હું તમને આપીશ એટલે તમે તમારા નિયમ મુજબ તેની વ્યવસ્થા કરજો; ત્યારે તમારાં માણસોની મદદ માત્ર મને આપવી પડશે. "

" મને તેની વ્યવસ્થા કરવાને કાંઇ જ વાંધો નથી. આવતા જાન્યુઆરીની પહેલી તારીખસુધી મારે ખર્ચે એ સઘળી વ્યવસ્થા હું જાતે કરીશ. " **શ્યામલાલે** જણાવ્યું.

એક માસ વીતી ગયો, એટલે **શ્યામલાલે** પોતાને ત્યાંથી એક ચીઠ્ઠી લખી કે " તમોએ ગુપ્તદાનના કામ માટે મને પાંચ લાખ રૂપિયા સોંપવાનું રૂબરૂ કહ્યું હતું, પરન્તુ ત્યારપછી કેટલાક વખતથી મારી માંદગીને સબબે હું તમને મળી શકયો નથી, પરન્તુ દર વર્ષે એક લાખ રૂપિયા એ પુણ્યના કામમાં વપરાય તેટલા માટે વશ્વાશના માણસોની ગોઠવણ કરીને નિરાધાર કુટુંબોની વધારે તજવીજ કરી સઘળી ગોઠવણ કરી રાખી છે. હજી મારા શરીરમાં અશક્તિ હોવાથી હું આપને મળી શકતો નથી પણ આ મારા માણસ સાથે એક વર્ષના ખર્ચ માટેના રૂપિયા મોકલી આપશો. "

સન્મુખરાય સીધા રસ્તાનો અને ઉદાર મનનો માણસ હતો, એટલે તેણે તુરત જવાબ લખી આપ્યો કે " હું તમને પાંચ લાખ રૂપિઆ સામટા સોંપી દેવા માંગું છું અને તે રકમ તમે કોઈ સારી બેંકમાં રોકજો, એટલે તેના વ્યાજની આવકથી પણ વધારે વખતસુધી એ રકમ પહોંચી શકશે. તેથી તમે સાજા થાઓ ત્યારે મને રૂબરૂ મળજો. તમે માંદગીમાં પણ તસ્દી લઇને જે ગોઠવણ કરી છે તે તમારી એ પવિત્ર કામ માટેની લાગણી દર્શાવે છે અને તે રીતે તમે મારા પર ઉપકાર પણ કર્યો છે. "

પરન્તુ માણસ ધારે છે કાંઇ અને દૈવ કરે છે કાંઇ! થોડા જ વખતમાં **સન્મુખરાય**ને શિરે અનેક પ્રકારની આફતો આવી પડી! તેને શરતના મેદાનમાં જવાનો ચસકો જરા વધારે હતો, તેમાં તેણે બે લાખ રૂપિયા ગુમાવ્યા. રૂના સટામાં બીજા છ લાખ ગયા અને મુંબઇની બે–ત્રણ બેંકો ઉપરાઉપરી ભાગવાથી તેમાં તેના વીસ લાખ રૂપિયાનું પાણી થઇ ગયું!! બીજી બાજુ એક માળાને આગ લાગી અને બીજા માળો રસ્તો પહોળો કરવા માટે મ્યુનિસિપાલીટીએ લઇ લીધો જેના બદલામાં માત્ર પોણો લાખ રૂપિયા **સન્મુખરાય**ને મળ્યા! પડતીના વખતમાં સઘળા સંયોગો સામા થાય છે, તે પ્રમાણે તેની એવી સ્થિતિમાં વેપારને અંગે જેઓ લહેણદાર હતા તેમણે તકાદો કર્યા અને તેઓને પણ દશ લાખ ચૂકવી આપવા પડયા!

આ સ્થિતિમાં **શ્યામલાલ**ને શુભ દાનના કામ માટે પાંચ લાખ રૂપિયા આપવાનું તેણે જે વચન આપ્યું હતું તે પાળવાનું તેને ભારે થઇ પડયું: પરન્તુ એક વાર જે મ્હોંએ પાન ચાવ્યું તે મ્હોંએ કોયલા ચાવવાનું **સન્મુખરાય**ને ગમ્યું નહિ. તેણે **શ્યામલાલ**ને કહ્યું કે પોતે ગમે તેમ કરીને પણ તેને પાંચ લાખ રૂપિયા આપશે. **શ્યામલાલે** કહ્યું: " હમણાં તમારી પાસે સગવડ ન હોય તો કાંઇ નહિ; તમે મને માત્ર ચીઠ્ઠી લખી મોકલજો, એટલે હું મારી પાસેથી વાપરીશ અને પછી તમે તમારી સગવડે નાણાં મોકલી આપજો. "

**સન્મુખરાયે** તેમ કર્યું. **શ્યામલાલ**ને તેણે એ મતલબની ચીઠ્ઠી લખી મોકલી. ત્યારપછી તુરતમાં જ **સન્મુખરાય** ઉપર બીજી આફત આવી. **મનોરમા**એ એક પુત્રીને જન્મ આપ્યો અને સુવાવડ દર્મિયાન જ તેને નબળાઇનો ભયંકર રોગ લાગુ પડયો. અનેક પ્રકારનાં ઔષધો કરવા છતાં તેનું શરીર ગળતું જ ચાલ્યું અને છેવટે તે મરણકાંઠે આવી

પહોંચ્યા ! એ વખતે સન્મુખરાય અને મનોરમાનું પ્રથમ પ્રીતિપુષ્પ 'પ્રીતિ' માત્ર બે માસની બાળકી હતી !

## પ્રકરણ ૯ મું.

### પૂર્વ વૃત્તાન્ત-શ્યામ સમાજ.

મનોરમાની નબળાઇ દિવસે દિવસે વધતી ચાલી અને તે એ માંદગીમાંથી બેઠી થાય એવું હવે જણાયું નહિ. મનોરમા પોતાના આગન્તુક મરણને સમજી ગઇ અને જે દિવસે તેને મોત વધારે નજીક લાગ્યું તે દિવસે તેણે સ્વામીને પાસે બોલાવીને એકાન્તની માંગણી કરી. સન્મુખરાય બાળક પ્રીતિને પોતાના હાથમાં તેડીને અશ્રુભરિત નેત્રે મનોરમાની પાસે આવીને બેઠો. એકઠાં થએલાં સ્ત્રીપુરૂષો ઓરડાની બહાર ચાલ્યા ગયાં.

મનોરમાના શરીરમાં હવે બહુ ચૈતન્ય રહ્યું નહોતું, તોપણ સ્વામીને પોતાની સમીપ જોતાં જ તેણે માથું ઉંચું કર્યું અને પલંગની ઇસપર બેઠેલા સન્મુખરાયના ખોળામાં મૂક્યું. પ્રીતિને વ્હાલથી તેણે બે ચુંબનો લીધાં અને પછી તેને તેના પિતાના હાથમાં આપતાં કહ્યું: "નાથ ! હું તો હવે લાંબી મુસાફરીએ જઉં છું, પરન્તુ મારા અ। તમારા વિશુદ્ધ પ્રેમની નિશાનીરૂપે આ 'પ્રીતિ'ને જ સોંપી જઉં છું, તેને સાચવજો. તમે જુવાન છો અને ખુશીથી કોઇ બીજી કન્યાના અવતારને સફળ કરજો, પરંતુ આ પ્રેમપુષ્પને તો દુભાવશો નહિ—" એટલું કહેતાં મનોરમાની છાતી ભરાઇ ગઇ.

સન્મુખરાય બોલ્યોઃ " મનોરમા ! આ તું શું કહે છે ? હું જુવાન છું ખરો, પરન્તુ તારા સરખો પ્રેમ મને આ જીવનમાં હવે કદાપિ મળવાનો નથી અને તેથી હું બીજું લગ્ન કદાપિ કરીશ નહિ. આ પ્રીતિને હું મારા પ્રાણતુલ્ય સમજું છું અને તેના પાલન-પોષણમાં જ હવે મારૂં જીવન વ્યતીત થશે. પ્રીતિને દુભવવા કરતાં હું મારા પ્રાણને વિસર્જન કરવાનું વધારે પસંદ કરૂં. તું તેને માટે જરા પણ ચિન્તા કરીશ નહિ. "

મનોરમા બોલીઃ " હવે મારી છેવટની એક સલાહ તમે સાંભળો અને પ્રતિજ્ઞા લો કે તમે તે કબૂલ રાખશો. "

" હું પ્રતિજ્ઞા લઉં છું કે હું તે પ્રમાણે અવશ્ય વર્તીશ. "

" ત્યારે હું કહું છું કે શ્યામલાલને ગુપ્તદાન માટે પાંચ લાખ રૂપિયા આપશો નહિ. " મનોરમાએ જણાવ્યું.

" કેમ વારૂ ? શ્યામલાલે તો મારે ખાતે એ રકમ લખીને ગુપ્તદાન પાછળ ખર્ચ પણ કરવા માંડયું છે. " સન્મુખરાયે જણાવ્યું.

" એ કેવળ ખોટી વાત છે. શ્યામલાલની બધી પ્રપંચવિદ્યા હું જાણું છું. તે કશું ગુપ્તદાન કરતો નથી પરન્તુ તે એક મોટો બદમાશ છે અને ગમે તે પ્રપંચે લોકો પાસેથી નાણાં કઢાવવાનો ધંધો કરે છે. તેનું એક બદમાશમંડળ છે અને તે મંડળનું નામ તેણે પોતાના નામ ઉપરથી ' શ્યામ સમાજ ' રાખ્યું છે. તેની સમાજમાં લગભગ સો માણસો છે અને તે સઘળા પહેલા નંબરના બદમાશો, માથાના ફરેલા અને ગુન્હા કરતાં પાછું ન વાળી જુએ તેવા છે. હમેશાં તેઓ તમારા જેવા ભોળા માણસોનો શિકાર શોધતા ફરે છે અને જો તમે પાંચ લાખ રૂપિયા આપશો તો તે એ હરામખોરોના હાથમાં જ જશે. "

આ સાંભળીને શ્યામલાલ આશ્ચર્ય પામ્યો.અને બોલ્યોઃ ' એ સઘળી

વાત તું ક્યાંથી જાણે ? અત્યારસુધી તેં એ વાત મને કેમ ન કહી ?”

“સાંભળો, સઘળું કહું છું. **શ્યામલાલ** એક આબરૂદાર કુટુંબનો કાયસ્થ છે અને તેની પાસે પૈસો છે, પણ પહેલાં હું જાણતી નહોતી કે તે એવાં ખૂરાં કામ કરતો હશે. હું જ્યારે નાની હતી અને મારા પિતાજી મારે માટે કોઈ સારો વર શોધવાની ચિંતામાં હતા, ત્યારે એક વાર એક જણાએ મારા પિતાને **શ્યામલાલનું** નામ આપ્યું. **શ્યામલાલ** એવો ઠગારો છે કે તે ત્રણ ચાર ઠેકાણે પોતાની દુકાનો રાખે છે. એક દુકાન તે શેરબજારમાં રાખે છે, બીજી ઝવેરી બજારમાં રાખે છે, ત્રીજી કોટમાં ફરનીચરની દુકાન રાખે છે અને એ રીતે જુદા જુદા માણસોને પોતાનો જુદો જુદો ધંધો જણાવે છે. મારા પિતાને તેણે દુકાને લઇ જઇને બેસાડ્યા. ત્યાં તેણે એવી કરામતથી કામ લીધું કે તે જાણે બજારમાં મોટી ઉથલપાથલ કરી નાંખતો હશે અને હમેશાં હજારો રૂપિયા કમાતો હશે! મારા પિતાજી લોભાયા અને મને તેની વેરે પરણાવવાનું તેમણે કબૂલ કર્યું. ત્યારપછી **શ્યામલાલ** અમારે ત્યાં ઘણી વાર બેસવા આવતો અને મોટી મોટી વાતો કહીને મારા પિતાજીને લોભાવતો. ધીમે ધીમે તે મારા પરિચયમાં આવવા લાગ્યો. એક વાર હું ચાકરને સાથે લઇને ફરવા ગઇ હતી અને ચોપાટીપર મને તેનો મેળાપ થયો. અમને એકાંત વાતચીતનો પ્રસંગ એ પહેલી જ વાર મળ્યો હું વાતચીત કરતાં સંકોચાતી હતી, તેથી મારો સંકોચ દૂર કરવાને તે બહુ યત્ન કરતો હતો છેવટે તેણે મને સમજાવ્યું: “**મનોરમા**! **માટુંગાનો** મારો બંગલો તેં જોયો છે? લગ્ન પછી મેં ત્યાં જ રહેવાનો વિચાર કર્યો છે. તું મારી સાથે આવે તો હું તને એ બંગલો બતાવું.” મેં ના કહી; તોપણ તેણે મને આગ્રહ કરીને મોટારમાં બેસાડી અને મોટારને **માટુંગા** તરફ દોડાવી. ગાડી તથા

ચાકરને ત્યાં જ રહેવાનું કહ્યું હતું. તે મને મારુંગાના એક બંગલામાં લઈ ગયો. રાત પડવા આવી હતી અને બહુ મોડું થઈ જવાનો ભય મારા દિલમાં હતો, તોપણ ઉતાવળે ઉતાવળે હું આખા બંગલામાં તેની સાથે ફરી. છેવટે અમે એક મોટા દિવાનખાનામાં આવ્યાં તો ત્યાં મેં ત્રીસ પાંત્રીસ પુરૂષો અને બે ત્રણ સ્ત્રીઓને એકત્ર મળીને એક લાંબા ટેબલની આસપાસ બેઠેલાં જોયાં! તે સઘળાં સ્ત્રી-પુરૂષોએ મ્હોં ઉપર કાળા બુરખા પહેર્યા હતા અને માત્ર તેમની આંખો જ બહાર દેખાતી હતી! તેમનો એવો વેશ જોઇને હું ચમકી તથા ભય પામી. મેં શ્યામલાલની સામે જોયું, તો તેણે પણ તુરતમાં જ એવો બુરખો પહેરી લીધેલો જણાયો!! હવે મારો ભય તથા આશ્ચર્યનો પાર રહ્યો નહિ. મેં શ્યામલાલને થરથર કમ્પતાં પૂછયું: "આ બધાં કોણ છે?" તેણે જવાબ આપ્યો: "તું જરાએ ડરીશ નહિ. એ બધા મારા ગુપ્ત સેવકો છે. થોડા વખત પછી તે તારા પણ સેવકો ગણાશે." મેં પૂછ્યું: "તેઓ બધા અહીં કેમ બેઠા છે?" તેણે કહ્યું: "તેઓ રોજ સાંજે અહીં મળે છે અને આખા દિવસમાં પોતે કેવી કેવી નોકરી બજાવી તેની ડાયરી લખાવે છે." મેં પૂછ્યું: "તમે તેમને કેવું કામ સોંપો છો?" તેણે હસીને કહ્યું: "કોઈ પણ રીતે પૈસા પેદા કરી લાવવાનું કામ હું તેમને સોંપું છું. તે ઉપરાંત કોઇનું કાંઇ પણ કામ બજાવી આપવાનો હું કોંટ્રાકટ રાખું છું તો તેઓને તે પ્રકારનું કામ પણ હું સોંપું છું." તે ઉપરથી મારા સમજવામાં આવી ગયું કે તે બધા લુચ્ચાઓ હોવા જોઇએ. મને આગ્રહ કરીને એ મંડળમાં બેસાડવામાં આવી અને એક માણસે મારી તથા શ્યામલાલ-ની સામે દારૂની પ્યાલીઓ મૂકી! હવે હું ખરેખર ભય પામી. મારા પગ થરથરવા લાગ્યા. હું હરામખોરોના હાથમાં સપડાઈ છું એવું મને

ભાન થયું. મેં દારૂ પીવાની ના કહી એટલે શ્યામલાલે આગ્રહ કરવા માંડ્યો. મેં દૃઢતાથી ના કહી એટલે તેણે મને ભય બતાવ્યો. મેં ભયને પણ ન ગણકાર્યો એટલે તેણે મને બળાત્કારે દારૂ પાયો ! ! ઓ પ્રભુ ! તે ક્ષણે મારા દેહમાં આત્મા હતો કે નહિ તેનું મને ભાન નહોતું ! દારૂ પાયા પછી શ્યામલાલે મને કહ્યું: " જો, તું ડરીશ નહિ. તું ક્રમે પછી આવા સહવાસમાં ટેવાઇ જઇશ એટલે તને વધારે મજાહ પડશે. તું આ વાત કોઇને કહીશ નહિ." મેં કાંઈ જવાબ ન આપ્યો. તે બોલ્યો: " હું ફરીથી કહું છું કે તારે આ મંડળની વાત કોઇને કહેવી નહિ, નહિતો આ મારા શ્યામ સમાજના સો સભાસદો છે તેઓ સર્વવ્યાપી અને ચતુર છે. તેઓ તને જરાએ સુખી થવા દેશે નહિ." મેં કહ્યું: " હું કોઇને કહીશ નહિ, પણ તમે મને દારૂ ન પાયો હોત તો સારૂં હતું, કારણકે મને તે પસંદ નથી." એમ કહીને મને સત્વર ઘેર પહોંચાડવા મેં તેને કહ્યું. મને સત્વર મોટોરમાં બેસાડી-ને પાછી ચોપાટીપર લાવવામાં આવી અને ત્યાંથી હું મારે ઘેર ગઇ. આખી રાત દારૂના નિશામાં હું પડી રહી, પણ કોઇએ તે જાણ્યું નહિ !

" શ્યામલાલની દુષ્ટતા અને તેના ખરાબ ધંધાને લીધે તેને પરણવા હું જરાએ ખુશ નહોતી પણ તેનાથી હું એટલી બધી બ્હી ગઇ હતી કે હું તે વાત મારા પિતાજીને કહી શકી નહિ. એક વાર મેં મારી સખીને કહ્યું કે હું શ્યામલાલને પરણવા ખુશ નથી કારણકે તે ખરાબ માણુસ છે. તેને ત્રીજે જ દિવસે મારા પર એક પત્ર આવ્યો જેમાં કોઇએ એવું લખેલું હતું કે જો હવે એ વાત કહીશ અને પરણવા-ની આનાકાની કરીશ, તો તને જીવતી જ ઉપાડી જઇને દરિયામાં ફેંકી દેવામાં આવશે ! એક બ્હેનપણીને કહેલી વાત કેવી રીતે ફુટી ગઈ હશે તે હું સમજી નહિ પણ મારા સમજવામાં એટલું તો આવ્યું

કે એ હરામખોર મંડળ મારી પાછળ જ ભમતું ફરતું હોવું જોઇએ અને મારા સંબંધી જરાએ જરા ખબર મેળવતું રહેતું હોવું જોઇએ. એ જોઇને હું વધારે ભય પામી. છેવટે લગ્ન નક્કી થવાની અણીપર આવ્યું અને હું વધારે મુંઝાવા લાગી. મેં ધાર્યું કે જો એ દુષ્ટોના ભયમાં હું રહીશ તો મારૂં આખું જીવન ખરાબ થઇ જશે. તેથી એક વાર મારા પિતાજીને મેં માત્ર એટલું જ કહાવ્યું કે મારે શ્યામલાલ વેરે પરણવું નથી ! મારા પિતાજી સમજણા અને ડાહ્યા હતા, તેથી મારા તે કથનને માટે કશું પણ કારણ નહિ પૂછતાં તેમણે એ લગ્નની વાત બંધ રાખી, પરન્તુ એ જ સાંજે એ દુષ્ટોએ મારા પર ગજબ ગુજાર્યો ! તે દિવસે સાંજે હું ફરીને ઘેર આવી અને મારી છત્રી મેં ઝોલા ખુરશીમાં મેલી, તે સાથે જ એક મોટો ભયાનક અવાજ થયો ! છત્રી-ના અથડાટનો સાથે જ કાંઇ ગોળો ફૂટ્યો અને જો હું ખુરશીમાં બેઠી હોત તો અવશ્ય મારૂં મરણ થઇ જાત ! એ કાવતરૂં તે હરામ-ખોરોનું જ હોવું જોઇએ તે વિષે મને જરાએ શંકા રહી નહિ, પણ મારા ઓરડાસુધી તે દુષ્ટો કેવી રીતે પહોંચી શક્યા હશે તે મારા સમજવામાં આવ્યું નહિ. મેં બહુએ તપાસ કરી, પણ કોઈ અજાણ્યો માણસ ઓરડામાં ગયો હોવાની ખબર કોઇએ આપી નહિ ! એ જોઇને મારા ભયનો પાર રહ્યો નહિ. તે દુષ્ટો પોતાનું વેર બરાબર રીતે વાળી શકે છે અને તેઓ ધારે ત્યાં જઇ પહોંચી શકે એવી જાદુઇ વિદ્યા તેમની પાસે છે એવું જ મને તેથી લાગ્યું !! નાથ ! ત્યારપછી થોડા જ દિવસમાં તમારી સાથે મારૂં લગ્ન થયું પણ એટલા વખતમાં એ દુષ્ટોએ અનેક રીતે મને પોતાનો પારચય બતાવ્યો છે !!"

આશ્ચર્યથી દિગ્મૂઢ બની ગયો હોય તેવી રીતે સન્મુખરાય બોલ્યો: "પણ આ વાત તેં મને પહેલાં કેમ કહી નહિ?"

"નાથ ! હું કેવી રીતે કહું ? એ દુષ્ટ શ્યામલાલે મને પૂરતો ભય બતાવ્યો હતો અને કહ્યું હતું કે જો એ વાત કોઇને કહીશ તો તને અને તારા ધણીને એકી સાથે ઉડાડી મેલીશ ! તેનાં પરાક્રમો હું જાણતી હતી એટલે આફતને દૂર જ રાખવા માટે કશું પણ કારણ હું તમને જણાવી શકતી નહોતી અને વળી તેના પરિચયથી દૂર રહેવા ઇચ્છતી હતી ! હવે મારી સલાહ એ છે કે તમે એ પાંચ લાખ રૂપિયાની રકમ એ દુષ્ટને ન આપશો, કારણકે તે રકમનો સદુપયોગ થવાનો જરાએ સંભવ નથી."

સન્મુખરાય વિચાર કરીને બોલ્યો: "તારી સલાહ મને માન્ય છે. એ દુષ્ટને હવે હું સારી રીતે ઓળખી ગયો છું, એટલે કોઇ રીતે હું તેને એક દમડી પણ આપવાનો નથી. પરન્તુ એક વાર મેં નિશ્ચય કર્યો છે કે મારે પાંચ લાખ રૂપિયા વાપરવા, તેથી કોઇ બીજા કાર્યમાં તે નહિ વાપરતાં તારા સ્મરણ પાછળ હું એ રકમ ખર્ચીશ કે જેથી એ સ્મરણવસ્તુને જોતાં જ તું મને સાંભરે અને તારી નિશ્ચલ પ્રીતિના પ્રવાહમાં જ હું આ ભવસાગરને તરી જઇ શકું !"

મનોરમા એ પ્રેમાળ શબ્દોને શાન્ત ચિત્તે સાંભળી રહી અને પછી સંતોષથી મરણ પામી.

## પ્રકરણ ૧૦ મું.

### પૂર્વ વૃત્તાન્ત-સુવર્ણપ્રતિમા.

મનોરમાના મરણથી સન્મુખરાયની દિશાઓ શૂન્ય બની ગઇ, પતિ અને પત્નીનાં હજારો-લાખો જોડાં દુનિયામાં જોવામાં આવે છે.

પરન્તુ જે પ્રેમ સન્મુખરાય અને મનોરમા વચ્ચે અસ્તિત્વ ધરાવતો હતો, તે પ્રેમ અલૌકિક જ હતો. મનોરમાએ શ્યામસમાજની વાત પોતાના પતિથી મરણસુધી છૂપી રાખી હતી, તેમાં તેનો હેતુ પોતાના પતિના દેહને એ બદમાશમંડળ કાંઇ જ ઇજા ન કરે તે પ્રકારનો હતો અને શ્યામલાલ આટલેસુધી ફાવી શક્યો તેનું કારણ પણ મનોરમાના દિલમાં એ મંડળ તરફનો જે ભય વસી રહ્યો હતો તે જ હતું. મનોરમા માનતી હતી કે શ્યામલાલ એક વાર ધારેલું કામ કોઇ પણ રીતે પૂરૂં કરી શકે છે, તેના સાથીઓ દુષ્ટ અને બળવાન હોય છે અને પોલીસથી કે કેદની બ્હીકથી કોઇ પણ પાછો હઠે તેવો હોતો નથી, તેથી જો મૌન રહેવાથી જ એ આપત્તિ દૂર રહેતી હોય તો સારૂં એવી તેની ઇચ્છા હતી અને એ જ ઇચ્છાથી તે છેવટસુધી વર્તી હતી. પરંતુ પોતાના પતિની ખરાબ થએલી નાણાં સંબંધી સ્થિતિમાં તે પાંચ લાખના વધારે કરજમાં સપડાય એ પતિભક્તિપરાયણ સ્ત્રીને છેવટ જતાં વાજબી લાગ્યું નહિ અને તેથી છેલ્લે મરતાં મરતાં તેણે પતિને ચેતવણી આપી.

મનોરમાના મરણને કેટલોક વખત વીતી ગયો ત્યાંસુધી શ્યામલાલે જૂની કાંઈ પણ વાત સંભારી નહિ, છતાં તે એટલું સમજ્યો હતો કે સન્મુખરાય કોઇ પણ કારણથી પોતા ઉપર નાખુશ થયો હતો અને તેથી તે મિત્રતાનો સંબંધ હવે માત્ર નામનો જ થઇ ગયો હતો, તેથી શ્યામલાલના મનમાં અંદેશો આવવા લાગ્યો. સન્મુખરાયે પણ જ્યાંસુધી શ્યામલાલે પોતાનાં નાણાંની ઉઘરાણી કરી નહિ, ત્યાંસુધી તેનો ખુલ્લો તિરસ્કાર કરવાનું વાજબી માન્યું નહિ. છેવટે ખુલ્લા પડવાનો એક દિવસ આવી પહોંચ્યો. શ્યામલાલે કહ્યું: "હું ધારૂં છું કે પેલા પાંચ લાખ રૂપિયા હવે તમે મને આપી શકશો."

એ શબ્દો સાંભળતાં જ મનોરમાનું કથન સન્મુખરાયને સાંભર્યું. તેની આંખોમાંથી ક્રોધાગ્નિના તણખા વરસવા લાગ્યા. તે તિરસ્કાર દર્શાવવાને મ્હોં ચડાવતો બોલ્યો : "શ્યામલાલ ! તારી દુષ્ટતા મેં જાણી છે, માટે ફરીથી એ નાણાંની ઉઘરાણી ન કરીશ; આજસુધી તો તું બદમાશી કરતાં ફાવી ગયો હોઇશ, પણ મારી પાસે તું નહિ ફાવી શકે."

"કેમ શેઠ સાહેબ ! એક વાર વચન આપ્યા પછી આવું બોલો છો ?" શ્યામલાલે આંખો તગતગાવતાં કહ્યું.

"તારી દુષ્ટતાની સઘળી વાત મેં મારી સ્ત્રી પાસેથી છેલ્લી ઘડીએ જાણી છે. તારી બદમાશી મેં જાણી છે. એક નિર્બળ મનની સ્ત્રીને ફસાવીને તું તારી દુષ્ટતા ગુપ્ત રાખી શક્યો, પરન્તુ યાદ રાખજે કે મારી પાસે તું કદાપિ ફાવી શકશે નહિ."

શ્યામલાલ સમજી ગયો કે પોતાનો સઘળો ભેદ ફૂટી ગયો છે. તે પણ હવે ઉઘાડો ઉડ્યો અને બોલ્યો : "સાહેબ ! એક વાર બોલતાં પહેલાં વિચાર કરી જુઓ. શ્યામ સમાજની સાથે તમારે કામ લેવાનું છે એ ભૂલી ન જાઓ ! એ સમાજનાં પરાક્રમો તમે નથી જાણતા, તેથી જ આવું ગાંડાઇભર્યું બોલતા લાગો છો, માટે મારા પાંચ લાખ રૂપિયાને માટે જે કાંઇ જવાબ આપવો હોય તે વિચાર કરીને આપો"

"એમાં જવાબ શો આપવાનો છે ? તારી પાસે મારા હાથની ચીઠ્ઠીઓ છે, તે ઉપરથી તારે દાવો કરવો હોય તો ખુશીથી દાવો કર; એટલે કોર્ટની અંદર તારાં પોકળ ઉઘાડવાનું મને પણ ફાવે." સન્મુખરાયે જવાબ આપ્યો.

"જ્યાંસુધી મારામાં કૌવત છે ત્યાંસુધી સરકાર પાસે ન્યાય મેળ-

વતા જવાને દાવો કરવાનો નિર્બળ માર્ગ હું કદાપિ લઇશ નહિ ! હું એ પાંચ લાખ રૂપિયા તમારી પાસેથી જ લઇશ અને તમે મને પગે લાગીને આપવા આવશો, ત્યારે જ જંપીશ. શેઠજી ! હજી એક વાર ફરીથી હું તમને ચેતવણી આપું છું કે મારી સાથે વૈર બાંધવાનું છોડી દો અને ઝટપટ પાંચ લાખ રૂપિયા કાઢી નાંખો તો સારી વાત છે. " શ્યામલાલે વિશેષ ડર બતાવ્યો.

" હું પૈસામાં ધસાયો છું ખરો, પરન્તુ કાંઇ છેક ગરીબ થઇ ગયો નથી. મેં એક વાર પાંચ લાખ રૂપિયા વાપરવાનો નિશ્ચય કર્યો છે તે હું અવશ્ય પૂરો કરીશ. મારી સ્ત્રીની સૂચનાથી જ એ પાંચ લાખ રૂપિયા તારા હાથમાં જતા અટકયા છે, તેથી મેં ઠરાવ કર્યો છે કે એ રૂપિયામાંથી મારી સ્ત્રીની એક ' સુવર્ણ–પ્રતિમા ' બનાવવી અને એ પ્રતિમાને હીરા તથા કિંમતી જવાહીરથી વિભૂષિત કરીને પાંચ લાખ રૂપિયા ખર્ચી નાંખવા કે જેથી મારા ઘરમાં એ મારી મનો-દેવીનું સ્મરણ રહે ! પણ કોઇ પણ રીતે તેમાંની એક પાઇ પણ હું તારા હાથમાં જવા દઇશ નહિ ! " સન્મુખરાયે પોતાનો નિર્ણય જણાવ્યો.

શ્યામલાલ મૂછે તાર દેતો ગર્વથી બોલ્યો : " ત્યારે હું પણ શ્યામલાલ ત્યારે જ ખરો કે જ્યારે એ જ સુવર્ણ–પ્રતિમાને ઉઠાવી જઉં ! " એમ બોલતો શ્યામલાલ તુરત જ સન્મુખરાયનું ઘર છોડી ગયો.

સન્મુખરાય તેથી જરા પણ બ્હીનો નહિ. દિવસો પછી દિવસો વીતી જવા લાગ્યા પરન્તુ શ્યામલાલે જે ભય દર્શાવ્યો હતો, તેમાંનું કશું માલૂમ પડયું નહિ. એક બે માસ વીતી ગયા પરંતુ સન્મુખરા-યને કિંચિત્ ભયનું દર્શન પણ થયું નહિ કે શ્યામલાલે ફરીથી મ્હોં પણ બતાવ્યું નહિ. તેથી સન્મુખરાયે પોતાના સંકલ્પ પ્રમાણે સુવર્ણ-

પ્રતિમા તૈયાર કરાવવાની શરૂઆત કરી. પહેલાં તેણે એક હુશિયાર શિલ્પશાસ્ત્રીને બોલાવીને તેને પોતાનો સઘળો આશય કહી સંભળાવ્યો અને મનોરમાની છબી તેને આપી. એ શિલ્પશાસ્ત્રીએ સન્મુખરાયની સૂચના પ્રમાણે એક કાષ્ટની પ્રતિમા તૈયાર કરી જે મનોરમાની છબીને બરાબર મળતી આવી રહી—જોકે તે પ્રતિમાને મનુષ્યદેહ કરતાં ઘણા નાના કદમાં તૈયાર કરવામાં આવી હતી. એ કાષ્ટની પ્રતિમા ઉપરથી સુવર્ણની પ્રતિમા તૈયાર કરાવવાને સન્મુખરાયે હુશિયાર કારીગરોને પોતાને ઘેર બોલાવ્યા. નક્કર સોનાની પ્રતિમા બનાવવાની હતી અને તેની ઉપર મૂલ્યવાન્ હીરા, પાનાં, માણેક વગેરેનું કામ કરવાનું હતું, એટલે પોતાના ઘર આગળ ચાર ચાલાક માણસોની દેખરેખ હેઠળ તેણે એ કામ ચાલુ કરાવ્યું. મુંબઇમાં મળી શકતા સારામાં સારા કારીગરોને તે કામ માટે રોકવામાં આવ્યા હતા અને તેમને તેમની યોગ્યતા પ્રમાણે—મ્હોંમાંગ્યા મજુરીના દામ આપવાની સન્મુખરાયે હા કહી હતી, એટલે કારીગીરીમાં કોઇ પણ પ્રકારની ન્યૂનતા રહેવા પામી નહિ. છેવટે એક માસની મહેનત પછી એ પ્રતિમા તૈયાર થઈ, પરન્તુ શી તેની સુંદરતા ?! સન્મુખરાય પોતાની સામે હીરા—માણેકના અલંકારોમાં સજ્જ થએલી સુવર્ણમય દેહવાળી જીવતી મનોરમાને જ સાક્ષાત્ જોઇ રહ્યો હોયની, એવું તેની મોહમુગ્ધ આંખોને દેખાવા લાગ્યું ! પ્રતિમાની આંખોને સ્થાને હીરાની અંદર શનિનાં ચકચકિત રત્નો જડવામાં આવ્યાં હતાં. કંઠમાં હીરા અને પાનાનો હાર પહેરાવવામાં આવ્યો હતો અને પ્રતિમાના દેહની સાથે જ તેને જોડી દેવામાં આવ્યો હતો. હાથમાં હીરા અને મોતીની કારીગીરીવાળાં બબ્બે કંકણ પહેરાવેલાં હતાં અને એ સર્વ અલંકારોથી દેવમંદિરમાં વિરાજતાં લક્ષ્મીદેવીનું જ ભાન કોઇ સામાન્ય માણસને થતું.

સન્મુખરાયે ધારેલી રકમ એ પ્રતિમાની પાછળ પૂરી ખર્ચાઇ રહી અને પ્રતિમા તૈયાર થયા પછી તેને એવું લાગ્યું કે પોતે કરેલું એ ખર્ચ સફળ થયું હતું. તેણે આનંદપૂર્વક કારીગરોને બક્ષીસો આપી. જ્યારે એ પ્રતિમાની વાત લોકોમાં જાહેર થઇ ત્યારે એવી મૂલ્યવાન્ મૂર્તિને લોકો હોંસે હોંસે જોવાને આવવા લાગ્યા. સન્મુખરાય તેમને તે આનંદથી બતાવતો, તે વખતે કેટલાક સન્મુખરાયના શોખના વખાણ કરતા, કેટલાક કારીગીરીની પ્રશંસા કરતા, ત્યારે કેટલાક બૈરીના મરણ પાછળ તેને ઘેલો બની ગએલો સમજીને પાંચ લાખ રૂપિયાની રકમ તે પાછળ ખર્ચવા માટે મૂર્ખો ગણતા. એકાદ બે મિત્રોએ તો તેને મ્હોંએ એટલું કહ્યું પણ ખરૂં કે "જો તમારે તમારી સ્ત્રીની પ્રતિમા બનાવવી હતી તો તે કોઇ ઉંચી જાતની ધાતુની જ બનાવવી જોઇતી હતી, અથવાતો માત્ર સુવર્ણની બનાવવી હતી, પરન્તુ તેની પાછળ હીરા મોતી વાપરીને પાંચ લાખ રૂપિયાનું પાણી કરવું જોઇતું નહોતું. આ તો તમે એક પ્રકારની ઘેલછા કરી કહેવાશે!" સન્મુખરાયે જવાબ આપ્યો કે "એને ઘેલછા કહો કે ગમે તે કહો, પરંતુ મારી સ્ત્રી પ્રત્યેની એકનિષ્ઠાની ખાતર મેં એ કર્યું છે અને તેમ કરતાં મારા દિલને જરા પણ સંકોચ કે દુઃખ થયું નથી." તેના એવા ઉત્તર પછી કોઇ તેને તે માટે કાંઈ કહી શકતું નહિ.

સુવર્ણ-પ્રતિમાની વાત ધીમે ધીમે વર્તમાનપત્રોમાં પણ જાહેર થઇ ગઇ. કેટલાક પત્રોએ તેની ઉત્તમ કારીગીરીને કારણે તેનાં ચિત્રો પડાવીને પોતાનાં પત્રોમાં છાપ્યાં. એટલામાં સન્મુખરાયને એક નનામો પત્ર મળ્યો જેમાં માત્ર એટલું લખેલું હતું કે "પ્રતિમા તૈયાર કરાવી

છે, તો તેને હવે જાળવી રાખજો, કદાચ તેને પાંખો આવવાથી ઉડી જાય નહિ." આ પત્ર વાંચીને સન્મુખરાય ચમક્યા અને મોટા ભયમાં પડ્યો.

## પ્રકરણ ૧૧ મું.

### પૂર્વ વૃત્તાંત–આફતની વૃષ્ટિ.

એ મૂલ્યવાન્ સુવર્ણપ્રતિમાને જાળવી રાખવાનું મુશ્કેલ કામ હવે સન્મુખરાયને શિરે આવી પડ્યું. અત્યારસુધી શ્યામલાલ ગુપચુપ બેસી રહ્યો. તેણે દર્શાવેલો ભય સાચો પડવા જેવું કાંઇ પણ ચિહ્ન તેણે જણાવા ન દીધું તેનો મર્મ હવે સન્મુખરાયના સમજવામાં આવ્યો. સુવર્ણપ્રતિમા તૈયાર થઇ ગયા પછી તેનું અપહરણ કરી લેવાના ઇરાદાથી જ તે મૂર્તિ તૈયાર થાય ત્યાંસુધી તેણે મૌન્ય જાળવી રાખ્યું હોવું જોઇએ, એવું હવે સન્મુખરાયના સમજવામાં આવ્યું. સુવર્ણપ્રતિમાનું રક્ષણ કેવી રીતે કરવું તેનો તેને મોટો વિચાર પડ્યો. પોલાદની મજબૂત તીજોરીઓ તો તેની પાસે ઘણીએ હતી અને તેમાં એ પ્રતિમા મૂકી શકાય તેમ હતું, પરન્તુ તે કરતાં પણ વધારે મજબૂત એક તીજોરી તૈયાર કરાવીને તેમાં એ પ્રતિમા રાખવી, એવો તેણે વિચાર કર્યો. એ વિચારને અંતે નિશ્ચય થતાં જ તેણે પોતાની કલ્પના પ્રમાણેની મજબૂત અને વજનદાર મોટી તીજોરી તૈયાર કરવાની કારીગરોને વરધી આપી.

પરંતુ તીજોરી તૈયાર થઇને આવે, તે પહેલાં તો સન્મુખરાયને શિરે અનેક વીતક વીતી ચૂક્યાં. એક વાર સાંજે સન્મુખરાય ફરવા ગયો હતો, ત્યાં તેને તેનો એક જૂનો મિત્ર મળ્યો. એ મિત્રે પોતાની જૂની હકીકત કહી સંભળાવવામાં એટલો બધો વખત લીધો કે રાતના

દશ વાગતાંસુધી તેની તે ગમાયણ પૂરી થઈ નહિ. પછી તે સન્મુખરાયને એક હોટેલમાં ચાહ પીવા લઇ ગયો અને ચાહને બદલે તેણે અનેક પ્રકારના ખાવાના પદાર્થોથી સન્મુખરાયનો સત્કાર કર્યો. સન્મુખરાયનો નિયમ રાત્રે નવ વાગતાં પહેલાં ઘેર આવી જઇને ભોજન કરવાનો હતો, તેને બદલે આજે હોટેલમાં જમી લેવાનું થયું એટલે સહેજે મધરાત થવા આવી. પછી તે પોતાના મિત્રથી છૂટો પડીને ઘેર આવ્યો, તો ઘેર કાંઈ જૂદો જ મામલો મચી રહેલો! ઘરની અંદર દશ-બાર બદમાશો પેસી ગએલા અને તેઓ ઘરના ચાકરોને તથા નંદરામને માર મારી રહ્યા હતા. સુવર્ણપ્રતિમા ક્યાં હતી તે નંદરામ સિવાય બીજું કોઇ જાણતું નહોતું અને નંદરામ ગમે તેટલો માર પડવા છતાં કશું બોલતો નહોતો! દાદરે બે બદમાશો ઊભા હતા તેઓ કોઇને બહાર નીકળવા દેતા નહોતા અને જો કોઇ બૂમ પાડે તો તેના ભોગ જ મળી ગએલા સમજવા! સન્મુખરાય ઘેર આવ્યો કે તુરત તેણે હરામખોરોને જોયા અને ગભરાયો. તે ઘરની અંદર પેઠો નહિ, પણ ગાડીમાં પરભાર્યો પોલીસ સ્ટેશન ભણી દોડ્યો અને માત્ર દશ મિનિટમાં ચાર સિપાઇઓને સાથે લઇને આવી પહોંચ્યો, પરન્તુ ઘરમાં પેસતાં જ તેણે જોયું કે બદમાશો નાસી ગયા હતાં અને ચાકરો ગભરાટથી કોલાહલ મચાવી રહ્યા હતા, ત્યારે નંદરામ માર ખાઇને કોથળો બની ગયો હોય તેવી રીતે બેશુદ્ધ બનીને પડ્યો હતો!

સન્મુખરાયે પોતાની સાથે આવેલા સિપાઇઓને કહ્યું: "આ સઘળું તોફાન શ્યામલાલ નામના બદમાશે કર્યું છે, માટે હું તમને વિગત આપું તે ઉપરથી તમે તેને પકડીને કેદમાં પૂરો."

શ્યામલાલનું નામ સાંભળીને સિપાઇઓ ચમક્યા. તેમાંનો હવા-

લશ્કર બોલ્યો: "સાહેબ! શ્યામલાલને પકડવો એ રમત વાત નથી. તેને પકડ્યા છતાં કેદમાં મોકલવો એ તો કેવળ અશક્ય છે; માટે ફરીથી કોઈ વાર તે આવું તોફાન કરે, ત્યારે તેને તોફાન કરતાં જ પકડવો જોઇએ; પાછળથી શોધીને પકડવાથી આપ ફાવશો નહિ અને અમારી મહેનત નકામી જશે."

આ સાંભળીને સન્મુખરાયને બહુ નવાઇ લાગી. પોલીસનાં માણસો પણ શ્યામલાલથી આટલા ડરે છે એ જાણીને તેણે ઉંડો નિસાસો નાંખ્યો. તે વખતે તેણે નંદરામની સુશ્રૂષા કરવા માંડી. એકદમ ડાક્તરને બોલાવી મંગાવ્યો. ડાક્તરે નંદરામને શીતળ ઉપચારોથી ભાનમાં આણ્યો અને પીવા તથા શરીરે ચોળવાની દવા આપી. બિચારો નંદરામ આઠ દિવસે એ માંદગીથી ઉઠ્યો.

ત્યારપછી કોઇ વાર સન્મુખરાય સાંજ પડ્યા પછી બહાર નીકળતો નહિ. રાત્રે તે પોતાના સૂવાના ઓરડામાં એક ત્રીજોરીમાં સુવર્ણ પ્રતિમાને મેલતો અને ઘણી વાર ચોરની આશંકાથી તે રાતમાં જાગી ઉઠતો; શાંત નિદ્રાનું સુખ તે એ રીતે ગુમાવી બેઠો.

એક માસ પછી પ્રતિમા માટે તૈયાર કરવામાં આવેલી તીજોરી આવી. નંદરામે સૂચના કરી: "શેઠ સાહેબ! આપ આ પ્રતિમાને માટે ઉંઘ ખોઇ બેઠા હો, માટે એ તીજોરીને મારા સૂવાના ઓરડામાં મેલાવો અને પ્રતિમા તેમાં મૂકો, એટલે હું આખી રાત તેનો પહેરો ભરીશ."

સ્વામીભક્ત નંદરામની આ સૂચના સાંભળીને સન્મુખરાય બોલ્યો: "પણ નંદરામ! તું એવી રીતે ઉજાગરા કરવાથી માંદો પડીશ તો?"

"સાહેબ મને ઉજાગરાથી કશુંએ થવાનું નથી, માટે આપ નિશ્ચિંતે એમ જ કરો." નંદરામે આગ્રહપૂર્વક કહ્યું.

સન્મુખરાયે નંદરામની એ સૂચના માન્ય રાખી અને તીજોરીને નંદરામના સૂવાના ઓરડામાં એક દિવાલની પાસે મુકાવી. પ્રતિમાને તેની અંદર રાખીને તીજોરી બંધ કરવામાં આવી. રોજ એક વાર સન્મુખરાય તીજોરી ઉઘાડીને પ્રતિમાને જોઈ જતો હતો.

એ જ સ્થિતિમાં એકાદ પખવાડીઉં વીતી ગયું. એકવાર મધરાતે નંદરામ જાગતો બિછાનામાં પડ્યો હતો, એટલામાં તેણે એક કારમો ધીમો અવાજ સાંભળ્યો. નંદરામ એકદમ ઝબકીને બિછાનામાં બેઠો થયો અને તેણે આસપાસ નજર કરી, પણ ઓરડાની અંદર કોઈ માલૂમ પડયું નહિ! ઓરડામાં ચારે ખૂણે તે ફરી વળ્યો પરન્તુ કશું તેના જોવામાં આવ્યું નહિ. જાહેર રસ્તાપર પડતી બારી ઉઘાડીને તેણે બહાર નજર કરી પરંતુ નજીકમાં કોઈ માણસો દેખાયા નહિ. તે પાછો બિછાનામાં આવીને બેઠો, એટલામાં કોઈ વસ્તુનો ધીમો ઘસારો તીજોરી મૂકવામાં આવી હતી તે બાજુએથી સંભળાયો! નંદરામ વિશેષ આશ્ચર્ય પામ્યો. તે તીજોરીની પાસે આવીને ઊભો રહ્યો. તેણે તીજોરીનું બારણું ખેંચી જોયું પણ કળ વાસેલી હોવાથી તે ઉઘડયું નહિ. તો પછી એ અવાજ કયાંથી આવતો હશે, તેનો વિચાર કરતો નંદરામ સ્તબ્ધ બનીને ઊભો રહ્યો!

બે વાર તેણે પોતાને કાને અવાજ સાંભળ્યો હોવા છતાં તે કદાચ પોતાના મગજની ભ્રમણા હશે, એમ માનીને નંદરામ પાછો બિછાનામાં પડયો. પા કલાક શાન્તિમાં વીતી ગયો તથા પુનઃ પહેલાંના જેવો ઘસારો બરાબર તીજોરીની બાજુએથી જ સંભળાયો અને નંદરામ પાછો બેઠો થયો. તેને વહેમ આવ્યો કે બદમાશોની કાંઈ ગુપ્ત તજવીજ હોવી જોઇએ, પરન્તુ એ તજવીજ કેવા પ્રકારની હશે તેની કલ્પના નંદરામ કરી શકયો નહિ. તે તુરત જ સન્મુખરાયની

પાસે આવ્યો અને તેને જગાડીને કહ્યું: " મને લાગે છે કે તીજોરીમાં કાંઇ કુતૂહળ પેઠું હોવું જોઇએ. વારંવાર તીજોરીની અંદરથી અવાજ સંભળાય છે. "

આ નવાઇ જેવી ખબર સાંભળીને સન્મુખરાય ચમક્યો. તેણે તીજોરીની ચાવીઓ તપાસી તો તે જ્યાં મૂકવામાં આવી હતી ત્યાં જ પડેલી જણાઇ. તેણે તુરત જ ચાવીઓ લીધી અને નંદરામની સાથે તેના ઓરડામાં આવ્યો. તેણે તીજોરી ઉઘાડી અને તે સાથે જ અંદરથી કાંઇ સખ્ત—બેભાન કરી નાંખે તેવી ગંધ આવી ! નંદરામ અને સન્મુખરાય બન્ને પાછા હઠી ગયા અને દીવાના પ્રકાશમાં જોયું તો જણાયું કે તીજોરીની પાછળની બાજુએ લગભગ ૩૦ ઇંચના પરિઘનું એક ગોળ બાકોરૂં પડેલું હતું !! સન્મુખરાય એ જોઇને દિગ્મૂઢ બની ગયો ! એ બાંકોરૂં દીવાલની આરપાર પાડવામાં આવેલું હતું અને તેનો સંબંધ બાજુએ આવેલા મકાનની સાથે હોય એવું ખુલ્લું અનુમાન કરી શકાતું હતું ! પરન્તુ સદ્‌ભાગ્યે સુવર્ણપ્રતિમા હજી તીજોરીની અંદર જ હતી ! એ બાંકોરાવાટે પ્રતિમાને ખેંચી જવાનો બદમાશોનો ઇરાદો હવે ખુલ્લો સમજાઇ ગયો હતો, પરન્તુ તેઓનો ઇરાદો પાર પડે તે પહેલાં નંદરામને વહેમ આવ્યો હતો. સન્મુખરાયે પ્રતિમાને તીજોરીમાંથી ઉચકી લીધી અને તેને નંદરામને સોંપી. તે રાત્રે ને રાત્રે પોલીસ સ્ટેશનપર જઇ પહોંચ્યો. તેણે પોલીસને સઘળી ખબર આપી અને પોલીસના માણસો તે સ્થળે આવી પહોંચ્યા પરન્તુ તે પહેલાં તો ક્યારનાએ બદમાશો મકાન ખાલી કરી ગયા હતા !

પોલીસની વિશેષ તપાસને પરિણામે જણાયું કે એકાદ અઠવાડીયા પહેલાં બાજુનું આખું મકાન માસિક ૨૫૦ રૂપિયાના ભાડાથી એક વહોરા વેપારીએ રાખ્યું હતું. એ વહોરાનો કશો પત્તો મળી શક્યો

નહિ ! મકાનની અંદરથી થોડાંએક ઓજારો અને જૂદી જૂદી જાતના એસીડોના મોટા બાટલાઓ તથા બીજી દવાઓ પડેલી હતી. સન્મુખરાય હવે સમજ્યો કે તીજોરીનું બાંકોરૂં પાડવામાં બદમાશોએ રસાયણિક પદાર્થોનો ઉપયોગ કર્યો હતો અને તેથી જ તેઓ કશો અવાજ કર્યા વિના બાંકોરૂં પાડવામાં ફત્તેહમંદ થયા હતા !

## પ્રકરણ ૧૨ મું.

### પૂર્વ વૃત્તાન્ત–ગૃહત્યાગ.

મોટી કીંમતે તૈયાર કરવામાં આવેલી તીજોરી એ પ્રમાણે તદ્દન નકામી થઇ પડવા પછી સુવર્ણપ્રતિમાને કયે સ્થળે ગુપ્ત રાખવી તેનો હવે સન્મુખરાયને મોટો વિચાર થઇ પડ્યો. નિદ્રાને તે કેવળ ગુમાવી બેઠા અને રાતદહાડો તે ફફડતો ને ફફડતો જ રહેતો. રાત્રે જરા કાંઇ ખડખડાટ થતો કે તુરત તેને શ્યામસમાજની કાંઇ હીલચાલનો શક પડતો અને તે તુરત જ તજવીજ કરવા લાગી જતો. બિચારો નંદરામ ઘણો વફાદાર માણસ હતો, પરન્તુ બદમાશોની સામે પોતાના માલેકનું રક્ષણ કેવી રીતે કરવું તે તેને સૂજતું નહિ. ઘણા મિત્રોની સલાહ લીધા પછી સન્મુખરાયે ચાર મજબૂત માણસોને પોતાના ઘરનું રક્ષણ કરવા માટે રાખ્યા. તેમાંના બે પઠાણો હતા અને બે સિંધી રજપૂતો હતા. મકાનના જૂદા જૂદા ભાગોમાં તે ચારેને વારાફરતી પહેરેગીર રાખવામાં આવ્યા. તે માણસોની ગોઠવણ કર્યા પછી એક માસસુધી કશો ઉપદ્રવ માલૂમ પડ્યો નહિ, પરન્તુ શ્યામલાલ કાંઇ શાંત બેસી રહ્યો નહોતો ! લાંબા વખતની શાંતિ પછી વધારે

મજબૂત કાવતરૂં કરી સુવર્ણપ્રતિમાને મેળવી લેવી એવી તેની ઇચ્છા હતી અને એ ઇચ્છા પાર પાડવામાં તે રાતદહાડો મશગુલ બની રહેતો હતો. તેના મારુંગાના બંગલામાં રોજ સાંજે તેના સહાયકોની સભા ભરાતી અને કવી યુક્તિથી એ કીંમતી વસ્તુ હાથ કરવી તેની ચર્ચા ચાલતી. સન્મુખરાય અત્યારસુધીના અનુભવ પછી વધારે પાવરધો થયો હતો અને તેથી સહેજ વાતમાં તે હવે ફસાય એવો સંભવ નહોતો. ધંધો વેપાર તેણે છોડી દીધો હતો. માત્ર પ્રીતિને રમાડવી, તેના આરોગ્ય ઉપર બારીક નજર રાખવી, દિવસે કયાંય ફરવા જવું અને રાત્રે આઠ વાગતાં પાછા ઘેર આવી જવું, એવા કાર્યક્રમ પ્રમાણે તે વર્તતો હતો.

પ્રીતિ હવે છએક માસની થઇ હતી, પરન્તુ તેનું શરીર બરાબર સારૂં રહેતું નહોતું. તેની સંભાળ લેવા માટે એક હિંદુ દાયણ સન્મુખરાયે રાખી હતી; તે ઘણી જ કાળજીથી એ બાળપુષ્પનું જતન કરતી હતી; તોપણ તે બરાબર સાજી રહેતી નહિ. છેવટે લાંબા વખતસુધી દવા કરીને થાકયા પછી ડાકટરે સન્મુખરાયને સૂચવ્યું કે: " તેને રોજ સાંજે એક એક કલાક દરિયાકિનારાની હવામાં લઇ જાઓ; શરદી ન લાગે માટે કપડાં સારી પેઠે પહેરાવજો." એ ઉપરથી સન્મુખરાયે પોતાની ગાડીમાં પ્રીતિને દાયણની સાથે લઇ જવાનો ક્રમ શરૂ કર્યો હતો. રોજ સાંજે તે હવેથી દરિયાકિનારે જ ફરવા જતો અને પોતે પ્રીતિને ઉચકીને કિનારે કિનારે થોડેસુધી ચાલતો. પંદરેક દિવસસુધી આવી રીતે વર્તવાથી પ્રીતિના આરોગ્યને લાભ થયો એટલે સન્મુખરાયે એ ક્રમને હમેશનો ઠરાવ્યો.

એ પ્રમાણે દરિયાકિનારે ફરતાં એક વાર સન્મુખરાયે એક જીવ બચાવ્યો. રાત્રિના શરૂ થતા અંધકારમાં પોતે ફરતો હતો ત્યાંથી થોડે

દૂર એક છોકરી દરિયામાં નાહી રહી હતી, એટલામાં તેણે એક કારમી ચીસ સાંભળી: " હું ડૂબું છું, મને કોઇ બચાવો ! " એ સાંભળીને સન્મુખરાયને પાણીમાં પડવાની ઇચ્છા થઇ. આસપાસ થોડા માણસો હતા પણ તેઓમાંના કેટલાકનું ધ્યાન તે તરફ નહોતું અને કેટલાક એ ચીસ સાંભળીને દિગ્મૂઢ જેવા ઊભા રહ્યા ! સન્મુખરાય પ્રીતિને દાયણના હાથમાં સોંપીને પાણીમાં પડવા જતો હતો, એટલામાં તેના ગાડીવાને કહ્યું: " સાહેબ ! આપ રહેવા દો, હું જ જઉં છું. " એમ બોલતો ગાડીવાન પાઘડી ફેંકી દેતો પાણીમાં પડ્યો અને એક તેર–ચૌદ વર્ષની ગરીબ બાળાને બેભાન અવસ્થામાં ઊંચકીને કિનારે લાવ્યો. સન્મુખરાયે જોયું કે તે બાળાનો ચ્હેરો સુંદર હતો; પણ જે એક વસ્ત્ર પહેરીને તે ન્હાવા પડી હતી તે ઉપરથી તે કોઇ ગરીબ–ભીખારી છોકરી હોય એમ માલૂમ પડતું હતું. ગાડીવાને એ છોકરીને ઉંધે માથે રાખીને ઘણી હલાવી ચલાવી પણ તેના મ્હોંમાંથી પાણી નીકળ્યું નહિ. છેવટે સન્મુખરાયે કહ્યું: " તે બિચારીને ગાડીમાં મૂક; આપણે તેને ઘેર લઇ જઇને યત્ન કરીશું; તેનું ભાગ્ય હશે તો તે બચશે. " ગાડીવાને તેમ કર્યું અને ગાડી ઘર તરફ ચલાવી.

ઘેર આવીને તેના પેટમાંથી પાણી કાઢી નાંખવાના વધુ યત્નો કર્યા. પાણી તો નીકળ્યું નહિ, પણ છોકરી કાંઇક ભાનમાં આવતી હોય તેમ લાગ્યું એટલે સન્મુખરાયને સંતોષ થયો. તેને એક નરમ બિછાનામાં સુવાડી અને ઉપર ગરમ વસ્ત્રો ઓઢાડ્યાં, એટલે એકાદ કલાકની અંદર તે હોશિયારીમાં આવી. તેણે ટુંકામાં પોતાની જે વાત કહી તે ઉપરથી સન્મુખરાયને જણાયું કે તે એક મીલમાં મજુરી કરતા કોઇ મારવાડીની એકની એક પુત્રી હતી. તેની બોલીમાં પુનઃ પુનઃ મારવાડી શબ્દોનો ઉચ્ચાર થતો હતો. એ બાળા સ્વરૂપવતી હતી

અને તેનો ચહેરો નિર્દોષ હતો, એટલે સ્વાભાવિક રીતે જ સન્મુખરાયને તેના પર દયા આવી. કેટલીક વારે એ છોકરી વધારે હોશિયારીમાં આવી એટલે સન્મુખરાયે તેને કહ્યું : " તારી ઇચ્છા હોય તો હું તને તારે ઘેર મેલવા માટે માણસ મોકલું અને તારો બાપ જો ઉચાટ ન કરે તો ભલે તું સ્હવારે ઘેર જજે."

છોકરીએ ઉત્તર આપ્યો: " મારા બાપ ઉચાટ તો કરશે, પણ મારામાં ઉઠવા બેસવાની શક્તિ નથી. આપની મહેરબાની હોય તો હું રાતની રાત અહીં જ રહીશ."

" મને કશી હરકત નથી, તું તારે સુખે રહે." એમ કહીને સન્મુખરાય પોતાના ઓરડામાં સૂવા ચાલ્યો ગયો. મધ્યરાતને સુમારે કોઈ મારવાડી સન્મુખરાયનું નામ પૂછતો પૂછતો ત્યાં આવી પહોંચ્યો. એ મારવાડી છોકરીનો જ તે પિતા જણાયો એટલે સન્મુખરાય તેને તેની પુત્રીની પાસે લઇ ગયો. પોતાની પુત્રીને બચેલી જાણીને મારવાડીને બહુ જ હર્ષ થયો અને તે હર્ષથી ઘેલો બનીને સન્મુખરાયને વળગી પડયો ! પણ અરે ! એક જ ક્ષણમાં એ મારવાડીએ સન્મુખરાયને બાથમાં ઘાલીને નીચે પાડ્યો અને તે તેની છાતીપર ચડી બેઠો ! એ જ ક્ષણે પેલી છોકરી બિછાનામાંથી ઉઠી અને તેણે ઓરડાનું દ્વાર બંધ કરી વાળ્યું ! ! સન્મુખરાય ચીસ પાડવા જતો હતો પણ મારવાડીનો વેશ પહેરનાર શ્યામલાલે તેનું મોં એવા જોરથી પકડી રાખ્યું હતું કે એક શબ્દનો ઉચ્ચાર પણ તે કરી શકે નહિ ! શ્યામલાલે એક રાઇફલ પોતાના ગજવામાંથી કાઢી અને તે સન્મુખરાયના માથા ઉપર તાકીને કહ્યું : " બોલો સાહેબ ! હવે શો વિચાર છે ? આજે છેલ્લી તક છે; કાંતો સુવર્ણપ્રતિમા મને સોંપો અગરતો પાંચ લાખ રૂપિયા આપો અને નહિતો બીજી દુનિયામાં આ ક્ષણે જ સાહ્યા

જાઓ ! તમારે માટે બીજો એક પણ માર્ગ હવે બાકી રહ્યો નથી !"

સન્મુખરાયની સઘળી હિંમત એ ક્ષણે અદૃશ્ય બની ગઇ. રાઇફલ જોતાં જ તેનાં ગાત્રો શિથિલ બની ગયાં હતાં. પોતે બૂમ પાડીને બીજાની મદદ માંગે તે જ ક્ષણે પોતાનું મોત નિશ્ચિત થઇ ચૂકયું હતું એવું તે સમજતો હતો તેથી તે માણસોની મદદ માંગી શકયો નહિ. પણ ધીમેથી બોલ્યો: " **શ્યામલાલ** ! આવું કપટ કરીને તેં મને ફસાવ્યો ?"

" હું તો તમને ઘણા વખત અગાઉ ચેતવણી આપી ચૂકયો હતો, એટલે મેં આ કાંઇ કપટ કર્યું લેખાય નહિ. હવે જલ્દી મારી માંગણીનો જવાબ આપી દો."

" હું શો જવાબ આપું ? હું સુવર્ણપ્રતિમાને તો મારો જીવ જતાં જતાં આપવાનો નથી !" સન્મુખરાયે જવાબ આપ્યો.

" તો પાંચ લાખ રૂપિયા આપી દો, પણ એમાંથી એક માંગણીની હા કહ્યા વિના તમારો છૂટકો જ નથી. તે વિના માત્ર મૃત્યુ જ **શ્યામસમાજ**ના હાથમાંથી તમારો છૂટકો કરી શકશે !" **શ્યામલાલે** જવાબ આપ્યો.

" પણ અત્યારે મારી પાસે રૂપિયા ન હોય તો ?"

" તો સુવર્ણપ્રતિમા આપી દો !"

" હું કહી ચૂકયો છું કે એ વસ્તુ તો હું તને નહિ જ આપું; માટે રૂપિયાની સગવડ કરવા માટે મને આઠ દિવસની મુદત આપ !"

" તોપણ ભલે ! પરન્તુ **સન્મુખરાય** ! એટલું યાદ રાખજો કે એ વચન જો નહિ પાળો તો **શ્યામસમાજ** પોતાનું વેર બેવડી રીતે વાળ્યા વિના નહિ રહે ! તમે ગમે ત્યાં સંતાશો તોપણ તે તમારો જીવ લેશે. **શ્યામસમાજ**નું કરજ આપ્યા વિના તમે જીવવાને બિલકુલ લાયક નથી એ નક્કી માનજો !" એટલી ચેતવણી આપીને **શ્યામલાલ**

સન્મુખરાયની છાતીપરથી ઉઠ્યો અને એકદમ દ્વાર ઉઘાડતો બહાર નાઠો! દાદર પાસે સૂતેલો પઠાણ ઉઠ્યો અને 'કોણ છે એ?' એવું પૂછ્યું, પણ તેનો જવાબ શ્યામલાલે પોતાની રાઈફલના અવાજવડે જ આપીને એ પઠાણનું ખૂન કર્યું! માત્ર બે મિનિટમાં શ્યામલાલ અને તેની સાથેની છોકરી અદશ્ય થઇ ગયાં.

* * * *

પોતાના માલેકને માથે આવેલી આફત નંદરામ જાણતો હતો પણ તેનું કારણ તે જાણતો નહોતો, કારણકે સન્મુખરાયને તેની સ્ત્રીએ જે વાત કહી હતી તે વાત સન્મુખરાયે કોઇને પણ જણાવી નહોતી. નંદરામ બહુએ પૂછતો પણ તે તેનો ખુલાસો કરી શકતો નહોતો. ઉપર જણાવેલો બનાવ બન્યો ત્યારપછી ચોથે દિવસે પોતાની મીલકત અને બાળક પ્રીતિને નંદરામને સોંપી સુવર્ણ-પ્રતિમાને કોઇ અત્યંત ગૂઢ સ્થળે રાખી, સન્મુખરાયે એકાએક ગૃહત્યાગ કર્યો-તે અદશ્ય થઇ ગયા!

ત્યારબાદ બાર વર્ષ શાંતિમાં વીતી ગયા પછી આપણી કથાનો પ્રસંગ ચાલે છે, એ વાચકોએ સ્મરણમાં રાખવાની જરૂર છે.

---

## પ્રકરણ ૧૩ મું.

### સંશયગ્રસ્ત સુમન.

બનાવટી સન્મુખરાયે મચાવેલા ઉપદ્રવ પછી સ્હવાર થતાંસુધી પ્રીતિને નિદ્રા આવી નહિ. તે અત્યંત ભયથી થડકતી બિછાનામાં પડી રહી અને કયા બદમાશોથી ત્રાસ પામીને પોતાના પિતાને દેશવટો

વેઠવો પડયો છે તે હવે બરાબર રીતે તેના ધ્યાનમાં આવ્યું. સન્મુખ-રાય અદૃશ્ય થયો, ત્યારપછી અત્યારસુધી શ્યામસમાજે કાંઇ જ ઉપદ્રવ કર્યો નહોતો એટલે પ્રીતિને તે વિષેનો કશો ખ્યાલ આવી શકયો નહોતો; પરન્તુ હવે તેને ખાત્રી થઇ કે નિર્ભય રહેવું એ ઘણું વિકટ કાર્ય હતું.

પ્રભાત થતાં જ મોહિની તેને મળવા આવી. ત્રાસ પામેલી પ્રીતિએ પોતાના વીતકની સઘળી વાત મોહિનીને કહીને હૃદય ખાલી કર્યું. એટલામાં સુમનલાલ પણ ત્યાં આવી પહોંચ્યો. પહેલાં તે નંદરામને મળ્યો અને તેણે પૂછ્યું: " પ્રીતિગૌરી કયાં છે ?"

નંદરામે કહ્યું: " અરે ! તે બિચારી ભયથી વિહ્વળ બની ગઇ છે અને હજી સૂવાના ઓરડામાંથી બ્હાર પણ નીકળી નથી ! તમે થોડી વાર તેના દિવાનખાનામાં બેસો; તમારા આગમનની ખબર હું તેને આપું છું. "

રાત્રિનો કશો પ્રકાર સુમનલાલના જાણવામાં નહોતો, તેથી તેણે પૂછ્યું: ' એવો તે શો બનાવ બન્યો ' છે વારૂ ? "

નંદરામે અથથી ઇતિસુધી સઘળી વાત કહી સંભળાવી. બનાવટી સન્મુખરાય, બરાબર જમીને મળતો જ તેનો ચહેરો, તેનો પ્રપંચ વગેરે સઘળું નંદરામે તેને કહ્યું અને સુમનલાલ તે સાંભળીને દિગ્મૂઢ બની ગયો. તે બોલ્યો: " હું તો અત્યારે માત્ર એવા ખબર આપવા આવ્યો છું કે સન્મુખરાય કલકત્તાથી રવાના થઈ ગયા છે એવી મતલબનો તાર અમારા એજંટ તરફથી કલકત્તા ખાતેથી અમને મળી ગયો છે: પણ હવે હું સમજ્યો કે એ તો બનાવટી સન્મુખરાય હતો અને શ્યામ-સમાજનું જ એ કાવતરૂં હતું ! " એમ કહીને તે પ્રીતિના દિવાનખાના તરફ ચાલ્યો. નંદરામ પણ તેની સાથે દિવાનખાનામાં આવ્યો.

દિવાનખાનાની બાજુએ જ પ્રીતિનો સૂવાનો ઓરડો હતો. તે કોઇની સાથે વાતચીત કરી રહી હતી. સુમનલાલે નંદરામને પૂછ્યું: " પ્રીતિ-ગૌરી કોની સાથે વાત કરે છે વારૂ ? "

" એ તો તેની મ્હોટી બ્હેન મોહિનીની સાથે વાત કરે છે. તે તેને અત્યારમાં મળવા આવી છે." નંદરામે ઉત્તર આપ્યો.

" પ્રીતિગૌરીની મ્હોટી બ્હેન ? " સુમનલાલે આશ્ચર્યથી પૂછ્યું.

" હા; એ પ્રીતિના કાકાની છોકરી થાય. તેને અહીંના મનહરલાલ નામના એક ઝવેરી સાથે પરણાવેલી છે." નંદરામે કહ્યું.

" તમે તો સન્મુખરાય શેઠને ઘેર ૧૫ વર્ષથી નોકર છો; તમે એ મોહિનીને પહેલાં ઓળખતા હતા ખરા ?" સુમનલાલે પૂછ્યું.

" ના; સન્મુખરાયે ગૃહત્યાગ કર્યો ત્યાંસુધી તો મેં તેને કોઇ વાર જોઈ નહોતી, પણ ત્યારપછી થોડે વર્ષે તે મને મળી હતી અને અવાર-નવાર પ્રીતિની ખબર લેવા આવતી હતી. બહુ ભલી બાઇ છે, એક આબરૂદાર વેપારીની સ્ત્રી છે અને તે જે કાંઇ વાત કહે છે તે ઉપરથી તે સન્મુખરાયની ભત્રીજી હોય એ મને ખરૂં લાગે છે." નંદરામે કહ્યું.

સુમનલાલ મૌન બેસી રહ્યો. નંદરામ પ્રીતિને સુમનલાલ આવ્યાના ખબર આપવા ચાલ્યો ગયો. દિવાનખાનું અને પ્રીતિના ઓરડાની વચ્ચે એક દ્વાર આવેલું હતું અને અત્યારે તે બંધ હતું. પોતાની ખુરશીને એ દ્વારની નજીક ખેંચી જઇને સુમનલાલ પ્રીતિ તથા મોહિનીની વાત સાંભળતો બેઠો.

પ્રીતિ બોલી: " મોટી બ્હેન ! આ દરેક ઓરડામાં પિતાજીની છબી ટાંગવાની તું ના કહેતી હતી, પરન્તુ એ છબી ટાંગી તે જ સારૂં થયું હો!"

" કેમ વારૂ ?" મોહિનીએ પૂછ્યું.

" એ છબી ઉપરથી જ છેલ્લી ઘડીએ મારા સમજવામાં આવ્યું

કે એ એક બદમાશ હતો અને મારા પિતાનો વેશ પહેરીને આવ્યો હતો. મને તેનું વર્તન ઘણું વિચિત્ર લાગ્યું હતું. પહેલાં તો તેનો ચહેરો એ છબીની સાથે બરાબર મળતો આવતો હોય એવું મારા ધ્યાનમાં આવ્યું હતું. પરંતુ છેલ્લી ઘડીએ મારા મગજમાં એવો તર્ક ઉત્પન્ન થયો કે બાર વર્ષ પહેલાંની મારા પિતાની છબીની સાથે આ માણસનો ચહેરો બરાબર કેમ મળતો આવતો હશે ? બાર વર્ષના દેશવટાની કાંઇ પણ નિશાનીઓ તેના ચહેરાપર કેમ દેખાતી નહિ હોય ? ઉમર વધવાથી માણસનો ચહેરો બદલાતો જાય છે, તેવી રીતે મારા પિતાનો ચહેરો પણ કિંચિત્ અંશે બદલાયલો હોવો જોઇએ, તેને બદલે આ સરખાપણું કેમ માલૂમ પડે છે ? મને ઉપજેલો સંશય તેથી જ દૃઢ થયો અને હું વધારે સાવધ બની. તે જ ક્ષણે તે લુચ્ચાએ ખુલ્લું કહી વાળ્યું કે તે બનાવટી સન્મુખરાય હતો !"

"હશે, સૌ સારૂં જેનું છેવટ સારૂં. એ રત્નો છેવટે ફાવી ગયો નહિ એ ઠીક થયું. મેં દરેક ઓરડામાં છબી મૂકવાની તને ના કહી હતી તેનું કારણ એ હતું કે કદાચ એ જોવાથી કાકાશ્રીને પોતાની દુ:ખી સ્થિતિ સાંભરી આવે, પણ હવે મારે કબૂલ કરવું જોઇએ કે એ છબી તેં દરેક ઓરડામાં મૂકી તે સારૂં જ કર્યું." મોહિની બોલી.

"અને મોટી બ્હેન ! તે વખતે નંદરામ કાકાના મગજમાં પણ પોતાની ઓરડીમાંની છબી જોઇને મારા જેવો જ વિચાર ઉદ્ભવ્યો હતો અને તેથી તે મને મળવા આવતા હતા; પરંતુ તેમના બારણાની બહારની સાંકળ બદમાશોએ બંધ કરી દીધી હતી તેથી તે આવી શક્યા નહિ." પ્રીતિ બોલી. એટલામાં નંદરામે ઓરડાની બહારથી પ્રીતિને હાક મારીને કહ્યું કે સુમનલાલ તેને મળવાને આવ્યા હતા અને તે દિવાનખાનામાં રાહ જોતા બેઠા હતા.

મોહિનીએ તે ઉપરથી પ્રીતિને પૂછ્યું: " એ સુમનલાલ કોણ છે વારૂ ?"

" અહીંના 'સુપ્રભાત' પત્રના સબએડીટર છે." પ્રીતિએ જવાબ આપ્યો.

" તે જ એ કે ? ઠીક. ગઇ કાલે તારા બનેવી મને કહેતા હતા કે એવા છાપાવાળાની સાથે બહુ પરિચય રાખવો તે સારૂં નથી." મોહિની બોલી.

" એ સાધારણ છાપાવાળાના જેવા નથી; બહુ ભલા માણસ છે. આપણી ન્યાતના જ છે." પ્રીતિએ કહ્યું. સુમનલાલને મળવા માટે તેણે ઉતાવળે ઉતાવળે વસ્ત્રો બદલાવી નાંખ્યાં અને તે દિવાનખાનામાં આવી.

સુમનલાલે ઊભા થઇને તેનો સત્કાર કર્યો અને પછી બન્ને ખુરસીઓપર બેઠાં. સુમનલાલ બોલ્યો: " કલકત્તાના અમારા એજંટ તરફનો તાર મને રાત્રે મળ્યો. તે વખતે હું ઓફીસમાં નહોતો એટલે તમને ટેલીફોનથી ખબર આપી શક્યો નહિ."

" કાંઇ ફીકર નહિ, પણ નંદરામ કાકાએ તમને સઘળી ખબર કહી હશે." પ્રીતિ બોલી.

" હા, કહી છે અને તેથી હું તમને સૂચના કરૂં છું કે તમારે વધારે સાવધાન રહેવું. અત્યારે તો હું ઓફીસે જતાં તમને માત્ર ખબર આપવા જ આવ્યો હતો કે કલકત્તા ખાતેથી એ સન્મુખરાય-એટલે કે એ બનાવટી સન્મુખરાય નીકળી ચૂકયાના ખબર અમારા માણસે તાર માર્ફતે મોકલ્યા છે."

" હવે એ ખબરની કાંઈ જરૂર નથી; તોપણ તે પહોંચાડવા માટે તમે ખાસ તસ્દી લીધી તે માટે હું તમારો આભાર માનું છું."

" હવે હું રજા લઇશ. મારા સરખું કાંઇ કામ હોય તો અવશ્ય

ફરમાવજો." એમ કહી હસતે મુખે સુમનલાલ ચાલ્યો ગયો. જરા દૂર જઇને તેણે નંદરામને બાજુએ બોલાવી કહ્યું: "નંદરામ! હું તમને એક ચેતવણી આપું છું. આ મોહિની ઉપર મને ગંભીર સંશય આવે છે."

"કેમ વારૂ?" નંદરામે ગંભીર વદને પૂછ્યું.

"સન્મુખરાયની છબી ઉપરથી જ પેલા બદમાશની બનાવટ પકડાઇ આવી હતી એમ તમે મને કહ્યું હતું; પરંતુ એ છબી દરેક ઓરડામાં મૂકવાની ના કહેનાર એ જ મોહિની હતી ખરૂં કે?" સુમનલાલે પૂછ્યું.

"હા, ખરૂં." નંદરામ ઉંડા વિચારમાં પડી ગયો.

"અને તેટલા ઉપરથી જ એ સ્ત્રી ઉપર હું સંશય ધરાવું છું. તે ભલે આબરૂદાર માણસની સ્ત્રી હોય પણ બદમાશોની સાથે તેનો કાંઇ સંબંધ હોવાનો મને સંશય છે, માટે તમે ચેતતા રહેજો." એમ કહી સુમનલાલ ચાલ્યો ગયો. પાછળ નંદરામ ઉંડા વિચારમાં પડી ગયો.

## પ્રકરણ ૧૪ મું.

### સત્ય કે ભ્રમણા?

સુમનલાલ પ્રીતિને ત્યાંથી નીકળીને સીધો ઓફીસમાં આવ્યો. માર્ગમાં તેના દિલમાં એક વાત ખટકયા કરતી હતી. તેને લાગ્યું કે માત્ર એક જ વાતને આધારે મોહિની જેવી એક આબરૂદાર સ્ત્રી ઉપર પોતે વહેમાઇ ગયો અને વળી પોતે એ વહેમ નંદરામને કહી પણ પણ દીધો એ ઠીક કર્યું નહિ. તેને લાગ્યું કે એ ઉપરથી નંદરામ પોતાની ગેરવાજબી કલ્પના ઉપર કદાચ હસશે. સુમને પોતાના મનને પૂછવા માંડ્યું: "પણ હું એકાએક તે સ્ત્રી ઉપર શાથી વહેમાઇ ગયો?"

ઉંડા વિચાર કરતાં તેને જણાયું કે પોતાના સંબંધમાં મોહિનીએ પ્રીતિને ખોટા વિચાર ઠસાવવા માંડ્યો હતો તેથી જ પોતાનું મન એકાએક મોહિની પ્રત્યે કલુષિત બની ગયું હતું. સુમનને છેવટે પસ્તાવો થવા લાગ્યો. પોતે ગુસ્સાના આવેશમાં દોરાઇને મોહિનીને શિરે આળ ચડાવ્યું એ ઠીક કર્યું નહિ એવું એ સુશીલ યુવકને હવે લાગ્યું. તે ગમગીન બેસી રહીને વિચાર કરવા લાગ્યો.

જેમ જેમ વધારે વખત જવા લાગ્યો તેમ તેમ તે વધારે અકળાવા લાગ્યો. તેના મનને એમ થવા લાગ્યું કે પોતે નંદરામ પાસે પાછો જઇને "મારી એ કલ્પના ઉતાવળી અને ભૂલભરેલી હતી–માત્ર એક ભ્રમણા હતી" એટલું તેને કહી આવે તો સારૂં. પોતાના ઉતાવળા કાર્યને માટે હવે તેને દુઃખ થવા લાગ્યું; પરંતુ ઉપરાઉપરી કાગળના ચોકડાઓ તેના ટેબલપર આવીને પડવા લાગ્યા, તેમ તેમ તે દુઃખને વિસરવા લાગ્યો અને કામકાજમાં પરોવાયો.

બીજે દિવસે તે પ્રીતિની પાસે પુનઃ ગયો અને નંદરામને પણ મળ્યો. પોતાના ઉતાવળીયા વિચાર ઉપર બહુ આધાર નહિ રાખવાનું નંદરામને કહી દેવાનુ તેના મનમાં હતું, પરંતુ તેને તે કહી શક્યો નહિ. પ્રીતિ, નંદરામ અને સુમન દિવાનખાનામાં બેઠાં બેઠાં સહજ વાતો કરતાં હતાં, એટલામાં મોહિની અને મનહરલાલ એકાએક આવી પહોંચ્યાં! મોહિની સુમનને ત્યાં જોતાં જ હર્ષિત થઇને બોલી: "હો જુઓ! હવે તો એક છાપાવાળા પણ આપણા મિત્ર થયા છે અને વળી તે અહીં જ છે. આવતા રવિવારને માટે તેમને આમંત્રણ આપો!" મોહિનીએ છેલ્લા શબ્દો પોતાના પતિને સંબોધીને કહ્યા હતા.

સુમન ઉઠ્યો અને સ્મિત કરીને બોલ્યો: "મને વળી શાનું આમંત્રણ આપવાનું છે?"

મનહરલાલે સસ્મિત વદને જવાબ આપ્યો: "જમવાનું તો નહિ જ! છાપાવાળાઓ તો દેશભક્તો કહેવાય. દેશભક્તિનો અર્થ લોકસેવાને માટે આથડવું અને મગજમારી કરવી તે સિવાય બીજો કશો થતો હોય એમ હું સમજતો નથી."

સુમનલાલે આનંદ દર્શાવતાં કહ્યું: "આપની એ વ્યાખ્યા ખરી છે. દેશભક્તિનો માગ કાંટાથી ભરપૂર હોય છે અને એ કાંટાપર ચાલતાં પગમાંથી લોહીની ધારાઓ નીકળે તોપણ દેશભક્તો તે ઉપર થઈને ચાલવામાં મોજ માને છે!"

"અરે બળી એ મોજ!" મનહરલાલ બોલ્યો.

મોહિની પોતાના પતિ ઉપર ગુસ્સે થતી હોય એવું વદન કરીને બોલી: "એમ શાને કહો છો વળી! સુમનલાલ મારા પક્ષમાં ઉતર્યા છે એટલે હવે તમે મારા વિચારોને હરાવી શકવાના નથી. દેશભક્તિ એટલે કે જનસેવા, એ બજાવવાનો માર્ગ જેમ વધારે વિકટ હોય છે, તેમ દેશભક્તોને વધારે આનંદ અને ઉત્સાહ સ્ફુરે છે."

સુમને તેને ટેકો આપતાં કહ્યું: "એ વાત બરાબર છે."

"જાઓ મારા ભાઈ! તમે બન્નેએ મળીને મને હરાવવો ધાર્યો છે કે શું?" મનહરલાલે કહ્યું.

એ શબ્દો સાંભળીને મોહિની ખડખડાટ હસી પડી અને બોલી: "કેમ એટલામાં હારી ગયા? રોજ તો મારી સાથે એ વિષે જ વાતો કાઢીને માથું ફોડો છો અને આજે કેમ કશું બોલી શકતા નથી?"

"બોલે કેવી રીતે? સામો જવાબ આપનાર બૈરું નથી, પણ એક છાપાવાળા છે, એ હુ સમજું છું તો!!" મનહરલાલ મંદ સ્મિત કરીને બોલ્યો.

પ્રીતિએ સંભારી આપ્યું: "પણ આ વિવાદમાં પેલી આમંત્ર-

ણુની વાત ભૂલી ગયા કે શું ?"

"એ ભૂલી જાય, પણ હું કયાં ભૂલું તેવી છું? જુઓ મી. સુમનલાલ! રવિવારે તમારે અમારી સાથે એક સ્થળે આવવું પડશે." મોહિનીએ કહ્યું.

"કેમ વારૂ?

"અમારી 'સુંદરી સમીતિ' તરફથી મેં એક કામ માથે લીધું છે. મુંબઈમાં મીલમજુરોની સ્ત્રીઓ અને તેમનાં બાળકોની કેવી સ્થિતિ છે, તેઓની તંગીઓ અને દુઃખો શાં શાં છે, તેઓના સંકટનું નિવારણ કેવી રીતે કરી શકાય, તેઓમાં કેળવણી અને ધાર્મિક વિચારોનો ફેલાવો કરવાને શા ઉપાયો કામે લગાડી શકાય એ સંબંધે જાતે તપાસ કરીને એક લેખ મારે તૈયાર કરવાનો છે. તે તપાસ કરવાને હું, તમારા મિત્ર અને અમારી સમીતિનાં સેક્રેટરી જાનકીબાઈ જવાનાં છીએ, તે સાથે જો તમે હો તો બહુ સારૂં, કારણકે તમારી મદદથી એ તપાસ વધારે વ્યાપક અને સંપૂર્ણ બની શકશે." મોહિનીએ જણાવ્યું.

સુમન ક્ષણભર વિચારમાં પડ્યો. અઠવાડિયામાં માત્ર એક દિવસ રજાનો મળતો અને તે દિવસે અનેક કામો અને વરધીઓની ગોઠવણ કરવી પડતી. એ બધાં કામો અને વરધીઓને મુલતવી રાખ્યા વિના આ આમંત્રણનો સ્વીકાર કરી શકાય તેમ નહોતું. તેથી જ તે ઊંડા વિચારમાં પડ્યો હતો. છેવટે આ લોકસેવાના કાર્ય તરફ તેનું મન વધારે ખેંચાયું અને તેણે પૂછ્યું: "રવિવારે કેટલા વાગ્યે અને કયે સ્થળે જવાનું તમે નક્કી કર્યું છે? તે કામને માટે કરવાની બીજી તૈયારીઓ તમે કરી રાખી છે?"

મોહિની બોલી: "અમે ભાયખલાની મીલમજુરોની ચાલીઓમાંથી

અમુક કુટુંબો પસંદ કરીને તેમની બારીક તપાસ કરવાનું ઠરાવ્યું છે. તે ઉપરાંત સામાન્ય સ્થિતિની તપાસ તો માત્ર અવલોકનથી પણ કરી શકાશે. કુટુંબોની બારીક તપાસ કરવા માટે જે પ્રશ્નો કરવા જોઇએ તે તો અમારી સમીતિએ જ નક્કી કરીને છપાવી રાખ્યા છે. આ બધા કામ પાછળ પાંચથી છ કલાક ટાઇમ ગાળવાનો અમારો નિશ્ચય છે અને હું ધારૂં છું કે રવિવારે બાર વાગતાં તો આપણે બહાર નીકળી જવું જોઇએ."

સુમને જવાબ આપ્યો: "તમારી ગોઠવણ બરાબર છે. હું તો ધારૂં છું કે છ કલાકમાં આપણે સંતોષકારક તપાસ કરી શકીશું નહિ અને તેથી બીજા રવિવાર ઉપર થોડું કામ મુલ્તવી રાખવું પડશે "

મનહરલાલ બોલી ઉઠયો: "ઓ માય ગોડ! શું મારા બીજા રવિવારની પણ ધૂળધાણી થઇ જશે?"

મોહિની ચ્હીડાઇને બોલી: "ઉહ! તમને આવાં સારાં કાર્યો પ્રત્યે તો જરાએ લાગણી જ નથી! મિત્રોની સાથે કલબમાં બેસીને બ્રીજ રમવાથી તમારો રવિવાર સફળ થાય અને બિચારા ગરીબ લોકોનાં દુઃખો સાંભળીને તેનું નિવારણ કરવા માટે થોડા કલાક ગાળવામાં તમે હાય મારી ઉઠો, એ તે કાંઇ સારૂં કહેવાય? જરા વિચાર કરો! આપણે ક્યાં રોજ રોજ એ માટે વખત ગાળીએ છીએ?"

"હવે માફ કર! એ ભાષણ મારે સાંભળવું નથી! બીજો રવિવાર ગાળવો પડે તોપણ તે માટે હું કબૂલ છું પણ આ બધાંનાં દેખતાં તું મને લાગણી વિનાનો કહી નાંખે છે એથી તો મને ખોટું લાગે છે!"

"એટલામાં ચટકો ચડી ગયો? હવે માફ કરો! પણ હું સમજું છું, તમે મને જાણી જોઇને ચ્હીડાવો છો અને મને આવાં કામોનો શોખ છે, તેથી મારી હાંસી કરો છો!"

પ્રીતિ, સુમન અને નંદરામ પતિપત્નીનો આ કલહવિનોદ આનંદથી જોઇ રહ્યાં. છેવટે પ્રીતિ બોલી: " મોટી બ્હેન ! ત્યારે તો હું પણ તારી સાથે આવું તો ? "

" તો ઘણું જ સારૂં ! રવિવારે બધાંએ અહીં જ મળવું એવું આપણે કરાવો અને પછી અહીંથી આપણે ભાયખલા તરફ જઇશું." મોહિનીએ કહ્યું.

" હા, એ ગોઠવણ બરાબર છે." સુમનલાલે તેને ટેકો આપ્યો અને પછી તેણે ઓફીસમાં જવા માટે રજા માંગી.

મોહિની બોલી: " ભલે તમે ખુશીથી જાઓ; પણ રવિવારનું આ આમંત્રણ વિસરી જતા ના હોં કે ! "

" એ હું વિસરવાનો જ નહિ. છાપાવાળાઓને નિયમિત બનવાની ફરજીયાત ટેવ પાડવી પડે છે એ તો તમે જાણતાં જ હશો. " એમ કહીને સુમનલાલ ત્યાંથી ચાલતો થયો.

ગઇ કાલ કરતાં આજે સુમનલાલ વધારે વિચારવિવશ બની ગયો. મોહિની એક લોકસેવેચ્છુ સન્નારી છે એવું જાણીને તેના ઉપર વહેમાઇ જવા માટે તેને વધારે પસ્તાવો થયો. હવે જેમ બને તેમ વહેલાં મોહિની ઉપરનો પોતાનો વહેમ-પોતાની ભ્રમણા ટળી ગઇ હોવાનું નંદરામને કહી દેવું એ તેને અગત્યનું કાર્ય લાગ્યું; પરન્તુ પોતાનું પ્હેલાનું અવિચારીપણું નંદરામને મ્હોંએ ખુલ્લું કરતાં તેને શરમ પણ આવવા લાગી !



# પ્રકરણ ૧૫ મું.

## ટેલીફોનમાં પ્રેમપ્રકરણ.

રવિવારે મીલમજુરોની સ્થિતિની તપાસ કરવાને જનારી મંડળીમાં પ્રીતિએ પણ જવાની ઉમેદવારી બતાવી હતી તે વાત નંદરામને જરા ગમી નહોતી. જ્યારથી સુમનલાલે મોહિનીના સંબંધમાં નંદરામનું મન કલુષિત કર્યું હતું, ત્યારથી તે મોહિનીને માટે શંકાશીલ બન્યો હતો, તેથી તેની ઇચ્છા પ્રીતિ તે મંડળીમાં ન જાય તો સારૂં, એવી હતી; પરંતુ સુમનલાલ સાથે જવાનો હોવાથી તેણે પોતાની તે ઇચ્છા પ્રીતિને જણાવી નહિ. પણ પ્રીતિનો મનોભાવ બિચારો નંદરામ કેવી રીતે સમજી શકે ? સુમનલાલના વધતા જતા પરિચયની સાથે પ્રીતિ તેના ઉપરના અનુરાગને વશ થતી જતી હતી અને તેથી જ સુમનલાલની સાથે રહેવાનો આનંદ મેળવવા સારૂ તેણે એ મંડળીમાં શામેલ રહેવાની પોતાની ઇચ્છા બતાવી હતી.

આજે શુક્રવાર હતો. રાત્રિના દશ વાગ્યા હતા. પ્રીતિ હજી પોતાના દિવાનખાનામાં જ બેઠી હતી તેનો સૂવા જવાનો નિત્યનો વખત થઇ ગયો હતો પણ આજે હજી તેની આંખોમાં ઉંઘ ભરાઇ નહોતી, તેથી તે પીઆનો ખોલીને બજાવવા બેઠી. પાએક કલાક એ આનંદ મેળવ્યો એટલામાં ટેલીફોનની ઘંટડી વાગી અને પીઆનો બજાવવાનું બંધ કરીને તે ઉઠી. ટેલીફોનપર જઇને તપાસ કરતાં તેને જણાયું કે પોતાને 'સુપ્રભાત' પત્રની ઓફીસમાંથી કોઇ બોલાવતું હતું. ત્યાં બીજું કોણ હોય ? એ તો એ જ ! સુમનનો સ્વર તેણે તુરત ઓળખી લીધો: " માફ કરજો ! તમને ઉંઘમાંથી ઉઠવું પડ્યું નથી ને ? "

"ના; હું તો પીઆનો બજાવતી બેઠી હતી; પણ અત્યારે રાતને વખતે તમે ઓફીસમાં ક્યાંથી ?"

"આજે શુક્રવારની રાત છે."

"એટલે ? શુક્રવારની રાત છે તેથી શું ?"

"દર શુક્રવારે મારે ઓફીસમાં 'નાઇટ ડ્યુટી' કરવાની હોય છે. આજે સવારસુધી મારે અહીં જ રહેવું પડશે અને પછી બે દિવસની રજા મળશે."

"એમ ? મને શામાટે બોલાવી વારુ ?"

"સહજ; અહીં કશું કામ નહોતું એટલે તરંગ આવ્યો કે તમે જાગતાં હો તો થોડી વાર વાતચીતમાં જાય."

"ઉપકાર થયો." પ્રીતિ જરા મંદ સ્વરે–લચકાતી વાણીએ બોલી.

"આ એક બે દિવસમાં તો બદમાશો તરફથી કાંઇ ઉપદ્રવ થયો નથી ને ?"

"ના; તમે મારે માટે બહુ કાળજી રાખો છો હં !"

"એ તમારી માયાળુતાનું આકર્ષણ છે."

"મારી પ્રશંસા મને ગમતી નથી હોં સાહેબ !"

"ત્યારે કહો તો નિંદા કરું." પ્રીતિએ ત્યારપછી હસવાનો ખડખડ ધ્વનિ ટેલીફોનમાં સાંભળ્યો.

પ્રીતિએ હસીને જવાબ આપ્યો: "ભલે ત્યારે નિંદા કરો !"

"સાંભળો ત્યારે; તમે એટલાં બધાં ઘાતકી છો કે ટેલીફોનપર બેસાડીને મને ઉજાગરો કરાવો છો."

"ઓહો ! એ તો ચોર કોટવાળને દંડે એવી વાત કહો છો ! તમે મને ઉજાગરો કરાવો છો કે હું તમને ઉજાગરો કરાવું છું ?"

"તમે જ મને ઉજાગરો કરાવો છો; તમારી મધુર વાણીમાં જો

આકર્ષણ ન હોત, તો હું અત્યારે ટેલીફોનપર બેસવાને લલચાયો ન હોત!"

"એ, જુઓ! એ તો તમે વળી પાછી મારી પ્રશંસા કરી! હું તમને કહી ચૂકી છું કે એવી વાત મને ગમતી નથી. હવે કાંઈ બીજી વાત કહેવી હોય તો કહો, નહિતો હું ઉઠી જઉં છું."

"કેમ, મારી સાથે વાત કરતાં કંટાળો આવે છે?"

"નહિ, આનંદ મળે છે; તમે મળવા આવો છો ત્યારે પણ મને આનંદ થાય છે."

"શું ખરૂં કહો છો?"

"હા, રવિવારે મોહિની બ્હેન અને મનહરલાલ સાથે ફરવા જવાને હું કબૂલ થઈ છું તેનું કારણ પણ તમે જ છો, કારણકે તમે સાથે આવવાના છો."

"શું હું લોહચુંબક છું કે તમે એમ કહો છો?"

ક્ષણભર વિરામ લઈને પ્રીતિ બોલી: "મને માફ કરો; મારે એવું કહેવું જોઈતું નહોતું–મેં ભૂલ કરી."

"કેમ વારૂ?"

"હવે એ વાત મને પૂછશો નહિ; હું કશો ખુલાસો કરી શકીશ નહિ."

"એ ખુલાસો મારે જાણવો જોઈએ."

"મને વધારે શરમાવો નહિ, સુમનલાલ! નહિતો હું ઉઠી જઈશ."

"એમ ગુસ્સો ન કરો; ચાલો તમારી ઈચ્છા નથી તો તે માટે હું વધારે આગ્રહ કરતો નથી."

"ઉપકાર થયો. સવારે ઓફીસમાંથી ઘેર જાઓ, ત્યારે અહીં ચાહ પીને જ જજો."

"બહુ સારૂં, પણ..." એટલામાં તો પ્રીતિએ ટેલીફોનનો સંબંધ

તોડી નાંખ્યો અને એ પ્રેમપ્રકરણ એટલેથીજ અટક્યું.

સુમનલાલ કિંચિત્ નિરાશાને અનુભવતો ટેલીફોનરૂમમાંથી બહાર નીકળ્યો, તો તેણે રૂમની બહારની બાજુએ ખૂણામાં ઓફીસનું પરચુરણ કામકાજ કરનાર ઘાટીને ઊભો રહેલો જોયો. સુમને તેને પૂછ્યું: "કેમ રે રામા! તું અહીં ઊભો છે?"

ઘાટીએ જવાબ આપ્યો: "સાહેબ! બે ત્રણ તાર આવ્યા છે તે આપના ટેબલપર મૂક્યા છે, એ ખબર આપને આપવાને આવ્યો હતો."

"તો પછી એ વાત મને નહિ કહેતાં આમ ગુપચુપ બાજુએ કેમ ઊભો રહ્યો છે?" સુમને પ્રશ્ન કર્યો.

"સાહેબ—સાહેબ—આપ કોઇની સાથે વાત કરતા હતા, એટલે વચ્ચે આપને મેં એ કહ્યું નહિ. આપ વાતચીત કરી રહો, ત્યાંસુધી રૂમની બહાર ઊભા રહેવાનું મને ઠીક લાગ્યું." રામાએ ખુલાસો કર્યો.

"પણ હવેથી એ પ્રમાણે કદિ કરીશ નહિ. ઓફીસનું જે કાંઇ કામ હોય, તે મને કહીને તુરત ચાલ્યા જવું." સુમને સૂચના આપી અને તુરત તે પોતાની બેઠક તરફ ચાલ્યો ગયો.

* * * * *

રહવારમાં સાત વાગતાં સુમન પ્રીતિને ત્યાં આવી પહોંચ્યો. પ્રીતિ આજે જરા કાળજી રાખીને રોજ કરતાં વહેલી ઉઠી હતી અને ભટ્ટને ચાહ કરવાનો હુકમ આપીને પોતાનાં કબાટોમાંથી કાંઇ વસ્તુ શોધી કાઢવાની તરખડમાં પડી હતી. એક બે કબાટો ચુંથી નાંખ્યાં, પરન્તુ તેને જે વસ્તુ જોઇતી હતી તે મળી શકી નહિ. છેવટે તે વસ્તુ તેને હાથ લાગી અને તે જ ક્ષણે સુમનલાલે દિવાનખાનામાં પગ મૂક્યો! તેને જોતાં જ પ્રીતિ બોલી: "ઓહો! કેવો યોગ મળી આવ્યો છે! ક્યારની હું એક વસ્તુ શોધી રહી હતી; એક બાજુએ એ વસ્તુ હાથ

લાગી અને બરાબર તે જ વખતે તમે આવી પહોંચ્યા."

"એવા યોગ તો દુનિયામાં ઘણાએ બને છે."

"પણ આમાં એટલી વિશેષતા છે કે એ વસ્તુ તમને આપવા માટે જ હું શોધતી હતી."

"મને આપવા માટે? મને વળી શું આપવાનું છે?"

"આ એક નજીવી વસ્તુ." એમ કહીને એક સોનાનું નાનું લોકેટ પ્રીતિએ સુમનના હાથમાં મૂક્યું. લોકેટની ઉપર એક નાનું માણેક હતું. તે જોતાં જ સુમન બોલ્યો: "આ વસ્તુ તમે મને આપવા માંગો છો? શામાટે વારૂ?"

"આપણી ઓળખાણના એક સંભારણા દાખલ. તમે મને કેટલીક મદદ કરી છે તે જોકે નિઃસ્વાર્થ કરી છે, પરન્તુ તે દ્વારા થએલી ઓળખાણ આવા સંભારણાથી વધારે વખત ટકે એમ માનીને નંદરામ કાકાની સલાહ લીધા પછી હું એ વસ્તુ તમને આપું છું." પ્રીતિએ જણાવ્યું.

"આવી કિંમતી વસ્તુ મારા ગરીબ ઘરમાં નહિ શોભે, માટે તે આપવાનો તમે મને આગ્રહ નહિ કરો."

"સંપત્તિમાં ગરીબ, પણ વિદ્યારૂપી ધન પામેલા તમારા જેવા સજ્જનના શરીરપર તે શોભશે—તમારી ઘડીઆળના છેડાની સાથે તે બહુ સારૂં દેખાશે; લાવો તમારૂં ઘડીઆળ: તેના છેડાની સાથે હું આ લોકેટ લટકાવી આપું."

વેસ્ટ કોટના ખીસ્સામાં રાખેલું નાનું ઘડીઆળ સુમને બહાર કાઢીને તે પ્રીતિના હાથમાં મૂક્યું; પણ ઘડીઆળને લટકાવેલો છેડો ચામડાનો હતો! તે જોઇને પ્રીતિ ગુંચવણમાં પડી અને સુમન હસતો હસતો બોલ્યો: "હું પહેલેથી જ કહેતો હતો કે એ લોકેટ મારી સ્થિતિને યોગ્ય નથી. હું ધારૂં છું કે તમે ગુંચવાઇ ગયાં છો–"

"નહિ, હું ગુંચવાઇ નથી." એમ કહેતી પ્રીતિ ઉત્સાહપૂર્વક દિવાનખાનાની બહાર દોડી ગઈ અને થોડી વારમાં ઘડીઆળને સોનાનો છેડો લટકાવી, તેની સાથે લોકેટને લગાડી દઇ તે સુમનના હાથમાં મૂક્યું.

એકને બદલે બેવડી ભેટનો સ્વીકાર કરતાં સુમન ગુંચવણમાં પડ્યો. તે બોલ્યો: "પ્રીતિગૌરી ! હું ગરીબ છું, પણ ધનનો ભૂખ્યો નથી; હું એ વસ્તુઓ સ્વીકારી શકીશ નહિ."

એટલામાં નંદરામ ત્યાં આવ્યો. તે બધું જાણતો હતો. એ વસ્તુઓ આપવામાં નંદરામે પ્રીતિના અભિપ્રાયને સંમતિ આપી હતી. નંદરામ બોલ્યો: "સુમનલાલ ! તમારા કોઈ પણ કાર્યના બદલારૂપે એ વસ્તુઓ તમને આપવામાં આવતી નથી; અમારી સાથેની તમારી ઓળખાણના નિભાવ માટે એ એક સંભારણું છે અને તેનો અનાદર તમારે ન કરવો જોઇએ." એમ કહેતાં નંદરામે પોતાને હાથે છેડા તથા લોકેટ સાથેનું એ ઘડીઆળ સુમનલાલના ખીસ્સામાં મૂક્યું.

---

## પ્રકરણ ૧૬ મું.

### "એનો અર્થ શું ?"

પ્રીતિએ અત્યંત ઉત્સાહથી આપેલી ભેટોનો અસ્વીકાર સુમન કરી શક્યો નહિ, પરન્તુ તે લઇને ઘેર ગયા પછી તેને બહુ જ ખેદ થયો. પ્રીતિએ આપેલી ભેટોથી સ્વાભાવિક રીતે તેને આનંદ થવો જોઇતો હતો, તેને બદલે તે દિલગીર બનીને પોતાની પથારીમાં પડ્યો ! તેના હૃદયમાં અનેક વિચારતરંગો ઉછળવા લાગ્યા. પરન્તુ તેની દિલગીરીનું કારણ શું હતું વારૂ ?

પ્રીતિએ પોતાને એવી કિંમતી ભેટો શામાટે આપી, તે સંબંધી વિચારે જ તેને ખેદ ઉપજાવ્યો હતો ! જોકે તેણે કહ્યું હતું કે નવી ઓળખાણના સંભારણાને માટે તેણે એ ભેટો આપી હતી, પરન્તુ સુમન પોતાના મનમાં એવું સમજ્યો હતો કે પોતાની ગરીબ સ્થિતિ ઉપર દયા લાવીને જ પ્રીતિએ તેને કીંમતી વસ્તુઓ આપી હોવી જોઇએ ! તેણે વિચાર્યું: " બસ એ બાળાની દૃષ્ટિમાં હું એક ગરીબ–તેની દયાને પાત્ર જ શું લેખાયો ? તેની અને મારી વચ્ચે હવે સમાનતાના વિચારને અવકાશ જ ક્યાં રહે છે ? હું તેની સાથે વાતચીત કરવાને યોગ્ય પણ ન લેખાઉં, કારણકે હું એક ગુમનામ જેવો છું–એવું પ્રીતિ પોતાના મનથી સમજે છે ! અહો ! જો અત્યારે મારી પાસે ધન હોત, તો હું તેની સમાન સ્થિતિનો, એની ઓળખાણને સંપૂર્ણ પાત્ર બનેલો ગણાત, પરન્તુ માત્ર ધનની હીનતાથી હું તેનું દાન લેવા યોગ્ય ગણાયો શું ?" યુનિવર્સિટીની કેળવણી પામેલો એ નવયુવક ગ્રેજ્યુએટ આત્મગૌરવના વિચારોથી ઘેલા જેવો બન્યો.

થોડી વારમાં તો સુમન અત્યંત ખિન્નતાનો ભોગ થઇ પડ્યો. તેને પ્રીતિ ઉપર તિરસ્કાર આવ્યો. તે મનમાં બબડ્યો: " ઉંહ ! ગમે તેવી ડાહી અને સરળ દીલની, તોપણ એક શ્રીમંતની જ છોકરીને ? તેની દૃષ્ટિ ધનનો ઢગ ઓળંગીને જઇ શકવાની જ નહિ ! તેણે મને ઓળખાણના સંભારણામાં માત્ર એક ગુલાબનું પુષ્પ આપ્યું હોત તો તેથી મને કેટલો આનંદ થાત ? પરન્તુ હું ગરીબ છું તે એ જાણે છે, તેથી મારી સ્થિતિના માણસની ઓળખાણનું મૂલ્ય તેણે માત્ર થોડા સોના જેટલું માન્યું ! છટ્ ! હવે એ સ્થળે જવાથી મને કદાપિ આનંદ થશે નહિ. ભૂલેચૂકે પણ શ્રીમંત કુટુંબો સાથે ઓળખાણ થવી જોઇએ નહિ. સહૃદય અને સુશીલ પણ ગરીબ જનોની સાથેની મિત્રતાથી જે

આનંદ મને મળી શકે તે આનંદ પ્રીતિ કે મોહિની જેવી ધનવાન સ્ત્રીઓના કુટુંબ સાથેના પરિચયથી કદાપિ મળી શકે નહિ; મારે હવે એ સંબંધનો ત્યાગ જ કરવો જોઇએ!"

એટલું વિચારીને સુમન થોડી વાર શૂન્ય જેવો બનીને બેસી રહ્યો. પછી પાછો તે ઉઠ્યો અને એ નિર્જન ઓરડામાં આમથી તેમ ટહેલવા લાગ્યો. એક ખીંટીપર ભેરવેલા વેસ્ટકોટના ગજવામાંથી સોનાનો છેડો અને લોકેટ લટકી રહ્યાં હતાં, તે તરફ તેની નજર ગઇ અને તે ક્ષણભર તેને ટીકી ટીકીને જોતો ઊભો રહ્યો. તેને તે જોઇને ઘૃણા આવી. પોતાની ગરીબાઇથી પ્રીતિને આવેલી દયાને પરિણામે એ ભેટ તેને મળી હતી, એ વિચાર પુનઃ ઉપસ્થિત થઇ આવતાં તિરસ્કારના આવેશમાં તેણે એ છેડો, ઘડીઆળ અને લોકેટ એકદમ ભોંયે પછાડયાં!! ઘડીઆળ તૂટી ગયું, પણ તેણે તેની દરકાર કરી નહિ! તે પાછો બિછાનામાં વિચાર કરતો પડ્યો.

આવતી કાલે રવિવાર હતો અને મીલમજુરોની સ્ત્રીઓની સ્થિતિની તપાસ કરવા માટે સૌની સાથે જવાનું હતું જે માટે પ્રીતિને ત્યાં સૌએ મળવું એવું ઠરાવ્યું હતું. સુમનને પ્રીતિને ત્યાં જવું ન ગમ્યું. પોતે એ મંડળીમાં શામેલ નહિ રહેવાની એક પત્રથી મોહિનીને ખબર આપી દેવી એવો તેને વિચાર થયો. તે ઉઠ્યો અને ટેબલ પાસે જઇ પત્ર લખવા બેઠો. તત્ક્ષણ તેને બીજો વિચાર સૂજી આવ્યો કે સાથે સાથે છેડો અને લોકેટ પણ પ્રીતિને પાછાં શામાટે ન પહોંચાડવાં? એક પત્ર મોહિનીને લખવાની સાથે તેણે બીજો પત્ર નીચે પ્રમાણે પ્રીતિ ઉપર પણ લખ્યો:

મુંબઇ. તા. ૧૫ મી.

"સુશીલ પ્રીતિગૌરી !

"તમારી માયાળુ ભેટો મેં લીધી ખરી, પરન્તુ ને લઇને ઘેર આવ્યા પછી મને બહુ લાંબો વિચાર થઇ પડયો છે ! આપણી ઓળખાણનું મૂલ્ય થોડા સુવર્ણથી અંકાઇ ગયું એથી મને બહુ ખેદ થયો છે અને તેથી એ વસ્તુઓનો સ્વીકાર નહિ કરતાં આ પત્રની સાથે હું તમને તે પાછી મોકલી આપું છું.

"લી. સુમન."

પત્ર લખીને તેને એક પરબીડીઆમાં બંધ કર્યો. એ પત્રની સાથે છેડો અને લોકેટ ઓરીસના માણસ સાથે પ્રીતિને મોકલી આપવાં એવું તેણે વિચાર્યું. તૂટી ગએલું ઘડીઆળ નીચે પડયું હતું, તે તરફ તે ફર્યો અને તેણે તે હાથમાં લીધું ! તત્ક્ષણ તે ચમકી ગયો !

છેડાની સાથે લટકાવવામાં આવેલું સુંદર લોકેટ જમીન સાથે પછડાવાથી ઉઘડી ગયું હતું અને તેમાં પ્રીતિની સુંદર નાની છબી સુમને આશ્ચર્ય સાથે જોઇ ! એ મનોહર બાળાનો હસતો ચહેરો જોઇને સુમન ક્ષણભર પ્રસન્ન થયો અને તે સાથે પ્રીતિ ઉપર થએલા તિરસ્કાર માટે તે જરા શરમાયો. અત્યારસુધી સુમન જાણતો નહોતો કે પ્રીતિએ પોતાની છબી પણ એ લોકેટની સાથે ભેટ આપી હતી. હવે તે સુમનના જાણવામાં આવ્યું અને તેણે પોતાના મનને પ્રશ્ન કર્યો: "એનો અર્થ શું ?"

સુમનનું ચિત્ત કેવળ વિકારરહિત હતું. પ્રીતિના પોતા ઉપરના અનુરાગથી તે કેવળ અજાણ્યો હતો. ટેલીફોનમાં થએલી વાતચીત ઉપરથી તેને કિંચિત્ એવો સંશય આવ્યો હતો કે પ્રીતિનું મન પોતા તરફ આકર્ષાય છે, પરન્તુ એ શ્રીમંત કુમારિકા પોતા જેવા ગરીબ

ઉપર પ્રેમ ધરાવતી હશે એવી કલ્પના હજી તેના ચિત્તમાં પ્રવેશ કરી શકી નહોતી. પ્રીતિએ આપેલી ભેટોમાં પ્રેમસંચાર થએલો હોવાનું તે સમજતો નહોતો તેનું કારણ પણ એ જ હતું. પરંતુ જે ક્ષણે તેણે પોતાને અપાએલી ભેટમાં પ્રીતિની છબી જોઇ, તે જ ક્ષણે તે ખંચાયો, અને સમજ્યો કે પ્રીતિ પોતા ઉપર પ્રેમ ધરાવતી હોવી જોઇએ. ગઈ રાત્રે ટેલીફોનમાં થએલી વાતચીતનો સંબંધ પણ એ બનાવ સાથે હવે બરાબર મળતો થવા લાગ્યો. પ્રીતિ પોતાનો સહવાસ વધારે ને વધારે ઇચ્છે છે તેનું કારણ હવે તેના સમજવામાં આવ્યું. અત્યારસુધી પ્રીતિ ઉપર તેને જે ગુસ્સો ચડ્યો હતો તે હવે ઉતરી ગયો અને તેના બદલામાં તે એટલી શ્રીમંત હોવા છતાં પોતાને ચાહતી હોવા માટે તેને પોતાના મનથી ધન્યવાદ આપવા લાગ્યો. તેના દિલની સરલતાનો ખરો ખ્યાલ હવે તેને આવ્યો. તે આનંદથી પ્રીતિની છબી જોતો ખુરશીપર બેઠો અને તેણે સ્નેહપૂર્વક તેને ચુંબન કર્યું. રોષના આવેશમાં પોતે ઘડીઆળને પછાડી પોતાને જ નુકસાન કર્યું હતું એ સંભારવાથી ખેદ થવાને બદલે તે પોતાના અવિચારીપણા ઉપર હસ્યો. પ્રીતિએ ભેટ આપેલાં બન્ને સ્મરણચિહ્નો હવે તેને બહુ જ આનંદ આપવા લાગ્યાં!

મોહિની અને પ્રીતિ ઉપર લખેલા પત્રો તેણે ફાડી નાંખ્યા અને હવે તે પ્રીતિને મળવા જવાને અધીરો થવા લાગ્યો. ગઇ રાત્રે ટેલીફોનમાં વાતચીત કરતાં જે કેટલોક ખુલાસો પ્રીતિ કરી શકતી નહોતી તેનો ખુલાસો હવે થઇ ચૂકયો હતો અને ખુલાસા તરીકે જ એ પ્રેમ ચિન્હો પ્રીતિએ સુમનને આપ્યાં હતાં.

* * * * *

બીજે દિવસે બપોરે પ્રીતિને ત્યાં સૌ મળ્યાં. મોહિની અને મનહર-લાલ તો ત્યાં ઘણાં વહેલાં આવી પહોંચ્યાં હતાં અને ભગિનીસમાજ

તરફથી જાનકીબાઇને પણ મોહિની પોતાની સાથે તેડી લાવી હતી. પ્રીતિ બહાર જવાને કપડાં પહેરી તૈયાર થઇ ચૂકી હતી. બરાબર બાર વાગતાં સુમન ત્યાં આવી પહોંચ્યો. સૌથી પહેલાં તેની આંખો પ્રીતિ તરફ વળી! પણ પહેલાંની અને અત્યારની તેની દૃષ્ટિમાં કેટલો મોટો ફેરફાર? ઉભય પાત્રો જાણે કે પોતાનાં હૃદયોની પરસ્પર વહેંચણી કરી ચૂકયાં હોયની, તેની રીતે ઉભયનાં નેત્રોમાં કોઇ અવ્યક્ત ઊર્મિનો અલૌકિક ચમકારો જોવામાં આવતો હતો! સુમનનો મુગ્ધ ભાવ જાણે કે એક ક્ષણમાં દૂર થઇ ગયો હોયની, એવું પ્રીતિએ જોયું અને પ્રીતિના રોમે રોમે હર્ષનાં અમીનાં ઝરણાં ઝરવા લાગ્યાં! અન્ય જનોની હાજરીમાં પણ પહેલાં જે પ્રીતિ સુમનને મુક્તકંઠે આવકાર આપતી હતી, તે આ વખતે માત્ર નેત્રથી જ આવકાર આપીને મૌન બેસી રહી! આ અલૌકિક ફેરફાર સુમને જોયો પણ હવે તેને પોતાના મનને 'એનો અર્થ શું?' એવું પૂછવાની જરૂર રહી નહોતી!

અગાઉથી ઠરાવ્યા પ્રમાણે સૌ ત્યાંથી નીકળીને ગાડીમાં બેસી ભાયખલા તરફ ગયાં. મીલમજુરો જે જે ચાલીઓમાં રહેતા હતા તે તે ચાલીઓની કેટલીક માહિતી તેમણે મેળવી રાખી હતી. રવિવારનો દિવસ હોવાથી કેટલોક પુરૂષવર્ગ અને લગભગ સઘળો સ્ત્રીવર્ગ પોતપોતાને ઘેર જ હતો. ત્રણ મોટી ચાલીઓમાંથી પાંચ પાંચ કુટુંબોની પસંદગી કરીને તેમના સંબંધી સઘળી વિગત મોહિની, જાનકીબાઇ અને સુમને ઉતારી લેવા માંડી. તેઓની કમાણી, તેમના કુટુંબનાં માણસોની સંખ્યા, તેમનાં સુખ સગવડો, તેમના પતિઓની કમાણી અને ખર્ચ, તેમની કુટેવો, ભણતર, બાળકોનું આરોગ્ય, રાચરચીલાં, વગેરે સંબંધી જે જે માહિતી મેળવવાનું ઠરાવ્યું હતું તે તે માહિતી નિયમ પ્રમાણે ઉતારી લેવામાં આવતી હતી. એક સ્ત્રીએ તો પોતાના

પતિની દારૂ પીવાની ટેવથી પોતાને અને બાળકોને જે દુઃખો વેઠવાં પડતાં હતાં તેનું જે વર્ણન કર્યું તે ઉપરથી મોહિનીની દયા એટલી બધી ઉશ્કેરાઈ ગઇ કે તેણે પોતાનું કીંમતી કંકણ હાથમાંથી કાઢીને એ બાઇને આપી દીધું! એ બાઈની સ્થિતિના વર્ણને સૌ કોઇનાં હૃદય પિગાળી નાંખ્યાં અને સુમનની આંખમાં પણ તેથી આંસુ આવી ગયાં!

## પ્રકરણ ૧૭ મું.

### મોહિનીની પરોપકારવૃત્તિ.

મીલમજુરોની સ્ત્રીઓની સ્થિતિની જે તપાસ મોહિની અને તેની સાથેની મંડળીએ શરૂ કરી હતી તે સાંજે પૂરી થઇ. એ બધો વખત પ્રીતિ સુમનની સાથે જ રહી હતી. એ ઉત્સાહિની બાળા બીજું તો કાંઈ કાર્ય કરતી નહિ, પરન્તુ માહિતી લખાવવાના કાર્યમાં કોઇ વાર સુમન તો કોઇ વાર જાનકીબાઇને મદદ કરતી હતી. સાંજસુધી તેણે એ કામ જરા પણ શ્રાન્ત થયા વિના બજાવ્યું હતું. સાંજે જ્યારે સૌ પાછાં ફર્યા ત્યારે પ્રીતિના વદન ઉપર ઉત્સાહ તથા આનંદની છાપ હતી અને મોહિનીના વદન ઉપર ઉદાસીની છાપ હતી. મનહરલાલ તો હમેશની પેઠે બેફીકર જ હતો. પ્રીતિને ત્યાં સૌ ગયાં અને સૌએ કૉફી પીધી. ત્યાં થોડી વાર આરામ લઇને સૌ છૂટાં પડ્યાં.

બીજા દિવસનું પ્રભાત થયું અને સુમન મ્હોં ધોઈ ચ્હા પીવાની તૈયારી કરતો હતો, એટલામાં તો મોહિની એકાએક ત્યાં આવી પહોંચી! આમંત્રણ વિના અને આટલી વ્હેલી તેને પોતાને ત્યાં આવેલી જોઇને સુમન ચમક્યા વિના રહ્યો નહિ. તે તેને જોતાં જ આનંદથી બોલી

ઉદ્‌ગાર્યો: “ ઓહો ! મોહિનીબાઈ ! અત્યારમાં તમે ક્યાંથી આવી પહોંચ્યાં ? મારા સરખું કાંઈ કામકાજ ? ” એમ બોલતાં સુમને તેને ખુરશી ખેંચી લાવીને તે ઉપર બેસવા કહ્યું. મોહિની કાંઇ ઉત્તર આપે તે પહેલાં તો સુમને તેની સામે ચ્હાનો પ્યાલો ધર્યો.

મોહિની બોલી: “ હું અત્યારમાં નાહી, ચ્હા પીને આવી છું.”

“ ખાસ મારે ત્યાં આવવા માટે જ આટલાં વહેલાં નીકળ્યાં હતાં ?”

“ જી હા ! ” મોહિનીએ સ્મિત કરીને કહ્યું: “ વારૂ, તમે અનુમાન કરો જોઈએ, હું શા કામ માટે અત્યારમાં અહીં આવી હોઇશ ? ”

“ ગઈ કાલે સાંજે આપણે ભાયખલેથી પ્રીતિગૌરીને ત્યાં આવ્યાં ત્યારે તમે બહુ ઉદાસીમાં જણાતાં હતાં. હું ધારૂં છું કે તે ઉદાસીનું કારણ તમે મને કહેવાનાં હશો. ”

“ સાબાશ ! ” મોહિનીએ મલકાઇ જતાં કહ્યું: “ તમારી ચતુરાઇ અદ્વિતીય છે; પણ કેમ ન હોય ? તમે તો છાપાવાળા કહેવાઓ ! લોકોના હૃદયમાં પેસીને ઉઘાડું કહેવાની તમારી ટેવ, એટલે પછી મારા હૃદયની વાત તમે જાણી લો તેમાં શી નવાઇ ? ”

“ વારૂ, પણ તમારી એ ઉદાસીનું કારણ શું હતું વારૂ ? ” સુમને પૂછ્યું.

“ સુમનલાલ ! ગઇ કાલે આપણે જે તપાસ કરી આવ્યાં, તેની બહુ જ અસર મારા મગજ ઉપર થઇ છે. અરેરે ! એ બિચારા ગરીબ લોકો આખો દિવસ મજુરી કરે છે, છતાં પેટપૂરતું ખાવાનું કે સુખે સુવાનું પણ મળતું નથી ! પ્રભુએ જેઓને ધન આપ્યું છે તેઓ ધનનો ઉપયોગ મોજશોખમાં કરે છે, ત્યારે આવા ગરીબ લોકોને અન્નના પણ સાંસા પડે છે ! તેઓની એ સ્થિતિ સુધારવાને શું આપણે કાંઇ ન કરવું જોઇએ ? ”

" કરવું જ જોઇએ. તમારા સરખાં શ્રીમંત સન્નારીના મગજમાં આવા ઉમદા વિચાર આવે છે તેથી મને બહુ જ આનંદ થાય છે. જે વખતે બીજાં શ્રીમંત બૈરાંઓ પોતાના ધણીની કમાણીનો લાખોનો સરવાળો જોઇને કેટલી મોટારો વસાવવી અને કેટલા બંગલા બંધાવવા એવો વિચાર કરે છે, ત્યારે તમે ગરીબ લોકોની સ્થિતિ સુધારવાને આટલી બધી ઉત્સુકતા ધરાવો છો એ શું થોડા હર્ષની વાત કહેવાય ? ત્યારે એ લોકોના દુઃખની કથા સાંભળીને જ શું તમે ઉદાસ બની ગયાં હતાં કે ? " સુમને પ્રશ્ન કર્યો.

" હા, તેથી જ. એ લોકોની સ્થિતિ સુધારવાને કાંઇ પણ ભોગ આપવો જોઇએ એવું તે જ વખતથી મારા મગજમાં થયાં કરતું હતું. ઘેર ગયા પછી તે વિષે મેં તમારા મિત્રને કહ્યું. તેમનો સ્વભાવ આકળો રહ્યો, એટલે પહેલાં તો તેમણે મારૂં સાંભળ્યું નહિ, પણ છેવટે આસ્તે આસ્તે મેં તેમને સમજણ પાડી અને તેમનું દિલ પિગાળ્યું. તેમણે પચીસ હજાર રૂપિયાનું ખર્ચ કરવાની છેવટે હા કહી છે ! "

" ઓહો ! મોહિનીબાઇ ! મારાથી તમને ધન્યવાદ આપ્યા વિના રહી શકાતું નથી; તમારી પરોપકારી વૃત્તિ કેવળ મ્હોંની અને લુખ્ખી નથી, પરંતુ તમે ખરેખરી રીતે પરોપકારનાં કામો કરવાને ભોગ આપવા તૈયાર થયાં છો, એ જાણી મારા હર્ષનો પાર રહેતો નથી. પચીસ હજાર રૂપિયામાંથી સહેજે સો સવાસો કુટુંબોનો ઉદ્ધાર કરી શકાશે અને એ અખતરો સફળ નીવડેલો જોઇને બીજા ઉદાર શ્રીમંતો પણ તે જ પગલે ચાલીને પરોપકાર કરવા બહાર પડશે."

" ખરી વાત કહી. હવે હું તમારી પાસે એટલા માટે આવી છું કે જે નાણાં ખર્ચવાનો અમે વિચાર કર્યો છે, તે નાણાંનો સૌથી

વધારે બદલો ગરીબ લોકોને કેવી રીતે મળી શકે તેની એક યોજના તમે ઘડી કાઢો અથવા તો આપણો આ વિચાર વર્તમાનપત્રોદ્વારા જાહેરમાં મૂકીને તે વિષે વિદ્વાનો તરફની યોજનાઓની માંગણી કરો." મોહિનીએ પોતાનો વિચાર જાહેર કર્યો.

"હું જ એવી યોજના ઘડી કાઢું, તે કરતાં એવી અનેક યોજનાઓ ઘડાઈને આપણી પાસે આવે અને તે ઉપરથી આપણે નવી યોજના તારવી કાઢીએ એ વિચાર મને વધારે સારો લાગે છે."

"તો પછી તમે છાપાવાળા છો એટલે મારે તમને કશી ભલામણ કરવાની જરૂર નથી. આપણે જે તપાસ કરી છે તે ઉપરથી અમારી મંડળીનાં સેક્રેટરી એક અહેવાલ થોડા દિવસમાં તૈયાર કરશે અને વર્તમાનપત્રો ઉપર તે પ્રસિદ્ધ કરવા માટે મોકલી આપશે. તે અહેવાલ પ્રસિદ્ધ થયા પછી આપણો ઇરાદો જાહેર કરવો અને એ યોજનાઓની માંગણી કરવી. કેમ મારી એ ગોઠવણ આપને બરાબર લાગે છે ને ?"

"હા, બરાબર છે. એ અહેવાલ પ્રસિદ્ધ થાય ત્યારપછી જ આપણી વાત જાહેરમાં મૂકવી એ વધારે ઠીક થઇ પડશે. દરમિયાનમાં તે માટેનો લેખ હું તૈયાર કરી રાખીશ અને તમે તે વાંચી જજો."

મોહિનીએ મંદ સ્મિત કરીને કહ્યું: "મારે ખાતર તમને પણ થોડો પરિશ્રમ લેવાની જરૂર પડશે, માટે માફ કરજો હોં !"

"એમ ન કહો; આ કાર્ય તમારા પોતાના માટે નથી; પરન્તુ આપણા ગરીબ દેશબંધુઓને માટે છે અને તે માટેનો પરિશ્રમ તે મારે મન પ્રીતિસેવા જ છે; તે કાર્ય કરતાં મને બમણો ઉત્સાહ સ્ફુરશે; માટે એ કાર્યમાં મારી જે કાંઈ મદદની જરૂર પડે તેની માંગણી કરતાં જરાએ સંકોચ પામશો નહિ."

"ઉપકાર થયો. તમારી એ સેવાતત્પરતાનો હું અવશ્ય લાભ

લઈશ. હું ધારું છું કે પ્રીતિ પણ એ કાર્યમાં આપણને કાંઈક મદદ કરશે." મોહિનીએ જણાવ્યું.

"હા; તેમનો ઉત્સાહ પણ અનુપમ છે. કાલે મને એમણે ઘણી મદદ કરી છે અને એ નાના સુકોમળ શરીરમાં શ્રમ કરવાની એટલી બધી શક્તિ ભરી હશે તે હું જાણતો નહોતો તેથી મને બહુ આશ્ચર્ય થયું છે." સુમને પોતાનો અભિપ્રાય જણાવ્યો.

"તેનું હૃદય ચોખ્ખું છે અને નવું લોહી છે એટલે આવું લોકોપકારનું કામ કરવાનો ઉત્સાહ તેનામાં હોય જ. તમારી પ્રત્યે પણ તેની સારી લાગણી છે."

"હા. મારી અને તેમની પહેલી ઓળખાણ અમારા છાપખાનામાં થઇ હતી. તે ત્યાં એમના પિતા સંબંધી ખબર મેળવવાને આવ્યાં હતાં ત્યારથી પરિચય વધતો રહ્યો છે." સુમને જણાવ્યું.

"તમારી સાથેનો પરિચય છે એ સારી વાત છે. તમે આપણી ન્યાતના છો અને વળી સુશીલ સજ્જન છો એટલે સારૂં છે; નહિતો જુઓ છોને, કેટલીક વાર જુવાન છોકરીઓ બહુ છૂટ ભોગવવાને લીધે નહિ ઇચ્છવાજોગ માણસોની સાથે ઓળખાણ કરે છે-મિત્રતા કરે છે અને પછી તેનાં માઠાં ફળો આવે છે."

"પ્રીતિગૌરીમાં કશો અનિષ્ટ વિકાર નથી. તે બિચારીએ માતાપિતાનું નિર્મળ હેત જોયું નથી. માત્ર નંદરામને જ તે પિતા તરિકે ઓળખે છે અને તમને તે પોતાની મોટી બ્હેન ગણે છે; તેમને બીજાં બહારનાં માણસો સાથે બહુ સંબંધ જ નથી, એટલે મુંબઇમાં રહ્યા છતાં સ્વભાવની સરલતા ટકી રહી છે; નહિતો આ શહેર બહુ વિલક્ષણ છે-શાંતિ અને સરલતાને ક્યાંય અવકાશ હોય એમ હું જોઈ શકતો નથી."

"વારૂ, હવે હું રજા લઉં છું. પુનઃ તમારો મેળાપ ક્યાં અને

ક્યારે થશે ?" મોહિનીએ પ્રશ્ન કર્યો.

"તમે કહો ત્યાં મળવા આવું."

"નહિ, નહિ, એમ ખાસ તસ્દી લેવાની જરૂર નથી. વર્તમાનપત્રોમાં અમારાં જાનકીબાઈનો અહેવાલ છપાય, પછી તુરત જ હું તમને મળીશ. ઘણું કરીને અહીં જ હું મળવા આવીશ."

"તમે જાતે તસ્દી લેશો?" સુમને કહ્યું.

"એમાં કાંઈ ફીકર નથી. મારો સ્વભાવ એવો છે કે એક વાર કોઈ પણ કાર્ય કરવાનું માથે લીધું, પછી તે પાર પાડવાને ગમે તેટલા શ્રમ લેવો પડે તોપણ તેની દરકાર કરવી નહિ." મોહિની એટલું કહીને ત્યાંથી ચાલી ગઈ.

સુમન દાદરસુધી તેને વળાવા ગયો અને પછી પાછો ફરી વિચારમાં પડ્યો: "ઓહો! આટલી મોટી પરોપકારવૃત્તિવાળી સુંદરીને શિરે હું કેવડો મોટો આરોપ મેલતો હતો? ખરેખર! મેં એ સાહસ કર્યું હતું અને તેને માટે હવે મને બહુ જ પસ્તાવો થાય છે!"



## પ્રકરણ ૧૮ મું.

### સન્મુખરાયનું જૂનું લ્હેણું.

જે વખતે સન્મુખરાય ઉપર એકાએક નાણાં સંબંધી આફત આવી પડી હતી ત્યારે જેવી રીતે કેટલાક લ્હેણદારો નાણાને માટે તેના ઉપર તકાદો કરવા મંડી ગયા હતા, તેવી રીતે તેના કેટલાક દેણદારો પૈસા આપવાની આનાકાની કરવા લાગી ગયા હતા! એ ખરૂં છે કે વિપત્તિ આવે છે ત્યારે એક બાજુએથી નહિ પણ અનેક બાજુ-

એથી આવી પડે છે, તેમ જ સન્મુખરાયને થયું હતું. પોતાની આબરૂ ટકાવી રાખવાને તેણે કરજ આપી દેવું જોઇએ, પછી ભલે લ્હેણું વસુલ થઇ શકે કે નહિ. વળી એવા વખતમાં કેટલાક આયતું શોધનારાઓ તેવા માણસનું લ્હેણું પણ આપવાની આનાકાની કરે છે, એવા હેતુથી કે જો તે દેવાળું કાઢશે તો પોતાને નાણાં આપવાની તકલીફમાંથી બચી જવાનું મળશે અથવાતો થોડાં નાણાં લઇને એ પહોંચ આપી દેશે. સન્મુખરાયના એવા લ્હેણામાં એક કાપડના પારસી વેપારી પી. સોદાગર પાસે રૂપિયા પાંચ હજારની રકમ હતી. સન્મુખરાયના માઠા દિવસોમાં તેણે પૈસા આપવાને ગલ્લાં તલ્લાં કરવા માંડ્યાં એટલે સન્મુખરાયે કોર્ટમાં દાવો નોંધાવ્યો અને કેસ આગળ ચાલ્યો; પરન્તુ હુકમનામું થયા પહેલાં તો સન્મુખરાય અદૃસ્ય થઇ ગયો, તેથી એ રકમ વસુલ થઇ નહિ. કોર્ટે હુકમનામું કરી આપ્યું, પરન્તુ એ નાણાં સન્મુખરાયની પુત્રી સોળ વર્ષની થાય ત્યારે વસુલ આપવાનો પી. સોદાગરને હુકમ ફરમાવ્યો અને પી. સોદાગરે તે વખતે નાણાં ભરી આપવાની કોર્ટને જામીનગીરી આપી. નંદરામને કોર્ટે કાયદેસરનો વારસ કે ટ્રસ્ટી લેખ્યો નહિ, તેથી તેને એ રકમ મળી નહિ. નંદરામે પછીથી ઘણી મહેનત કરી, પણ કોર્ટે પોતાનો હુકમ ફેરવ્યો નહિ, એટલે એ રકમ હજીસુધી પી. સોદાગરને ત્યાં જ વગર વ્યાજે જમા પડી હતી. અત્યારે તો તે રકમ નંદરામને કે પ્રીતિગૌરીને ભાગ્યે જ કોઇ વાર યાદ આવતી.

પરન્તુ આજે એકાએક મેસર્સ રાજા અને કાળે સોલીસીટરોની પેઢીનો એક રજીસ્ટર્ડ પત્ર પ્રીતિગૌરી ઉપર આવ્યો. તે પત્રમાં લખ્યું હતું કે "તમારા રૂ. ૫૦૦૦ ના કરજદાર મી. પી. સોદાગર થોડા વખત પહેલાં ગુજરી ગયા છે અને તેમની સઘળી મીલ્કત મર્હુમના વીલ

મુજબ તેના ટ્રસ્ટીઓએ પોતાના સ્વાધીનમાં લીધી છે. તે રકમ તમને પહોંચાડવાની મુદત હજી લગભગ બે વર્ષ જેટલી દૂર છે કારણકે કોર્ટના હુકમ પ્રમાણે તમારી સોળ વર્ષની ઉમર પહેલાં તે રકમ તમોને આપી શકાય નહિ, પરન્તુ મર્હુમના ટ્રસ્ટીઓની ઇચ્છા એવી છે કે એમની મીલ્કત ઉપરનું કરજ જેમ બને તેમ ઉતાવળે પતાવી દઇને પોતે બોજામાંથી મુક્ત થવું; તેથી તેમનો ઇરાદો એવો છે કે એ રકમ તમોને અત્યારે જ સોંપી દેવી; પરન્તુ એ બાબતમાં કોર્ટના નવેસરના હુકમની જરૂર છે અને તે માટે ટ્રસ્ટીઓ અરજી કરવા ધારે છે. એ અરજીની સાથે તેઓ તમારી ભલામણની પણ જરૂર જુએ છે કારણકે તમે અત્યારે એ રકમ લઇને પહોંચ આપવા તૈયાર છો, એવી તમારી ઇચ્છા તમારે કોર્ટને દર્શાવવી જોઇએ. તો આ પત્ર મળ્યેથી તમો આજે જ ફોરાસ રોડ ઉપરની અમારી ઓફીસમાં સાંજના પાંચ વાગતાં તમારા વાલીની સાથે જરૂર આવશો. આ વિષે વધારે વાતચીત કરવાનું અને તમારે કોર્ટને શું લખી મોકલવું તે વિષે નક્કી કરવાનું તે વખતે અમારી રૂબરૂ બનશે. આ પત્રને તાકીદનો જ સમજવો."

**પ્રીતિ**એ કાગળ ફોડી વાંચીને **નંદરામ**ને આપ્યો. **નંદરામે** કાગળ વાંચ્યો. આજે લાંબે વખતે એક સારી જેવી રકમ વસૂલ થવાનો વખત આવ્યો હોવાથી સ્વાભાવિક રીતે જ **નંદરામ**ના મુખમાંથી આનંદનું સ્મિત સરક્યું. તે બોલ્યો: "ઓહો! કેટલે વર્ષે આ રકમ વસૂલ થઇ! અત્યાર સુધી એ રકમ ક્યાંય વ્યાજે પડી હોત તો સહેજે દોઢી–બમણી થઇ ગઇ હોત; પણ હશે, છેવટે મુદ્દલ રકમ પણ હાથમાં તો આવી." એમ બોલીને **નંદરામે** તે પત્ર **પ્રીતિ**ને પાછો આપ્યો.

**પ્રીતિ** બોલી: "ત્યારે કાકા! આપણને સાંજે પાંચ વાગ્યે આ સોલીસીટરોની પેઢીમાં જવાનું ને?"

"હા, જરૂર જવાનું. ર્‍હેણું બે વર્ષ વહેલું મળે તો તેમાં આપણા લાભની જ વાત છે; પછી શામાટે ન જવું વારૂ? તે કહેશે તે પ્રમાણે આપણે લખી આપીશું કે અમને અત્યારે એ રકમ લઇને પહોંચ આપવાને કશો વાંધો નથી." નંદરામે જણાવ્યું.

"ત્યારે આપણે એ પ્રમાણે લખી આપીશું, પછી કેટલે દિવસે આપણને નાણાં મળશે?" પ્રીતિએ પ્રશ્ન કર્યો.

"કોર્ટ મંજુરી આપશે ત્યારે જ તો! સહેજે અડવાડીઉં થઇ જશે. ભલેને, અડવાડીઉં નહિ તો મહિનો થાય; પણ એટલી એક રકમ સંભારવી ઓછી." નંદરામે સંતોષ દર્શાવ્યો.

* * * * *

સાંજના પોણાપાંચ વાગ્યા એટલે નંદરામ અને પ્રીતિ કપડાં પહેરીને સોલીસીટરની ઓફીસમાં જવાને તૈયાર થયાં. શોફરને મોટાર તૈયાર કરવાનો અગાઉથી હુકમ આપ્યો હતો તે મુજબ તે તૈયાર બનીને ઊભો હતો. નંદરામ અને પ્રીતિ મોટારમાં બેઠાં એટલે તુરત જ શોફરે ફોરાસ રોડ તરફ મોટાર ચલાવી. દશેક મિનિટમાં મોટાર ફોરાસ રોડને માર્ગે "મેસર્સ રાજા અને કાળે" ના નામના પાટીયા-વાળા મકાન પાસે આવીને ઊભી રહી.

નંદરામ અને પ્રીતિ દાદર ચડીને ઉપર ગયાં. મકાનના ત્રીજા માળપર સોલીસીટરની ઓફીસ આવેલી હતી. બીજો માળ ખાલી હતો અને તે ઉપર "ભાડે આપવાનું છે" એવું પાટીઉં ચોડવામાં આવ્યું હતું. ઓફીસમાં જતાંજ ત્રણ કલાર્કો જૂદાં જૂદાં ટેબલો પાસે બેસીને કાંઇ કામમાં ગુંથાએલા જોવામાં આવ્યા. તેઓ એટલા બધા ઉદ્યોગી જણાતા હતા કે આ બન્નેની સામે ઉંચું માથું કરીને કોઇએ જોયું પણ નહિ. એક ચાકરે નંદરામને કહ્યું: "આપ આ ખુરશીપર બેસો

અને આપનું કાર્ડ મને આપો એટલે હું સાહેબને પહોંચાડું."

પ્રીતિએ ગજવામાંથી પોતાના નામનું કાર્ડ કાઢીને ચાકરના હાથમાં મેલ્યું અને બન્ને જણાં ખુરશીપર બેઠાં. બેએક મિનિટ પછી અંદરથી સાહેબે ટાઈપીસ્ટને બોલાવ્યો અને તે ગયો. થોડી વારે બીજા કલાર્કને પણ સાહેબે બોલાવ્યો અને તે પણ ગયો. ત્રીજો કલાર્ક કાંઇ અગત્યના કાગળો શોધવાને માટે પાસેની નાની દફતરની ઓરડીમાં પેઠો. એટલામાં ચાકર ચેમ્બરમાંથી બહાર આવ્યો અને તેણે કહ્યું: "પાંચેક મિનિટ આપ થોભો; પછી આપને સાહેબ બોલાવશે."

એટલામાં કોઇનો ટેલીફોન આવ્યો, એટલે ચાકર ચેમ્બરની બાજુએ આવેલી ટેલીફોન રૂમમાં ગયો અને પ્રીતિ તથા નંદરામ પાંચ મિનિટને માટે વધારે થોભ્યાં. છેવટે પાંચ મિનિટ વીતી ગઇ અને ચાકર પ્રીતિ તથા નંદરામને સાહેબની ચેમ્બરમાં લઈ ગયો. તે એક ઘણો જ સુંદર રીતે શણગારવામાં આવેલો ઓરડો હતો અને ફરનીચર એક સોલીસીટરની ઓફીસને સંપૂર્ણ રીતે શોભાવે તેવું નમૂનેદાર હતું. બે મોટાં બંધ કબાટો ગોઠવેલાં હતાં તે ઘણાં દેખાવડાં હતાં. પ્રીતિએ અનુમાન કર્યું કે તેમાં સોલીસીટરોને ઉપયોગી કાયદાનાં પુસ્તકો વગેરે ભરેલું હશે. સાહેબની બાજુએ એક નાજુક ફરતું બુકકેસ હતું જેમાં પણ થોડાંએક પુસ્તકો ગોઠવેલાં હતાં. સાહેબના મોટા ટેબલ ઉપર કાગળના થોકડે થોકડા અહીં તહીં વીખરાએલા પડ્યા હતા. સોલીસીટરોનાં કુળોને બેસવા માટે ટેબલની આસપાસ સુશોભિત ગાદીઓવાળી ડઝનેક ખુરશીઓ પડી હતી, તેમાંની બે ઉપર પ્રીતિ અને નંદરામ બેઠાં. સાહેબે પોતાના નાક ઉપરથી આઇગ્લાસ ઉતારી નાંખીને પૂછ્યું: "આવો બ્હેન! આપનું નામ જ પ્રીતિગૌરી કે?"

"જી હા અને આ મારી સાથે છે તે મારા પિતાએ નિમેલા

ટ્રસ્ટી અથવાતો મારા વાલી નંદરામ છે."

"હા, બરાબર, હું તેમને પિછાણતો નથી, પણ તમે કહો છો તે ઉપરથી તેમને પિછાણ્યા. મારા પત્ર ઉપરથી તમોને અહીં બોલાવવાનો મારો હેતુ તો તમે સમજ્યાં હશો."

નંદરામે ઉત્તર આપ્યો: "જી હા; પી. સોદાગરના લ્હેણાની બાબતમાં આપે અમને બોલાવ્યાં છે."

"હા, બરાબર; વારૂ એ રૂપિયા તમને વ્હેલા મળી જાય, તે સામે તમને કશો વાંધો નથી ને?" સોલીસીટરે પૂછ્યું.

નંદરામે કહ્યું: "અમને કશો વાંધો નથી. અમને વહેલા રૂપિયા મળે, એ તો અમારા લાભની વાત છે."

"તો ઘણું સારૂં. તમારે અમોને એટલું લખી આપવું જોઇએ કે તે સંબંધે તમને કશો વાંધો નથી. કાલે શનિવાર છે, એટલે સ્હવારમાં જ તમારી અને ટ્રસ્ટીઓની અરજીઓ એકી સાથે કોર્ટમાં રજુ કરીને પરવાનગી મેળવી લઇશ અને બપોર પછી રૂપિયા તમારા હાથમાં પડશે."

"ભલે; આપ જણાવો તે પ્રમાણે હું કોર્ટ જોગી અરજી લખી આપું."

"હા—" પણ એટલામાં ચાકરે આવીને કહ્યું: "આપને કાળે સાહેબ ટેલીફોનપર બોલાવે છે."

સાહેબ ઉઠ્યા અને ટેલીફોન રૂમમાં ગયા.

---

## પ્રકરણ ૧૯ મું.

### "શુક્રવારની રાત."

પાંચ મિનિટ ગઇ—દશ મિનિટ ગઇ—પણ ચેમ્બરમાં કોઇ પાછું

ફર્યું નહિ ! વળી પાંચ મિનિટ વધારે ગઇ, એટલે નંદરામ કાંઇક સંશયગ્રસ્ત થયો. તે ઉઠીને ચેમ્બરની બહાર નીકળ્યો, તો આખી ઓફીસમાં કોઇ મળે નહિ ! સઘળાં બારી–બારણાં બંધ કરીને તેને મજબૂત તાળાં વાસી દેવામાં આવ્યાં હતાં, એવું નંદરામના જોવામાં આવ્યું અને તત્ક્ષણ તે સમજ્યો કે પોતે અને પ્રીતિ કોઇ બનાવટી સોલીસીટરના હાથમાં સપડાઇ ગયાં હતાં ! આ દાવપેચમાંથી છટકી જવાની આશા હવે તે રાખી શક્યો નહિ ! તે ભયભીત બનનો પ્રીતિની પાસે આવ્યો અને બોલ્યો: " પ્રીતિ ! આપણે ફરી બદમાશોના હાથમાં ફસાયાં છીએ ! "

" હેં ! શી રીતે જાણ્યું ? " પ્રીતિએ ગભરાઇને ખુરશીપરથી ઉઠી જતાં પૂછ્યું.

" મકાન બંધ કરવામાં આવ્યું છે અને આપણે ક્યાંયથી બહાર નીકળી શકીએ તેમ નથી." નંદરામે જવાબ આપ્યો.

એ શબ્દો સાંભળતાં જ પ્રીતિને ગભરાટથી રોમે રોમે પ્રસ્વેદ વળ્યો. તેનાં ગાત્રો શિથિલ બની ગયાં અને તે પુનઃ અચેતન બનીને ખુરશીપર બેસી ગઇ ! નંદરામ તેની પીઠપર હાથ ફેરવતો બોલ્યો: " બ્હેન ! ગભરાઇશ નહિ; બદમાશો આપણને પકડવા આવે તે પહેલાં અહીંથી છટકવાની આપણે કાંઇ યુક્તિ કરવી જોઇએ."

પ્રીતિએ પૂછ્યું: " પણ આપણી મોટરનો શોફર નીચે ઊભો હતો, તેણે આ બદમાશોની કાંઇ હીલચાલ નહિ જાણી હોય ? "

આ પ્રશ્ન સાંભળીને નંદરામ વિચારમાં પડ્યો. થોડીએક ક્ષણો રહીને તે બોલ્યો: " પણ કદાચ શોફર જ ફૂટેલો હશે તો ? "

" તમે શા ઉપરથી એમ કહો છો ? "

" મેસર્સ રાજા અને કાજી સોલીસીટરોની ઓફીસ ક્યાં આવેલી

છે તે તે પહેલેથી જાણુતો હોવો જોઇએ, નહિતો કશી પૂછ-ગાછ કર્યા વિના એકદમ આ સ્થળે જ મોટારને લાવીને તે થોભાવી શકે નહિ; આ બનાવટી સોલીસીટરો કાંઇ ગામમાં જાણીતા ન હોય કે તેને આપણો શોફર ચુન્નુ ઓળખતો હોય !" નંદરામે કહ્યું.

"ઓ કાકા ! ત્યારે તો આપણે ખુવાર થઇ ચૂકયાં ! કાંતો આજે આપણો જીવ જવાનો અને કાંતો આપણને 'સુવર્ણપ્રતિમા' આપવી પડવાની ! હવે શું કરીશું ? આપણે બૂમરાણ મચાવીએ તો હેઠળવાળા સાંભળે તેમ નથી ?"

"ના; હેઠળનું મકાન તદ્દન ખાલી છે અને તેના પર 'ભાડે આપવાનું છે' એવું પાટીયું લટકાવેલું છે !"

"ત્યારે રસ્તાની બાજુએ ખુલ્લી નહિ હોય ?"

"ના, બ્હેન ના ! એ બદમાશોએ આપણી એક્કે યુક્તિને ફાવવા ન દેવાની પૂરતી સાવચેતી રાખી જ હશે !" એમ કહીને નિરાશ બનેલો નંદરામ ખુરશીપર પડ્યો. સાંજના ૬ વાગવાનો વખત થવા આવ્યો હતો. રસ્તાપર થતા ઘોંઘાટનો માત્ર આછો આછો અવાજ પ્રીતિ તથા નંદરામને કાને પડતો હતો. નિરાશા અને ભયથી તેઓ કેવળ વિહ્વળ બની ગએલાં હતાં. "ઓ બદમાશો આવ્યા-હમણાં આવ્યા" એવા ભય તળે તેઓ ચમકતાં ને ચમકતાં રહેતાં હતાં, પણ બે કલાક વીતી ગયા છતાં કોઇ ત્યાં દેખાયું નહિ ! નંદરામ તો એક સ્થાને પડ્યો જ રહ્યો પણ પ્રીતિ હવે ઊઠી. વિજળીનું બટ્ન દબાવીને બત્તી કરી એટલે આખા ઓરડામાં પ્રકાશ ફેલાઇ રહ્યો. પછી તેણે પુસ્તકો અને કાગળો વગેરે તપાસ્યાં, તો તે સઘળાં કેવળ નકામાં લાગ્યાં મોટી મોટી કંપનીઓનાં ભભકાબંધ રીતે બાંધેલા ફેટેલોગો અને ચોરબજારમાંથી આણેલાં નમાલાં પુસ્તકો જ માત્ર દેખાવને માટે

બુકશેલ્ફમાં ભરેલાં હતાં! કાગળોનો ઢગ પણ તદ્દન નકામો હતો. કબાટો ઉઘાડયાં તો તે બન્ને ખાલી હતાં. ત્યાંથી તે ઓરીસમાં આવી. સાંજે તેણે એક કલાર્કને ટાઇપરાઇટર ઉપર કામ કરતો જોયો હતો, પણ અત્યારે ત્યાં ટાઈપરાઇટર નહોતું! આ સઘળી બનાવટ બદમાશોએ ઘણી દક્ષતાપૂર્વક કરી હતી, એમ તો પ્રીતિના સમજવામાં આવ્યા વિના રહ્યું નહિ.

એટલામાં તેને ટેલીફોન રૂમ સાંભરી! તે તે તરફ ફરી અને તેણે જોયું કે એ રૂમને એક મજબૂત તાળું લગાવવામાં આવેલું હતું; પરન્તુ પ્રીતિને લાગ્યું કે અહીં આગળની સઘળી વસ્તુઓમાં પોતાનો ઉદ્ધાર કરનારી જો કોઇ પણ વસ્તુ હોય તો એક માત્ર ટેલીફોન હતો. તેણે નંદરામને વિચારનિદ્રામાંથી જગાડયો અને કહ્યું: "કાકા! કોઇ પણ રીતે આ તાળું તોડી નાંખો તો આપણો ઉદ્ધાર થાય!"

નંદરામના વદન ઉપર આશાનું તેજ ચમકવા લાગ્યું. તેણે આસપાસ જોયું, પણ તાળું તોડવા માટે એક પણ હથિયાર તેના જોવામાં આવ્યું નહિ. તે પુનઃ નિરાશ થયો. પણ એટલા વખતમાં પ્રીતિનું મગજ ભારે ચપળતાથી કામ કરી રહ્યું હતું. તેણે ઉતાવળે ઉતાવળે સઘળાં મેજનાં ખાનાં તપાસવા માંડયાં તો તેમાંના એક ખાનામાંથી એક દિવાસળીની દાબડી, એક મીણબત્તી અને એક સીલ કરવાનો લાખનો ટુકડો તેને મળ્યો. તે લાવીને તેણે નંદરામને કહ્યું: "કાકા! રાતનો વખત છે; બદમાશો આપણને ક્યારે પકડવા આવશે તે નક્કી નથી. જો કલાક–બે કલાક મોડા આવે તો કદાચ આપણે સફળ થઇએ એવો સંભવ છે, પણ તે સાથે મોટું જોખમ પણ છે."

"શું વારૂ?" નંદરામે પૂછ્યું.

"આ મીણબત્તી, લાખ અને દિવાસળીની મદદથી હું આ ઓર-

ડીના ઉપરના બારસાખને સળગાવું છું, પરન્તુ આગને આગળ વધવા ન દેવી તેની સાવચેતી તમારે રાખવી. પેલી પાણીની બાલદી ભરીને અહીં તૈયાર ઊભા રહો."

"પણ પ્રીતિ! એ તો બહુ જોખમનું કામ છે: જો મકાન સળગશે તો આપણે બળી મરીશું!"

"માત્ર બારસાખથી આગ આગળ ન વધે એવી સાવચેતી રાખશો તો કશી ઇજા આવશે નહિ અને આપણું કાર્ય પાર પડશે; જો મકાનને આગ લાગશે તોએ પહેલાં આપણને બચાવવાનો યત્ન થશે કે નહિ? છતાંએ આપણું દુર્ભાગ્ય હશે તો મરીશું—બદમાશોને હાથે મરવા કરતાં એ મોત સારૂં છે!" એમ કહીને પ્રીતિએ વિલંબ ન કરતાં મીણબત્તી સળગાવી. તેવડે લાખના કકડાને સળગાવીને ટેલીફોન રૂમના ઉપરના બારસાખને સળગાવવાનો યત્ન કરવા માંડ્યો. વારનીશ કરેલું એ લાકડું સળગતાં વાર થઇ નહિ. થોડી વારમાં તો બારસાખ ઝગઝગ બળવા લાગ્યું. નંદરામ પાણીવડે આગને આગળ વધતી અટકાવવા લાગ્યો. માત્ર અર્ધા કલાકમાં ઉપરનું બારસાખ સળગી ગયું અને તાળું તથા સાંકળ નીચે પડ્યાં! નંદરામે આગ બુઝાવી નાંખી. હવે તે પ્રીતિની યુક્તિને ધન્ય ધન્ય કહેવા લાગ્યો.

પ્રીતિએ ટેલીફોન હાથમાં લીધો પણ તત્ક્ષણ નંદરામે કહ્યું: "બ્હેન! આ બધો યત્ન નિષ્ફળ છે, કારણકે એ બદમાશોનું કાવતરૂં હેઠ પોલીસસુધી ફેલાએલું હશે એવો મને સંશય આવે છે."

"એટલે, શું આપણી વ્હારે પોલીસ નહિ આવે?"

"મને ઓછો ભરોસો છે."

"ત્યારે આપણે શું કરીશું?" પ્રીતિ વિચારમાં પડી ગઇ. તેણે ટેલીફોન નીચે મૂક્યો. "હવે શું કરવું" તેનો તેને વિચાર પડ્યો.

બદમાશો આવી પહોંચવાનો ભય પણ માથે ઝઝુમતો હતો.

પણ એટલામાં તેને એક વાત સાંભરી: "હા ! આ તો શુક્રવારની રાત છે ! સુમનલાલ તેમની ઓફીસમાં જ હશે !" એટલું ધ્યાનમાં આવતાં જ તેણે તુરત 'સુપ્રભાત' પત્રની ઓફીસ સાથે જોડાણ માંગ્યું. જોડાણ થયું અને ટેલીફોનપર સુમનને બોલાવ્યો. પ્રીતિએ બ્હેબાકળે સ્વરે કહ્યું: "સુમનલાલ ! હું અને નંદરામ કાકા ફોરાસ રોડ પરની રાજા અને કાળે સોલીસીટરોની ઓફીસમાં કેદ થયાં છીએ, માટે મદદે આવો અને—"

પણ એટલામાં તો નંદરામની ચીસ સંભળાઇ અને તેમની પાછળ બે લઠ્ઠપઠ્ઠ બદમાશો આવ્યા. તેમણે પ્રીતિને ઉંચકીને ઓરડીની બહાર ફેંકી દઇ તેના હાથમાંથી ટેલીફોન ઝુંટવી લીધો ! !

## પ્રકરણ ૨૦ મું.

### બચાવ.

પ્રીતિને ઉંચકીને ઓરડીની બહાર ફેંકવામાં આવતાં તે એક ખૂણામાં પડેલી ખુરશી ઉપર પડી. માથું ખુરશીના હાથા સાથે અથડાવાથી કુટાઇ ગયું અને સખ્ત કળ ચડવાથી તે બેભાન બની ગઈ. એ નાજુક દેહલતા ઉપર બદમાશોએ કશું ધ્યાન નહિ આપતાં હવે તેઓ નંદરામ તરફ વળ્યા. તેમણે તેને સખ્ત મારપીટ કરવા માંડી. નંદરામ જરા સામે થયો, એટલે તેને વધારે માર ખાવો પડ્યો. બદમાશોનો ઇરાદો તેને કેદ કરીને તેની પાસેથી માહિતી મેળવી સુવર્ણ-પ્રતિમાનો કબજો મેળવવાનો હતો. તેમણે નંદરામને બહુએ પૂછવા માંડયું પણ

તેણે જરાએ જવાબ આપ્યો નહિ. બદમાશો હવે ચ્હીડાયા. તેમણે નંદરામના હાથપગ બાંધ્યા અને એક કબાટનું બારણું ઉઘાડીને તેમાં તેને પૂરી દીધો !

નંદરામને અને પ્રીતિને જૂદે જૂદે સ્થળે કેદ રાખવાનો બેત હવે તેમણે રચ્યો. નંદરામને કબાટમાં પૂર્યો એટલે હવે એક ખૂણામાં બેભાન પડેલી પ્રીતિ તરફ તેઓનું ધ્યાન આકર્ષાયું. રાત્રિનો વખત હતો તેથી તેને એવી ને એવી બેભાન દશામાં ઉંચકીને લઈ જવામાં તેઓને બહુ મુશ્કેલી વેઠવી પડે તેમ નહોતું. એ પ્રમાણે પ્રીતિને કોઇ બીજે સ્થળે લઇ જઇને કેદ રાખવાથી તેની પાસેથી અથવાતો નંદરામ પાસેથી સુવર્ણ–પ્રતિમાની સાચી ખબર મેળવી શકાશે એવી તેમની ધારણા હતી.

બન્ને જણાએ પ્રીતિને ઉંચકી અને તેઓ દાદર ભણી ચાલ્યા. નીચે પગથીની તદ્દન પાસે મોટોર તૈયાર રાખવામાં આવી હતી, પરંતુ તેઓ દાદરનું પહેલું પગથીઉં ઉતરે તે પહેલાં તો સુમનલાલ પોલીસના દશ માણુસોની એક ટુકડી સાથે આવી પહોંચ્યો ! બદમાશો પ્રીતિને ભોંયે પટકીને નાસભાગમાં પડ્યા, પરન્તુ હવે તેઓ પોતાની જ જાળમાં ફસાયા હતા ! નાસી છૂટવાનો એક પણ માર્ગ તેઓને માટે ખુલ્લો નહોતો અને તેથી તેઓ પોલીસને હાથે કેદ પકડાયા; પરંતુ એ ધમાધમમાં મોટોર તેમાંના બીજા એક માણુસ સાથે છટકી ગઈ!

પોલીસના માણુસોએ બન્ને બદમાશોને સારી પેઠે માર માર્યો; પરન્તુ તેઓ મ્હોંમાંથી કશું બોલ્યા નહિ. 'નંદરામ ક્યાં છે?' એ પ્રશ્નનો જવાબ તેઓએ ન આપ્યો ! તેઓને જે કાંઇ માર મારવામાં આવ્યો તે તેઓએ વેઠી લીધો, પરન્તુ જાણે કે તેઓએ પોતાને મ્હોંએ મજબૂત તાળુ માર્યું હોય એવી રીતે એક પણ સવાલનો જવાબ તેઓએ આપ્યો નહિ. આ કારણુથી મોટોરમાં બેઠેલો સખ્સ કોણ

હતો અને તે ક્યાં નાસી ગયો હોવો જોઇએ તે વિષેની કશી ખબર પોલીસના માણસોને મળી શકી નહિ ! પોલીસે એ બન્ને બદમાશોના હાથમાં હાથકડી નાંખીને કેદ કર્યા અને મકાનપરથી નીચે ઉતાર્યા.

આ બધો વખત સુમન પ્રીતિને સાવધ કરવાના કાર્યમાં મશગુલ બની ગયો હતો. તેને પડેલા મારનાં ખુલ્લાં ચિહ્નો દેખાતાં નહોતાં, એટલે સુમને માન્યું કે તે માત્ર ભયથી બેભાન બની ગઇ હશે, એટલે તેણે શીતળ ઉપચારોવડે તેને ભાનમાં લાવવાનો યત્ન કરવા માંડ્યો. લાંબા યત્ન પછી પ્રીતિએ સહજ આંખ ઉઘાડી અને તે પૂરા ભાનમાં આવે તે પહેલાં તો તે પુનઃ બેભાન બની ગઇ, પરન્તુ એ ઉપરથી સુમનને પ્રીતિના ભાવી જીવનની આશા સારી પેઠે ઉત્પન્ન થઇ. અત્યારસુધી તેના મગજ ઉપર ભારે બોજો હતો તે હવે હલકો થયો, એટલે ઓરડાની અંદર દૂર કબાટમાં કેદ થએલા નંદરામના ખડખડાટ–ભડભડાટ તરફ તેનું લક્ષ ગયું. તેણે પ્રીતિની નજીક જ રહીને તે તરફ પોલીસનાં માણસોનું ધ્યાન ખેંચ્યું એટલે તેમણે નંદરામને કબાટમાંથી છૂટો કર્યો અને તેના હાથપગ છોડી નાંખ્યા. નંદરામ છૂટ્યો કે તુરત બેભાન બનીને પડેલી પ્રીતિ પાસે દોડી ગયો. સુમને તેને આશ્વાસન આપ્યું કે "તમે ગભરાશો નહિ; તે માત્ર બેભાન છે અને કાંઇ ભય જેવું નથી." નંદરામ અને સુમને મળીને પ્રીતિને ઉંચકી, એક ભાડાની ગાડીમાં સુવાડી ગાડી ઘર તરફ ચલાવી.

* * * * *

પ્રીતિને ત્યાં આવ્યા પછી સુમને 'સુપ્રભાત' પત્રની ઓફીસમાં ટેલીફોનથી સમાચાર મોકલી આપ્યા કે એક અસાધારણ અકસ્માત્ થવાથી પોતે ઓફીસમાં હાજરી આપી શકશે નહિ. તે આખી રાત સુમન પ્રીતિની જ સેવામાં ઊભે પગે રહ્યો. રાત્રે ને રાત્રે ડાક્ટરને

બોલાવ્યો અને ડાક્ટરે કૃત્રિમ પ્રયોગોથી તેને જાગૃત કરી ખરી, પરંતુ સૂચના આપી કે "તેને વાગ્યું છે, તે ઉપરાંત ભયથી મગજ બહુ નબળું પડી ગયું છે માટે તે આરામથી ઉંઘે ત્યાંસુધી તેને જાગૃત કરશો નહિ." સુમન અને નંદરામ ડાક્ટરની એ સૂચના પ્રમાણે જ બરાબર વર્ત્યા.

પ્રભાત થયું. બાલસૂર્યનો મૃદુ તાપ બારીના કાચની આરપાર થઇને પ્રીતિના વદન ઉપર પડવા લાગ્યો. એ શ્વેત નિર્દોષ વદન આછા આસમાની રંગના પ્રકાશમાં મનોરમ સૌંદર્યનું દર્શન કરાવવા લાગ્યું. સુમન એ સૌંદર્યને નેત્રવડે પીતો એક આરામખુરશીમાં પ્રીતિના બિછાનાની બાજુએ જ જરા આડો પડ્યો હતો. વૈડૂર્ય-મણિના નીલા પ્રકાશમાં કોઇ અપ્સરા શયન કરી રહી હોય એવો સુંદર દેખાવ સુમનની આંખોને તૃપ્ત કરવા લાગ્યો. સૂર્યનો એ મંદ તાપ પણ પ્રીતિના સુકોમળ વદનને પીડા ઉપજાવશે, એવું સમજવા છતાં એ મનોરમ દેખાવનો નાશ કરી નાંખવાને બારીનાં દ્વાર બંધ કરવાનું તેને ઠીક ન લાગ્યું. દ્વાર બંધ કરવાને એક વાર તે ઉઠ્યો, પરન્તુ તેનાં નેત્રો એ દૃશ્યને જોવામાંથી બિલકુલ નવરાં પડ્યાં નહિ અને તે ઉભો રહીને પ્રીતિના વદન ભણી જ સપ્રેમ નિહાળી રહ્યો.

સુમન ઓરડામાં એકલો જ હતો. નંદરામ કાંઇ કારણસર બહાર ચાલ્યો ગયો હતો. તાપને લીધે પ્રીતિનું શ્વેત વદન રક્ત રંગ ધારણ કરવા લાગ્યું. પતિના વદનને સપ્રેમ દૃષ્ટિથી એકી ટશે જોઇ રહેવાને લીધે મદનવિકારથી વિહ્વળ બની જતી નવયૌવનાના વદન ઉપર જેવી લાલી સ્ફુરી આવે તેવી જ લાલી પ્રીતિના વદન ઉપર ચડતી જતી હોય-એવું ભ્રમમાં ડૂબેલા સુમનને જણાયું અને તે વિહ્વળ બનીને પ્રીતિના ઓષ્ઠદ્વય તરફ પોતાના મ્હોંને લંબાવવા જતો હતો, એટ-

લામાં તેને પોતાની કૃતિની અનુચિતતાનું ભાન થયું અને તે પાછો હઠ્યો! પોતાની મૂર્ખતા અને સાહસ ઉપર તેને ક્રોધ ચડ્યો અને જે બારીમાંથી સૂર્યનો તડકો આવતો હતો તે બારી તેણે બંધ કરી દીધી. તેણે ફરીને દ્વાર તરફ જોયું તો મોહિની ત્યાં ઊભેલી દેખાઇ! સુમનનું હૃદય તેને દંશ દેવા લાગ્યું.

પોતાના અવિચારી કાર્યને મોહિનીએ જોયું હશે કે કેમ તે વિષે સુમનને ખાતરી થઇ નહિ, પરન્તુ મોહિનીએ આશ્ચર્યથી સુમનને પ્રીતિની સ્થિતિનો અને ગઇ રાતે બનેલા બનાવનો વૃત્તાંત પૂછવા માંડ્યો તે ઉપરથી મોહિનીના જોવામાં તે કાંઇ આવ્યું હોય એવું સુમનને લાગ્યું નહિ. મોહિની એ બધો વૃત્તાંત સાંભળીને ભયચકિત બની ગઈ અને કશું બોલી શકી નહિ. છેવટે સુમને કહ્યું: “ડાક્ટરે સુચવ્યું છે કે જ્યાંસુધી તે પોતાની મેળે જાગૃત થાય નહિ, ત્યાંસુધી તેમને જગાડવાં નહિ.”

“અત્યારે તે ઉંઘે છે?” મોહિનીએ પૂછ્યું.

“હા; ભરપૂર નિદ્રામાં જણાય છે.” સુમને જણાવ્યું.

“ત્યારે હું જઉં છું; બપોરે પાછી આવીશ; પરન્તુ મારી મદદની કાંઇ જરૂર છે કે નહિ તે જાણવા માટે હું નંદરામ કાકાને મળવા માંગું છું.”

“હજી હમણાં જ તે નીચે ગયા. હું ધારૂં છું કે હવે કાંઇ ખાસ મદદની જરૂર નથી. નોકર ચાકરો પુષ્કળ છે એટલે કાંઇ હરકત નથી.” સુમને કહ્યું.

મોહિની નંદરામને મળવાને નીચે ગઈ, એટલે સુમન પ્રીતિના બિછાના તરફ ચાલ્યો. તેણે આશ્ચર્ય સાથે જોયું કે પ્રીતિ જાગૃત હતી! તેને જોઇને સુમનના વદન ઉપર હર્ષ ચમક્યો. પ્રીતિ સુમનને

જોઇને બિછાનામાં બેઠી થવાનો યત્ન કરવા લાગી અને બોલી: " સુમનલાલ ! તમે આવ્યા ? "

" એમ કેમ પૂછો છો ? તમારો ટેલીફોન ગઇ રાત્રે જ મને ઓફીસમાં મળ્યો હતો એટલે પોલીસની મદદ સાથે આવીને મેં તમને બચાવીને અહીં-તમારા મકાનમાં આણ્યાં છે."

" ત્યારે અત્યારે શું હું મારા મકાનમાં છું ? " પ્રીતિએ મન્દ સ્વરે પૂછ્યું.

" હા, તમારા મકાનમાં જ તમે છો; હવે કાંઇ ભય જેવું નથી, માટે ગભરાશો નહિ. થોડી કોફી મંગાવું ? "

" ના, મને રૂચિ નથી ! પણ એ બદમાશોનું શું થયું ? "

" તેઓને પોલીસ પકડી ગઇ છે. તમારા માથામાં વાગ્યું છે, તો કાંઇ દર્દ થાય છે ? "

" હા થાય છે, પરન્તુ સુમનલાલ ! હું તમારો કેટલો આભાર માનું ? તમે મને જીવિતદાન જ દીધું છે, નહિ વારૂ ? " એમ કહી સુમન ભણી સ્નેહપૂર્ણ દૃષ્ટિથી જોઇને પ્રીતિએ તેનો હાથ પકડી પોતાની આંખોપર મેલ્યો.

## પ્રકરણ ૨૧ મું.

### શ્યામસમાજનું મોટું વિઘ્ન-સુમન.

કટોકટના વખતમાં સુમનને હાથે પ્રીતિનો બચાવ થયો અને તેથી પ્રીતિને સુમન પ્રત્યે અત્યંત આદરબુદ્ધિ ઉત્પન્ન થઇ ચૂકી: એ બનાવની વાત થોડી જ વારમાં શ્યામસમાજના આગેવાન શ્યામલાલને

કાને પહોંચ્યા ! શ્યામલાલ એ સાંભળીને સુમન ઉપરના ગુસ્સાથી ઘેલો બન્યો. રાત્રે તેણે પોતાના મંડળના થોડાએક મુખ્ય માણસોને બોલાવ્યા અને બનાવટી સોલીસીટરના બનાવની સંપૂર્ણ વિગત મેળવી. શ્યામલાલ થોડીએક ક્ષણસુધી વિચારમાં લીન બનીને બેસી રહ્યો. થોડી વાર પછી તેણે પોતાની બાજુએ બેઠેલા એક જુવાનને પૂછ્યુંઃ "પણ આપણા પુનમચંદ અને નુરૂદ્દીનના શા ખબર છે ?"

પુનમચંદ અને નુરૂદ્દીન સોલીસીટરવાળા બનાવમાં પોલીસને હાથે પકડાએલા સમાજના જ માણસો હતા. તેઓની સ્થિતિ જાણવાને શ્યામલાલે ઇંતેજારી બતાવી. પેલો જુવાન કે જે મોહિનીનો કહેવાતો પતિ મનહરલાલ હતો તેણે ઉત્તર આપ્યોઃ "તેઓ કાચી જેલમાં મજાહ કરે છે. તેઓ જરા પણ ડગે તેમ નથી. તેમને ખાવા પીવાની બધીએ સગવડ છાની રીતે મેં પોતે જ કરી નાંખી છે."

"તેઓ નહિ ડગે એવી તો મારી ખાત્રી જ છે; તોપણ તમે કોઈ રીતે એક વાર તેમને મળો અને કહો કે સજાની જરાએ બ્હીક ન રાખશો. જેલમાં પણ તેમની સઘળી સગવડ સચવાશે અને તેમનાં કુટુંબોને જરાએ કષ્ટ વેઠવું નહિ પડે એવી તેમને ફરીથી ધીરજ આપજો." શ્યામલાલે મનહરલાલને સૂચન કર્યું.

થોડી વાર મૌન રહીને શ્યામલાલ બોલ્યોઃ "મનહરલાલ ! બહુ મહેનત લીધા છતાં આપણા યત્નો નિષ્ફળ જાય છે હોં ! તમે જાણો છો કે અત્યારના પ્રપંચ માટેની શરૂઆત આપણે ઘણાં વર્ષોથી કરી છે. મોહિનીને તેના ઘરમાં દાખલ કર્યાને પણ છ-સાત વર્ષ વીતી ગયાં, છતાં હજી આપણો હેતુ પાર પડ્યો નહિ."

મનહરલાલ બોલ્યોઃ "જો આ વખતે સુમન આડો ન આવ્યો હોત, તો આપણી આ યુક્તિ આબાદ નીવડત."

મોહિની—પ્રીતિની બનાવટી બ્હેન અને સખી મોહિની કે જે આ મંડળમાં કાળો બુરખો પહેરીને હાજર થઇ હતી. તે બોલી: "પણ હું એક નવી ખબર આપું છું કે વહેલી કે મોડી પ્રીતિ જરૂર સુમનલાલને પરણશે."

આ ખબર સાંભળીને શ્યામલાલ ચમક્યો. તે બોલ્યો: "દત્તરામે મને એટલી ખબર આપી હતી કે એક વાર સુમનલાલ તેની ઓફીસમાંથી ટેલીફોનદ્વારા પ્રીતિ સાથે વાતચીત કરતો હતો અને તે વાતચીતમાં બહુ અંશે પ્રેમાલાપ હતો. એ વાતચીત તેણે 'સુપ્રભાત' પત્રની ઓફીસના ટેલીફોનરૂમની બાજુએ ભરાઇ રહીને કાનોકાન સાંભળી હતી અને મને કહી હતી."

મોહિની બોલી: "પણ ત્યારપછી તો વાત બહુ વધી ગઇ છે. રોજ એક વાર તો તે પ્રીતિને ત્યાં જરૂર જાય છે. પ્રીતિએ એક કીંમતી ઘડીયાળ અને છેડો સુમનને ભેટ આપ્યાં છે અને આજે તો મેં એક અપૂર્વ કિસ્સો જોયો છે."

શ્યામલાલ બોલ્યો: "શું જોયું વારૂ ?"

"હું સ્હવારમાં પ્રીતિને ત્યાં ગઇ હતી, તે વખતે પ્રીતિના સુવાના ઓરડામાં પ્રીતિ ઉંઘતી હતી અને તેની પાસે સુમન એકલો હતો. સુમન તેના ઓષ્ઠ ઉપર ચુંબન લેવા જતો હતો એટલામાં ત્યાં હું પહોંચી એટલે તે અચકાઇ ગયો અને મેં જાણી જોઇને જોયું–ન જોયું કરી નાંખ્યું; પરન્તુ એટલા ઉપરથી મારો નિશ્ચય થઇ ચૂક્યો છે કે ઉભયના ચિત્તમાં પરસ્પર પ્રેમની લાગણી જાગૃત થઇ છે અને વહેલાં મોડાં તેઓ જરૂર પરણશે; અધૂરામાં પૂરૂં નંદરામ કશો વાંધો લેતો નથી–કદાચ તેની તેમાં સંમતિ હશે."

શ્યામલાલ આ વાત સાંભળીને અકળાયો અને બોલી ઉઠ્યો:

"ત્યારે કોઈ પણ ભોગે આપણે એ લગ્ન થતું અટકાવવું જ જોઇએ."

**શ્યામલાલના** મુખમાંથી એ જુસ્સાભેર ઉચરાએલા શબ્દો સૌ મૌનપણે સાંભળી રહ્યા. કોઇએ કશો જવાબ આપ્યો નહિ. **શ્યામલાલે** આગળ બોલ્યો: "સુમનલાલ આપણા કામમાં વિઘ્નરૂપ થઈ પડ્યો છે અને જો તેનો સંબંધ **પ્રીતિની** સાથે લાંબા વખતસુધી બંધાશે, તો એ વિઘ્ન આપણને બહુ ભારે થઇ પડશે; માટે અત્યારથી જ તેઓની વચ્ચે તૂટ પડાવવાનું કામ આરંભવું જોઇએ."

એમ કહીને **શ્યામલાલે મનહરલાલ** સામે જોયું. **મનહરલાલે** જોયું કે એ કામ પોતાને માથે આવી પડે છે. તે બોલ્યો: "તમારી સૂચના હોય તો તેને કોઇ પણ આડે માર્ગે ભરાવીને ટૂંકો કરી નાંખું–કારણકે તે મારી સાથે સારી પેઠે ઓળખાણ ધરાવે છે."

"ના–બની શકે ત્યાંસુધી ખૂના–ખૂનીમાં પડીને વધારે જોખમ ન વહોરવું એવો આપણો નિયમ છે. આપણા બહાદૂર સભાસદો સજા પામીને ગમે તે સ્થળે જવા તૈયાર થશે, કારણકે તેઓ સમજે છે કે તેમને કોઇ પણ સ્થળે દુઃખી થવું પડશે નહિ; પરન્તુ તેઓને ફાંસીને લાકડે લટકાવવાનું જોખમ આપણે બને ત્યાંસુધી ખેડવું જોઇએ નહિ."

મોહિનીએ પ્રશ્ન કર્યો: "તો પછી તેઓ બન્ને વચ્ચે જાગેલો પ્રેમ આપણે કેવી રીતે નિષ્ફળ કરી શકીએ? તેઓ કાંઇ બાળક નથી કે આપણે કોઈ પણ રીતે તેમને સમજાવી લઇએ."

એક બુઢ્ઢો પારસી કે જે એ મંડળમાં બેઠો હતો અને મંડળનો સભાસદ હતો, તે બોલ્યો: "**મોહિનીબાઇ**! તમો ભૂલોછો હં. પ્રેમમાં પડેલાંઓ બાલક કરતાં બી કમઅક્કલનાં હોય છે. તમો જો અંગ્રેજી ભનેલાં હોતે, તો હું તમોને **શેકસપીયરના** શબ્દોથી જ સમજાવતે કે તેઓને તેઓના હૃદયમાંથી છૂટાં પાડવાં એ કેતલું સહેલું કામ છે."

મોહિની છાની બેસી રહી. શ્યામલાલે એ પારસી સભાસદને કહ્યું: " તમો ખરૂં કહો છો, ખરશેદજી ! હું એ કામ તમોને જ સોંપું છું, એટલે કે એ માટેની યુક્તિ રચવાનું તમારૂં કમ છે અને તે પાર પાડવા માટે હું ગમે તેમ કરીશ.'

" ઘનું સારૂં. હું એ માતેની આબાદ કીસમ લખી લાવસ અને તમોને વંચાવસ. તમો પસંદ કરસો એતલે આપનું કામ સુરૂ કરીસું; પન હા, એ કામમાં હું પોતે નકામો છું વ્હં કે !"

" કાંઈ ફીકર નહિ; તમે માત્ર યોજના ઘડી આપો, એટલે પછી હું તે ઉપાડી લઇશ."

બુઢ્ઢો ખરશેદજી ક્ષણભર મૌન રહીને બોલ્યો: " રહો; એક યુક્તિ મારા મગજમાં આવી ચૂકી છ." એમ કહીને તે ઉઠ્યો અને શ્યામલાલના કાનમાં તેણે ધીમેથી કેટલીક વાત કહી. પછી તેણે ખુલ્લું કહ્યું: "કેમ સાહેબ ! મારી યુક્તિ તમો સમજ્યા કે ?"

" હા, હા, મારે તમારા બુઢ્ઢા પણ યુક્તિબાજ ભેજાને સાબાશી આપવી જોઇએ. એ રીતે જ સુમનનું વિઘ્ન આપણા માર્ગમાંથી દૂર જઈ શકશે. પણ વારૂ, એ કામ માટે કોની ગોઠવણ કરીશું ?"

" મોહિનીબાઇની જ; કારનકે તેનણ બેઉ જન સાથ સારો મીલાપ ધરાવેછ." ખરશેદજીએ કહ્યું.

" વારૂ ! મોહિનીબાઈ ! ખરશેદજી તમોને જે યોજના સમજાવે તે પ્રમાણે કામ કરીને તમારે આપણો હેતુ પૂરો કરવાનો છે. તે માટે તમને પૈસાની કે માણસોની જે કાંઇ મદદ જોઇએ તે બધીએ પૂરી પાડવામાં આવશે અને હવે તમારે એ જ માર્ગે કામ બજાવવાનું છે."

" ભલે, હું તૈયાર છું." મોહિનીએ ઉત્તર આપ્યો.

થોડી વારમાં બધાએ સભાસદો એ ઓરડો છોડીને જતા રહ્યા.

ત્યાં માત્ર ચાર જણ રહ્યા. તેઓ મોહિની, ખરશેદજી, શ્યામલાલ અને મનહરલાલ હતા. ખરશેદજીએ તેમને સઘળી ગોઠવણ સમજાવી. મોહિનીને તે સમજતાં વાર લાગી નહિ. હવે તેના ધ્યાનમાં આવ્યું કે એ રીતે પ્રીતિ અને સુમનના પ્રેમ ઉપર ઘા કરીને તેને તોડી નાંખવો એ જરા પણ મુશ્કેલ નહોતું. એમ થતાં અર્થાત્ સુમનરૂપી વિઘ્ન પોતાના માર્ગમાંથી દૂર જતાં સુવર્ણ-પ્રતિમા મેળવવાનો માર્ગ નિષ્કંટક બનવાની આશા પણ તેઓના હૃદયમાં સારી પેઠે મજબૂત બની.

## પ્રકરણ ૨૨ મું.

### પ્રેમનો વિકાસ.

શનિવારની સાંજ હતી. ફરવા-હરવાનાં સ્થળોમાં લોકોની ગીર્દી વધતી જતી હતી. અસ્ત પામતા સૂર્યના મધુરા આતાપમાં ચોપાટીપર ચિત્રવિચિત્ર પોષાકમાં સજ્જ થએલાં સ્ત્રી પુરૂષોનો જાણે કે મેળો ભરાયો હોય એવું દશ્ય જોવામાં આવતું હતું. સૌ પોતપોતાની મનગમતી મોજમાં મશગુલ હતાં. પોતા સિવાયના અન્ય કોઇનાં સુખ-દુઃખનો વિચાર કરવાની કોઇને ફુરસદ નહોતી-પરવા પણ નહોતી, છતાં કેટલાક કુતૂહલપ્રિય મનુષ્યોને પરાઈ ચેષ્ટા જોવામાં એટલી મજાહ પડતી હતી કે તેમને પોતાની જાતનો કશો વિચાર પણ આવતો નહોતો! એ મુજબ ચિત્રવિચિત્ર દેખાવવાળાં, ચિત્રવિચિત્ર સ્વભાવનાં અને ચિત્રવિચિત્ર કોમોનાં મનુષ્યોનો આ મેળો જોનારને ચિત્રવિચિત્ર તરંગોને હીલોળે ચડાવી રહ્યો હતો, એટલામાં દરિયાની સપાટીમાં સૂર્ય ડૂબ્યો. પશ્ચિમ દિશાનું આકાશ લાલ રંગવાળું બનીને પૃથ્વીને રક્તવર્ણી

સોનેરી રંગમાં ન્હવરાવી રહ્યું. માત્ર થોડીએક ક્ષણોમાં એ સૌંદર્ય નષ્ટ થયું અને રાત્રિના અંધકારનાં પગલાં દૂર ને દૂર સંભળાવા લાગ્યાં; એટલે ચોપાટીપર ફરતી પ્રીતિની આંખો પશ્ચિમ દિશામાંથી પાછી ફરી અને તેણે પોતાની બાજુએ ઊભેલા સુમન તરફ જોયું. સુમને સહજ પુછ્યું: " અત્યારસુધી શું જોઈ રહ્યાં હતાં ? "

પ્રીતિ બોલી: " આ અસ્ત પામતા સૂર્યની લીલા જોવાના વિચારમાં હું પડી હતી. "

સુમન બોલ્યો: " પણ મને આજે કંઈક બીજું જણાય છે. આપણે ઘેરથી નીકળ્યાં ત્યારથી તમે કાંઈ વિચારમાં હો—ગમગીન હો એવાં દેખાતાં હતાં. મોટારમાં નંદરામ કાકા સાથે હતા, એટલે મેં તમને તે વિષે કાંઈ પૂછ્યું નહિ, પરન્તુ અત્યારે પુનઃ એ મને સાંભરી આવ્યું છે. "

પ્રીતિ હસીને બોલી: " ના, ના; હું ગમગીન નથી જ. તમે વદન-રેખા ઉપરથી મનોવિચાર કળી જવામાં ચતુર નથી. "

" પણ તમે માત્ર હાસ્યના પડદા હેઠળ મનોવિચારને છુપાવી દેવાની કળામાં ચતુર નથી, એવું હું સમજી ગયો છું. "

પ્રીતિ પુનઃ હસી. તે બોલી: " ઠીક જવાબ આપો છો, પણ તમે ભૂલો છો. ખરેખર હું ગમગીન નથી. "

" એ ગમગીનીનું કારણ મને કહી શકો તેમ ન હોય, તો તે જાણવાનો મારો આગ્રહ નથી; પરન્તુ તમે વાતને ઉડાવવાને માટે તમારી સ્થિતિને છુપાવો છો, એટલું તો હું સ્પષ્ટ કહીશ. " સુમને જવાબ આપ્યો.

પ્રીતિનું વદન હવે વિલાઈ ગયું. થોડી વાર કૃત્રિમ રીતે—બળાત્કારથી મુખમાં હાસ્ય લાવીને તેણે વાતને ઉડાવવાનો યત્ન કર્યો, પરન્તુ એ ભાવને તે વધારે વખત ટકાવી શકી નહિ અને તેથી પુનઃ વદન ઉપર

સ્વાભાવિક રીતે જ ગમગીનીનો ઉભરો ખેંચાઈ આવ્યો ! થોડી વાર તે કશું બોલી નહિ. સુમન પણ તેની મનઃસ્થિતિ જાણીને વધારે ગંભીર બન્યો.

છેવટે પ્રીતિ બોલી: "તમારાથી છૂપું રાખવા જેવું કાંઇ જ નથી, સુમનલાલ ! જ્યારે જ્યારે મને એવું સાંભરી આવે છે કે મારી આટલી વય થયા છતાં હજી હું મારા પિતાજીનું મ્હોં જોવાને ભાગ્યશાળી થઇ નથી, ત્યારે ત્યારે મને બહુ જ દિલગીરી થાય છે. આજે પણ એ જ સ્મરણથી હું ગમગીન બની ગઇ છું અને એ જ વિચાર કર્યા કરૂં છું કે શું એમને શોધી કાઢવાનો કંઈ જ ઉપાય નહિ હોય ?"

સુમને જવાબ આપ્યો: "જ્યાંસુધી એ પોતે જાહેરમાં આવવાની ઇચ્છા કરે નહિ ત્યાંસુધી તેમને ખોળી કાઢવાનો એક પણ ઉપાય આપણા હાથમાં નથી."

પ્રીતિ અધીરાઇ દર્શાવતી બોલી: "પણ ભલે એ જાહેરમાં ન આવે. માત્ર એક વાર મને દર્શન આપવા જેવી કૃપા પણ તે નહિ કરે ? આપણે કોઇ પણ રીતે તેમને એવી સૂચના કરવી જોઇએ કે તમે જ્યાં હો, ત્યાં ભલે હો; પરન્તુ એક વાર તમારી ગરીબ અને દર્શનાતુર પુત્રીને મળવા આવો અગર મળવા બોલાવો; તમારા દર્શન વિના તે રિબાય છે; જો આવી ખબર તેમને મળે તો જરૂર તેમને મારી દયા આવે અને કોઇ પણ રીતે એક વાર હું તેમનાં દર્શન કરી શકું."

"એ ખરી વાત કહી; પરન્તુ તેમને એવી સૂચના પહોંચતી કેવી રીતે કરવી એ જ એક સવાલ છે. આપણે તેમનું નિવાસસ્થાન જાણતાં નથી. નંદરામ કાકા પણ આપણા કરતાં વિશેષ માહિતી ધરાવતા નથી."

"ત્યારે દેશનાં બધાંએ વર્તમાનપત્રોમાં એવી ખબર છપાવીએ, તો કેમ ?" પ્રીતિએ પોતાનો મનોવિચાર જણાવ્યો.

"એમ કરી શકાય ખરૂં; પરન્તુ તે શું વર્તમાનપત્રો વાંચતા હશે? તે કોઈ એવે સ્થળે નિવાસ કરતા હોય કે જ્યાં વર્તમાનપત્રો જતાં જ ન હોય, તો પછી તેમને આપણો સંદેશો કેવી રીતે પહોંચી શકે? જો તે મુંબઇની નજીકમાં જ કયાંય રહેતા હોય અને વર્તમાનપત્રો વાંચતા હોય, તો તે તમારી સઘળી સ્થિતિથી વાકેફ હોવા જોઇએ, કારણકે હમણાં હમણાં તમારા સંબંધમાં બનેલા સઘળા બનાવો વર્તમાનપત્રોમાં છપાયા છે અને લોકો તે કુતૂહલપૂર્વક વાંચે છે."

પ્રીતિ કાંઇક નિરાશા અનુભવતી બોલી: "ત્યારે શું તમે માનો છો કે મારા પિતાજી કોઈ એવે સ્થળે હશે કે જ્યાં વર્તમાનપત્રો નહિ જતાં હોય?"

"એ વિષે હું કેવી રીતે અનુમાન કરી શકું પ્રીતિગૌરી? છતાં મને લાગે છે કે એ ઉપાય અજમાવવા જેવો છે ખરો."

"તો હું તમને વિનતિ કરીને કહું છું કે એ ઉપાય અવશ્ય અજમાવો. હવે તો હું અને નંદરામ કાકા એકસરખાં અકળાયાં છીએ."

"નંદરામ કાકાને અકળાવાનું શું કારણ છે વારૂ?" સુમને સહજ પ્રશ્ન કર્યો.

"હમણાં અમારે માથે ઉપરાઉપરી બહુ આફ્તો આવી તેથી તે કાંઇક ગભરાયા છે અને વિશેષમાં તો તે મારે માટે કાંઇક ગુંચવાયા હોય એમ જણાય છે."

"તમારે માટે? એટલે?"

"તે તમે પૂછજો. મારે મ્હોંએ એ સ્પષ્ટ બોલી શકતા નથી."

"પણ તમને એમણે કાંઇ કહ્યું તો હશે ને?"

પ્રીતિએ એ પ્રશ્નનો ઉત્તર ન આપ્યો. સુમન ઉત્તરને માટે રાહ જોતો પોતાના હાથમાંની લાકડીવડે રેતીમાં લીંટા દોરવા લાગ્યો. એ

મિનિટ ચાલી ગઇ અને તેણે પુનઃ પ્રશ્ન કર્યો: "હેં, પ્રીતિગૌરી! નંદરામ કાકાએ તમને શું કહ્યું હતું?"

"તે હમણાં હું તમને નહિ કહું: તમે જ એમને પૂછજો."

"એમ હું પરાયો માણસ તેમને કેવી રીતે પૂછી શકું? કદાચ મને કહેવા જેવી વાત તે ન હોય તો તે ગુંચવાય અને હું નિરાશ થઉં."

"તમે હવે કાંઇ પરાયા માણસ નથી. નંદરામ કાકા તમારી લાયકી સંબંધે ઘણી વાર મારી પાસે વાતો કરે છે." પ્રીતિએ જવાબ આપ્યો.

"તોપણ એમને કશું પૂછવાની હિંમત હું કરી શકીશ નહિ, માટે તમે જ એ વાત મને કહો."

"પણ હું કહું અને તમે મારી હાંસી કરો તો? અથવા મને ઘેલી કહો તો?"

"ઓહો!" સુમન હસીને બોલ્યો: "એવી તે એ કેવી વાત છે? હવે તો હું તે સાંભળવાને અધીરો બનું છું."

"ત્યારે, સાંભળો. ફોરાસ રોડપરના મકાનમાંથી તમે મારો અને નંદરામ કાકાનો બચાવ કર્યો ત્યારથી તે તમારા પક્ષપાતી બન્યા છે અને એમ બોલ્યા કરે છે કે જો અત્યારે સન્મુખરાય અહીં હોય તો તમને પોતાના જમાઇ–" પ્રીતિથી આગળ બોલી શકાયું નહિ. તેના ગાલ ઉપર લજ્જાને લીધે લાલી ચડી આવી.

સુમન મૌન જ રહ્યો. બે–પાંચ–દશ મિનિટ ચાલી ગઇ પણ ને કશું બોલ્યો નહિ. બન્ને જણ જૂદા જૂ. વિચારમાં પડ્યાં હતાં. સુમન એવા વિચારમાં પડ્યો હતો કે પ્રીતિ જેવું રત્ન જો પોતાને પ્રાપ્ત થાય તો પોતે પોતાના ભાગ્યનો આભાર માનવો કે નંદરામનો આભાર માનવો? પ્રીતિ એવા સંશયમાં પડી ગઈ કે શું એ વાત

સુમનને પસંદ નહિં હોય? અથવાતો શું એ માંગણી કરવામાં આવતાં તે આનાકાની કરશે? સુમન કાંઇ વાત કાઢે તો સારૂં એવું પ્રીતિના અધીરા મનને થવા લાગ્યું. છેવટે સુમને પોતાનું મૌન્ય તોડયું અને કહ્યું: "નંદરામ કાકાનો અભિપ્રાય મેં જાણ્યો, પરન્તુ તમારો અભિપ્રાય હજી તમે મને ન કહ્યો!"

"વડીલોની અવગણના કરવા જેટલી શક્તિ તમે મારામાં ક્યારે પણ જોઇ છે?" પ્રીતિએ આડી રીતે જવાબ આપ્યો.

"પણ એ જવાબમાંએ તમે તમારો મનોભાવ તો છુપાવ્યો જ."

"મારો મનોભાવ? બહુ શાણા છો હોં!" એટલું કહી પ્રીતિએ મંદ સ્મિત કરીને આડે જોયું. એકાએક વિજળીની બત્તીઓ સળગી અને સાંજના આછા અંધકારમાં પ્રકાશ વિસ્તર્યો. "ચાલો, આજે બહુ મોડું થયું; નંદરામ કાકા રાહ જોઈ રહ્યા હશે." એમ કહી પ્રીતિ આગળ ચાલી. વિચારતરંગોમાં અટવાતો સુમન તેની પાછળ પાછળ દોરાયો.

---

## પ્રકરણ ૨૩ મું.

### આમંત્રણ.

"અહોહો! મોહિની બ્હેન! દશ–બાર દિવસથી તમારાં તો બિલકુલ દર્શન જ ન થયાં, એ તો બહુ નવાઇની વાત! શું કયાંય બહારગામ ગયાં હતાં, બિમાર હતાં કે કાંઇ ઉપાધિમાં પડ્યાં હતાં?" પ્રીતિએ મોહિનીને પોતાના ઓરડામાં આવતી જોઇને હર્ષ સાથે સ્મિત કરતાં પૂછ્યું.

મોહિનીએ એવા જ હર્ષ સાથે ઉત્તર આપ્યો: "તું શું અનુમાન કરે છે, પ્રીતિ ?"

"હું તો ધારૂં છું કે તમે બહારગામ ગયાં હશો; નહિતો જો તમે ગામમાં હો તો મને મળવા આવ્યા વિના રહો એવું હું માનું જ નહિ !"

"તારૂં અનુમાન ખરૂં છે બ્હેન ! હું બહારગામ ગઇ હતી. તું જાણે છે ને હમણાં મને એક નવું ભૂત વળગ્યું છે. ગરીબ લોકોની સ્થિતિ સુધારવાને બનતું કરવા માટેનું કાર્ય મેં અમારી ભગિનીસમાજ તરફથી મારે માથે ઉપાડી લીધું છે."

"એટલે એ કામ માટે જ શું તમે બહારગામ ગયાં હતાં ? તો પછી મને કહ્યું હોત તો હું સાથે આવત. આપણુ બન્નેને ઠીક મજાહ પડત અને વળી તમારા કામમાં હું કાંઇક મદદગાર પણ થાત." પ્રીતિએ જણાવ્યું.

"મારે અચાનક જવાનું થયું એટલે તને કે સુમનલાલને કોઇને તે વિષે ખબર આપી શકાઈ નહિ. મારી સાથે જાનકીબાઇ હતાં એટલે કામના બોજાની તો ચિંતા નહોતી; પરન્તુ કાંઇક શ્રમ પડવાથી મારૂં શરીર નબળું પડી ગયું લાગે છે. રાત્રે તાવ પણ આવ્યો હતો."

"મુસાફરીના થાકથી જ તાવ આવ્યો હશે; પણ હવે તો સારૂં છે ને ?"

"બરાબર ઠીક નથી, તોપણ ઘણા દિવસથી તને મળી નથી, એટલે આવી છું. હવે બે-ચાર દિવસસુધી મારાથી તને મળવા આવી શકાશે નહિ." મોહિનીએ જણાવ્યું.

"તમે મુંબઇમાં હો અને બે ચાર દિવસસુધી ન મળો, તે

પછી મને ચેન ન પડે."

"તો પછી એક બે દિવસ સાંજે ચાહને વખતે મારે ત્યાં આવજે, એટલે પછી આપણે મળી શકીશું અને બે ઘડી નિરાંતે બેસીશું." મોહિનીએ દરખાસ્ત કરી.

"એ ઠીક છે. તમારે બિમાર શરીરે અહીંસુધી આવવાની તસ્દી લેવાની જરૂર નથી. હું જ પોતે તમારી પાસે આવીશ. બરાબર સાંજે બાર વાગ્યે આવું તો ?"

જરા વિચાર કરીને મોહિની બોલી: "મારો ચાહનો વખત પાંચ વાગ્યાનો છે; બરાબર એ વખતે આવીશ, તો ઠીક પડશે."

"ભલે, બરાબર પાંચ વાગ્યે આવીશ." પ્રીતિએ જણાવ્યું.

* * * * *

બીજે દિવસે સુમનલાલને મોહિની તરફથી નીચે પ્રમાણે પત્ર મળ્યો.

મુંબઈ તા. ૨૫ મી.

"મી. સુમનલાલ—

"ઘણા દિવસથી આપણો મેળાપ થયો નથી, તેથી કદાચ તમે માનતા હશો કે હું મુંબઈમાં જ નહિ હોઉં; અને ખરેખર, તેમ જ હતું. છેલ્લા દશ દિવસમાં હું પૂના અને અમદાવાદ ખાતે અમારી 'ભગિનીસમાજ' તરફથી ગરીબ મજુરોની સ્થિતિની વિશેષ તપાસ કરવાને ગઈ હતી. મુંબઈના મીલ મજુરોની સ્થિતિની કરૂણાજનક વાર્તા અને તેઓના દુઃખનિવારણની યોજનાનો મારો લેખ તમોએ વર્તમાનપત્રો ઉપર મોકલી આપેલો તે મેં વાંચ્યો છે અને તમોએ લીધેલા શ્રમ માટે હું તમારો આભાર માનું છું. પરન્તુ પૂના અને અમદાવાદના મજુરોની કથા કરતાં કોઈ પણ રીતે ઓછી કરૂણાજનક નથી એ વર્ગની સ્થિતિ સુધારવાને માટે પહેલાં હું જેવડું ક્ષેત્ર જોતી

હતી, તે કરતાં ઘણું વિશાળ ક્ષેત્ર અસ્તિત્વ ધરાવે છે એવું હવે મારા સમજવામાં આવ્યું છે. એ ક્ષેત્રમાં મારાથી બનતું કાંય બજાવવાની જિજ્ઞાસાને હું જરા પણ થોભાવી શકતી નથી અને મને માફ કરશો કે એ કાર્યમાં તમોને તસ્દી આપ્યા વિના હું એકલી એમાંનું કાંઇ પણ કાર્ય કરી શકીશ નહિ. હું આશા રાખું છું કે તમારા નિત્યના ઉદાર અને પરોપકારી સ્વભાવ મુજબ તમે મને આ કાર્યમાં અવશ્ય બનતી સહાય આપશો.

"મુસાફરીના થાકથી હું જરા બિમાર છું, એટલે આ બધી વિગત મેં તમોને પત્રમાં લખી છે; નહિતો હું જાતે તમને મળવા આવત અને સઘળી વાત કહેત. હવે મારે આ બધો વૃત્તાંત—અમદાવાદ અને પૂનાનો વૃત્તાંત વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ કરાવવો છે અને તે કામ ઉતાવળે બને તો વધારે સારૂં એવી મારી ઇચ્છા છે. હું બિમાર હોવાથી સ્વસ્થતાપૂર્વક એ સઘળું લખી શકું તેમ નથી અને તેથી એ તસ્દી હું તમને આપવા ચાહું છું. તેથી આજે સાંજે સાડાચાર વાગતાં હું તમારી રાહ જોઇશ અને આશા રાખું છું કે તમે અવશ્ય વેળાસર આવશો. મેં કરેલી નોંધ ઉપરથી હું તમને ટુંકી નોંધ કરાવીશ અને તે માટે તમને વધારે વખત થોભવું પડશે નહિ. આશા છે છે કે આ આમંત્રણનો અસ્વીકાર થશે નહિ.

"તમારી તરફના ઉત્તરની રાહ જોઉં છું.

"લી. શુભેચ્છક મોહિની."

સુમનલાલ પત્ર વાંચીને કાંઇક આનંદ તથા આશ્ચર્યમાં પડ્યો. એક તરૂણ સ્ત્રી લોકોપકારનું કેવું સુંદર કામ કરી રહી હતી, તે વિષેની કલ્પનામાં તે મુગ્ધ બન્યો હતો. એ પવિત્ર કાર્યમાં મોહિનીને બનતી સહાય કરવી એ તેને પોતાની ફરજ જણાઇ અને તેથી તુરત જ તેણે

જવાબ લખી કાઢયો જેમાં બરાબર સાડાચાર વાગે મોહિનીને ત્યાં જવાનું આમંત્રણ તેણે ઉત્સાહભેર સ્વીકાર્યું હોવાનું જણાવ્યું હતું.

મોહિનીનું વ્યક્તિત્વ હવે વાચકથી છૂપું રહ્યું નથી. શ્યામસમાજની પ્રપંચમાળાનો જ આ એક મણકો હતો એવું કહી બતાવવાની હવે કાંઇ ખાસ જરૂર રહેતી નથી. બરાબર સાડાચાર વાગે સુમનને આવવાનું લખીને અને પાંચ વાગે પ્રીતિને આવવાનું આમંત્રણ આપીને તેણે જે બાજી રચવા ધારી હતી, તેની જ આ શરૂઆત માત્ર હતી. સુમન તરફનો જવાબ મોહિનીને બપોર પછી બે વાગતાં મળી ગયો એટલે તેને અત્યંત આનંદ થયો. અત્યારસુધી તો તેની બધી યોજના બરાબર પાર ઉતરી હતી. પોતાના દિવાનખાનામાં તેણે કોચ, ખુરશીઓ, ટેબલો, વગેરેની ગોઠવણુ નવેસરથી કરાવી–એવી રીતે કરાવી કે જેથી એ ગોઠવણુ તેને પોતાના કાર્યમાં મદદ કરનારી થઇ પડે. એક ચાકરડીને બોલાવીને તેને કેટલીક સૂચના આપી. દિવાનખાનામાં એક વિજળીક ઘંટડી ગોઠવેલી હતી તે એવી રીતે ગોઠવો કે જેથી તેમાં વિજળીનો પ્રવાહ દાખલ થતાં અવાજ થાય નહિ પણ તેની તરફ જોઇ રહેનારના સમજવામાં આવે કે ઘંટડી અવાજ કરવા માટે કમ્પી રહી છે! આ ગોઠવણુ તેણે પોતાની ચાકરડીને સમજાવી અને એક બે વાર અખતરો કરીને જોયું કે બહારથી વિજળીનું બટન દાબવામાં આવવાથી ઘંટડીનો અવાજ નહિ થવા છતાં તે અવાજ કરવા માટે કમ્પે છે. આ ગોઠવણુ બરાબર પાર ઉતરે તેના ઉપર જ મોહિનીની પ્રપંચલીલા પાર ઉતરવાનો આધાર હતો તેથી તેણે ફરી ફરીને ચાકરડીને સમજુતી આપી અને તેને દાદરા પાસે પડેલી બેંચ ઉપર સાંજ પડતાંસુધી બેસી રહેવાનું ફરમાવ્યું.

ચાર વાગ્યા એટલે મોહિનીએ સઘળી ગોઠવણુ ફરીથી તપાસી

અને મનહરલાલને ત્યાં લાવીને તેને એ બધી ગોઠવણ સમજાવી. મનહરલાલે તેની યોજનાની પ્રશંસા કરી, કારણકે તેની કલ્પના પ્રમાણે એ યોજના અતિવિલક્ષણ અને આશાજનક હતી. મોહિનીને ધન્યવાદના બે શબ્દો કહીને તે ચાલ્યો ગયો. સવાચાર વાગ્યા.

હવે મોહિનીના પાઠની ભજવણીની શરૂઆત થઇ ! તે દિવાનખાનામાંથી ઉઠીને પોતાના સૂવાના ઓરડામાં ચાલી ગઇ તથા પલંગ ઉપર પડી. પરન્તુ સૂતાં સૂતાંએ તેની દૃષ્ટિ તો સામેના ઘડીયાળના કાંટા ઉપર જ સજ્જડ ચોંટી રહી હતી. એટલામાં સાડાચારનો એક ડંકો ઘડીઆળમાં વાગ્યો અને દાદર ઉપર કોઇ ચડતું હોય એવો અવાજ સંભળાયો. મોહિની પડખું ફેરવીને નિરાંતે સૂઇ રહી હોય એવી રીતે સૂતી. સુમન દાદર ઉપર દેખાયો એટલે ચાકરડી વિનયપૂર્વક બેંચ ઉપરથી ઉઠી ગઇ.

---

## પ્રકરણ ૨૪ મું.

---

### કપટ-લીલા.

"કેમ ? મોહિનીબાઈ દિવાનખાનામાં બેઠાં છે કે ?" સુમને આવતાં વાંત ચાકરડીને પ્રશ્ન કર્યો અને ઉત્તરને માટે તે બે ક્ષણ થોભ્યો.

ચાકરડી બોલીઃ "ના, બાઇસાહેબની તબીયત જરા નરમ છે તેથી તે સૂવાના ઓરડામાં છેઃ તમે દિવાનખાનામાં બેસો, એટલામાં હું તેમને ત્યાં મોકલું છું." એમ કહીને ચાકરડી મોહિનીના સૂવાના ઓરડા તરફ ચાલી, એટલે સુમન ધીમે પગલે ચાલીને દિવાનખાનામાં ગયો.

મોહિનીના દિવાનખાનાના ફર્નિચરની રચના ઘણી મનોરમ હતી. સુમન મુંબઇનાં શ્રીમંત કુટુંબોમાં બહુ ફર્યો નહોતો, તેથી આવે જે કોઇ સ્થળે તે જઇ ચડતો તે સ્થળે તેને કાંઇ ને કાંઇ નવીનતા દેખાતી. આ સૌંદર્યનો ઉપાસક તે નવીનતાનું નિરીક્ષણ કરવામાં મુગ્ધ બનતો. એક ઈટાલિયન કારિગીરીની 'વીનસ' દેવીની આરસની અખંડ મૂર્તિ એ દિવાનખાનામાં હતી, તે તરફ સુમનનું ધ્યાન સૌથી પહેલાં ખેંચાયું. દેવીના ચહેરાપરનો નિર્દોષ તથા સરળ ભાવ કોતરવામાં કારીગરે એટલી કુશળતા વાપરી હતી કે તેની કુશળતા કોઇ ચિત્રકાર પીંછીમાં કે કવિ પોતાની કવિતામાં ઉતારી શકે કે કેમ તે માટે શંકા રહેતી હતી. એ ભાવે, એ માધુર્યે અને છેલ્લે એવા કળાકૌશલ્યની ઉપાસિની મોહિનીના સુંદર ચારિત્ર્યે સુમનને વિચારમુગ્ધ બનાવ્યો, એટલામાં તો પાછળથી મોહિનીએ આવીને સસ્મિત વદને તેના ખભા ઉપર હાથ મૂકીને પૂછ્યું: "શું જોઇ રહ્યા છો?"

"ઓહો! તમે આવ્યાં છો? શું હજી તમારી તબીયત બરાબર નથી? હું તો આ મૂર્તિ કોતરનારનું કૌશલ્ય નિહાળતો હતો." સુમને ઉત્તર આપ્યો.

મોહિની લથડતે અવાજે આસ્તે આસ્તે બોલી: "હજી મારી તબીયત સારી થઇ નથી. જરા કાંઇ વાંચું છું કે માથું ચડી આવે છે અને સૂઇ જવાનું મન થાય છે. હજી અર્ધો કલાક પહેલાં જ હું સૂઇ રહી હતી, એટલામાં ચાકરડીએ આવીને કહ્યું કે તમે આવ્યા છો, તેથી હું અહીં આવી."

"જો હજી તમારૂં શરીર બરાબર સારૂં નથી, તો પછી આ કામ બે દિવસ પછી કરવાનું ઠરાવવું જોઇતું હતું—એટલી બધી શી ઉતાવળ હતી?" સુમને સલાહ આપી,

"નહિ, નહિ, મિસ્તર સુમનલાલ ! એવાં કામો કરવામાં વિલંબ કરવો ન જ જોઇએ. તે માટેની મારી અધીરાઈ કદાચ તમને કોઇ વાર આશ્ચર્ય ઉપજાવશે. મારા મનમાં હમેશાં એવું થયાં કરે છે કે એવાં કામો રખડતાં–રસળતાં થવાં જોઇએ નહિ, પરન્તુ ચીવટથી અને જેમ બને તેમ ઉતાવળે થવાં જોઇએ, નહિતો આપણી સગવડ જોવા જતાં બિચારા ગરીબોની કેટલી બધી અગવડો વધી જાય ? જેઓ માત્ર પોતાની સગવડ જોઇને જ લોકોપકારનું કામ કરી શકે તેઓ કશું પણ કરી શકે નહિ એમ હું માનું છું. પોતાનાં સુખ–સગવડનો ભોગ આપ્યા વિના પારકાં દુઃખો દૂર કરી શકાતાં નથી." એમ કહીને એક મખમલની ગાદી જડેલી મોટી ખુરશી ઉપર મોહિની એકદમ બેસી ગઈ અને બોલી: "માફ કરજો હોં, તમે હજી બેઠા નથી, તે પહેલાં હું બેસી જઉં છું, કારણકે મારાથી વધારે વાર ઊભા રહી શકાતું નથી. તમે આ 'સોફા' પર બેસો, પછી આપણે આપણા કામનો આરંભ કરીએ."

સુમન સોફાપર બેઠો. તેણે પોતાના ગજવામાંથી નોટબૂક અને પેન્સીલ કાઢયાં. મોહિનીએ પાસેના મેજનું ખાનું ખેંચીને તેમાંથી પોતાની ડાયરી કાઢી અને તે ઉઘાડી. તેમાંનાં કેટલાંક પાનાં ઉથલાવીને તે બોલી: "જુઓને, મી. સુમનલાલ ! ગઇ ૧૩ મી તારીખે હું અને જાનકીબાઈ સૌથી પહેલાં અમદાવાદ જઇ પહોંચ્યાં. અમદાવાદ શહેરના વિસ્તારના પ્રમાણમાં ત્યાં મીલો તથા કારખાનાં પુષ્કળ છે એટલે મજુરોનો નિવાસ ઘણો મોટો છે, પરન્તુ આપણા મુંબઇમાં મજુરોનું હિત જાળવનારી થોડી સંસ્થાઓ છે તેવી સંસ્થાઓ ત્યાં નથી, એટલે તેઓના લાભો પૂરી રીતે જળવાતા નથી. ત્યાંના શેઠીઆઓ તો લગભગ આપણા જેવા જ છે. મજુરોનાં સુખસગવડ તરફ કે તેમનાં

બચ્ચાંની કેળવણી તરફ ધ્યાન આપવાની પોતાની ફરજ હોય એવું થોડું સમજે છે એટલે એ દિશાએ બન્ને શહેરોના મજુરો સરખી સ્થિતિમાં છે. વારૂ, આટલું મેં કહ્યું તેની નોંધ તમે કરી લીધી ?"

"હા, એ નોંધ કરી લીધી."

"એટલી ઝડપથી તમે લખી શકો છો ?"

"છાપાવાળાઓ ટૂંકાક્ષરી ભાષામાં ગમે તેટલી ઝડપથી લખી શકે."

"હું સમજી. વારૂ, હવે આગળ ચાલો. અમદાવાદમાં મુંબઇ જેટલી મોંઘવારી નથી, તેમ જ મુંબઇ કરતાં મજુરીના દર ઓછા મળે છે, એટલે જે સ્થિતિ મુંબઇના મજુરોની છે તેજ સ્થિતિ નાણાંના સંબંધમાં અમદાવાદના મજુરોની પણ છે. તેઓમાં ઘણા આળસુ, વ્હેમી અને મોજશોખની વૃત્તિવાળા હોઇને હાથમાં પૈસા આવતાં તુરત ખર્ચી નાંખે છે અને પછી ધીરધાર કરનારા પઠાણો તથા વાણીયાઓના હાથમાં જઇ પડે છે. એક વાર તેઓ કરજમાં લપટાય છે, પછી તેઓ તેમાં વધારે ને વધારે સપડાય છે અને વધારે ને વધારે દુઃખી થાય છે. તેઓનાં બાળકો સાત કે આઠ વર્ષની વયનાં થાય છે ત્યારથી તેઓને મજુરીમાં દોરી જવાને તેઓ લલચાય છે તેનું કારણ એ હોય છે કે એ રીતે તેઓ વધારે કમાણી કરીને પોતાની કરજદારીમાંથી મુક્ત થઇ શકે. તેઓને માટે કેળવણીની સગવડ કરી આપવામાં આવે તોપણ તેઓ તેનો લાભ લેતા નથી તેનું કારણ તેઓની વધારે કમાણી કરવાની લાલચ હોય છે." એટલું કહેવાથી થાકી જઇને મોહિનીએ થોડી વાર વિરામ લીધો. તેની નજર પોતાની ડાયરીમાંથી સંકેતસૂચક ઘંટડી તરફ વારંવાર જતી હતી, પરન્તુ ઘંટડી હજી સ્થિર જ હતી—કંપતી નહોતી.

મોહિની જરા ઉઠી અને બારણા પાસે જઇ તેણે ચાકરડીને આજ્ઞા

ફરી: " લેમન-આઇસના બે ગ્લાસ લાવ જોઇએ." તે પાછી ફરી અને સુમનના સોફા તથા પોતાની ખુરશીની વચ્ચે પડેલા આરસના ટેબલને અઢેલીને ઊભી. પછી ડાયરી ઉઘાડીને પુનઃ તે બોલવા લાગી:

" દારૂના વ્યસને બધે સ્થળે મજુરોના સર્વસ્વની ખુહારી કરી નાંખી છે. એથી એકલા મુંબઈમાં જ નહિ, પણ અમદાવાદમાં અને પુનામાં પણ એકસરખો ત્રાસ મચી રહ્યો છે અને હું ખરૂં કહું છું, મી. સુમનલાલ! જ્યાંસુધી આપણે મજુરોને મિતાહારી નહિ બનાવી શકીએ ત્યાંસુધી આપણે મજુરોનાં બાળકોને કેળવીશું, મજુરોને માટે સુખાકારીવાળી ચાલીઓ બાંધીશું, તેઓને કરજદારીના બોજામાંથી છોડાવવા યત્ન કરીશું કે તેઓને નીતિને માર્ગે ચલાવવા માટે ભાષણો આપીશું તે સઘળું મિથ્યા છે!" પણ તુરત મોહિનીએ જોયું કે પ્રીતિ આવવાની વેળા થઇ ગઇ હતી અને સંકેત પ્રમાણે ચાકરડીએ બટન દાબવાથી ઘંટડી અવાજ કર્યા વિના થરથર કમ્પી રહી હતી! તે આવેશમાં આવીને બોલી: " અરે હું શું કહું, મી. સુમનલાલ! એક બનાવ મેં અમદાવાદમાં સાંભળ્યો તેથી તો મારૂં કાળજું કંપી ઉઠ્યું! એક વ્યસની પિતાએ દારૂ પીવાને માટે પૈસા નહિ હોવાથી ઘરમાં તોફાન કરી, સ્ત્રીને છરાથી ઘાયલ કરીને પોતાની બાર વરસની કુંવારી છોકરીને સાથે લીધી અને પછી બે રૂપીયાને માટે એ છોકરીને પોતાના એક મિત્રને ઘેર અઠવાડીયાને માટે ગીરો મૂકી! તે બે રૂપિયા તેણે દારૂમાં ઉડાવી દીધા અને એક અઠવાડીયામાં એ બિચારી નિરાધાર છોકરીની પરાયે ઘેર જે દુર્દશા થઇ તેનું વર્ણન કરતાં મારૂં હૃદય—" એટલું બોલતાં મોહિની વ્યાકુળ બન્યા જેવી ગઇ ગઇ! તેણે પોતાની છાતીપર હાથ મૂકયો! તે આગળ બોલી નહિ પણ તે કાંઇક ગભરાતી હોય તેવી દેખાઈ અને બોલી: " હું ગભરાઉં છું, મી. સુમનલાલ!

મારો જીવ ટૂંકો ટૂંકો થઇ જાય છે ! હમણાં–હમણાં–હું બેભાન–થઈ–", એટલું બોલતાં તો તે ટેબલપરથી લથડી ! સુમને હાથમાંથી નોટબુક ફેંકી દીધી અને તે એકદમ ઊભો થયો તથા નીચે તૂટી પડતી મોહિનીને તેણે પોતાનાં બાહુમાં ઝીલી લીધી ! હમણાં ચાકરડી લેમન–આઇસ લઇને આવશે એવી આશાએ સુમન મોહિનીને પોતાના હાથમાં જ રહેવા દઇને સોફા ઉપર બેઠો—

—અને તે જ ક્ષણે પ્રીતિએ દિવાનખાનામાં આનંદભેર પ્રવેશ કર્યો ! પણ તેણે ત્યાં શું જોયું ? તેણે જે જોયું તેથી તેનું હૃદય ધબકવા લાગ્યું ! પોતાના પ્રિયતમ સુમનના બાહુદ્વયમાં મોહિનીનો દેહ પડેલો હતો અને સુમન તેના વદન તરફ કાંઇક આતુર દૃષ્ટિએ જોઇ રહ્યો હતો ! એ દૃશ્ય જોવાનું તેનાથી ખમાયું નહિ ! તે સ્તબ્ધ ઊભી રહી–એક પણ ડગલું આગળ વધી નહિ ! સુમનની દૃષ્ટિ પ્રીતિ તરફ ગઇ નહોતી; તિરસ્કારભરી દૃષ્ટિ કરીને પ્રીતિ ત્યાંથી જ પાછી વળી ગઇ !!!



## પ્રકરણ ૨૫ મું.

### તૂટી પડેલું હૃદય.

મોહિની અને સુમનને વિલક્ષણ સ્થિતિમાં બેઠેલાં જોઇને પ્રીતિના સરળ હૃદય ઉપર જે સખ્ત આઘાત થવા પામ્યો હતો, તેની અસર પ્રતિક્ષણે વધવા જ લાગી. મોહિનીના અનીતિમાન વર્તન પ્રત્યે તેને જે કાંઇ તિરસ્કાર ઉત્પન્નથયો તે કરતાં ઘણો જ વધારે તિરસ્કાર તેને પોતાના પ્રિયતમ ઉપર–સુમનલાલ ઉપર ઉત્પન્ન થયો હતો. જેની નીતિ ઉપર



—અને તે જ ક્ષણે પ્રીતિએ દિવાનખાનામાં પ્રવેશ કર્યો! પણ તેણે ત્યાં શું જોયું? તેણે જે જોયું તેથી તેનું હૃદય ધબકવા લાગ્યું! ( પૃષ્ઠ ૧૩૪ )

પોતાને અનુપમ શ્રદ્ધા હતી, જેની વિદ્વત્તાને માટે તેના હૃદયમાં ઘણું ઉંચું માન હતું, જેના ડહાપણમાં પોતે એક જરા સરખી પણ ચૂક કદાપિ જોઇ શકતી નહિ અને જેના પ્રેમની પવિત્રતાને માટે તે અત્યાર-સુધી કેવળ નિશ્ચિંત હતી, તે સુમનલાલને મોહિની સાથે જ અનિષ્ટ આચરણ ચલાવતો જોઇને તેનું હૃદય એકાએક તૂટી પડે, તેમાં શું આશ્ચર્ય હોઇ શકે? પ્રેમીઓના મનમાં પ્રેમને માટે જે ઉચ્ચતમ લાગણી હોય છે, તેમાં તે પ્રેમની નિર્મળતા જ કારણીભૂત હોય છે. પ્રેમનું પાત્ર પોતાના પ્રિયતમ કે પ્રિયતમાના પ્રેમને અવિચળ સમજે છે અને તે જ કારણથી તેઓની પરસ્પર મંગલતા ચિરંજીવી તથા દૃઢીભૂત બને છે, પરન્તુ તે જ પ્રેમમાં જો તેઓને મલીનતાનો ભાસ જણાય છે, અર્થાત્ પ્રેમમાં વ્હેમ ઉત્પન્ન થાય છે, તો તે જ પ્રેમ ધિક્કારના રૂપમાં એકાએક બદલાઇ જવા પામે છે. પ્રીતિના સુમનલાલ ઉપરના પ્રેમની પણ આજે એ દશા થવા પામી હતી. પ્રીતિ સુમનલાલને પ્રેમપૂર્વક જોવાને બદલે હવે તેને ધિક્કારવા લાગી હતી!

મોહિનીને ત્યાંથી એકાએક પાછી ફરીને, બિલકુલ પાછું વાળી જોયા વિના તે નીચે ઉતરી, પોતાની મોટારમાં બેઠી અને સીધી ઘેર જ ચાલી. ઘેર આવતાં જ નંદરામે તેને ધુઆંપુઆં થએલી જોઇ, પરન્તુ તેમ થવાનું કારણ પૂછવાની તેને કાંઇ ખાસ અગત્ય જણાઇ નહિ. પ્રીતિ સીધી પોતાના દિવાનખાનામાં જઇને બેઠી. ગુસ્સે થએલી અને તરાપ મારવાની તૈયારી કરી ચૂકેલી પણ હજી તરાપ નહિ મારેલી એવી વાઘણની પેઠે નસકોરાં ફુલાવતી તે એક ખુરશીપર બેઠી. હાથ જરા લાંબો કરીને તેણે ટેબલ ઉપર કોણી ટેકાવી, તેથી શાહીથી ભરેલો ચાંદીનો ખડીઓ નીચે પડ્યો, પરિણામે તેની સફેદ રેશમી સાડી બગડી, છતાં તે તરફ તેણે જરાએ લક્ષ આપ્યું નહિ. તેનું એક લક્ષ માત્ર

સુમનની અદશ્ય મૂર્તિ ઉપર જ લાગેલું હતું, જે મૂર્તિના વિશેષ ધ્યાનથી તેના વદનપર ગુસ્સાની રેખાઓ વિશેષ ઉપસી આવતી હતી અને તેનાં નેત્રો વધારે રક્ત રંગને ધારણ કરતાં જતાં હતાં. એકાએક તેને સાંભર્યું અને તે ઉઠી. ટેબલની પાસે જ ચાંદીના ફ્રેમમાં મઢેલી સુમનની છબી હતી, તે તેણે દિવાલ ઉપરથી ખેંચી કાઢી અને ભોંયે પછાડી. પોતાની વર્ષગાંઠને દિવસે તેણે ભેટ આપેલું પુસ્તક તેણે હેતથી મેજના ખાનામાં રાખેલું હતું તે પણ બહાર કાઢીને ફેંકી દીધું !

"હવે એ નીચ ઉપરનો મારો ક્રોધ કેવી રીતે શમાવું ? બસ, હવે મારે તેને આ મકાનમાં આવતો બલકે કોઇ વાર મારી નજરે પણ આવતો બંધ કરવો જોઇએ ! એ કેવી રીતે જાણે કે હું તેને મારા ખરા અંતઃકરણથી ધિક્કારૂં છું ? એ કેવી રીતે સમજે કે માત્ર ખાલી ડહાપણભરી વાતોથી જ હું અંજાઇ જઉં તેવી નથી ?"

થોડી વાર વિચારમાં ને વિચારમાં તે દિવાનખાનામાં ટહેલવા લાગી. કાંઇ વિચાર આવવાથી તે ઓરડાની વચ્ચે જ ઊભી રહી. તે ધીમેથી બરબડી: "હવે વિલંબ કરવાની કે વિચાર કરવાની શી જરૂર છે ? બસ, એક પત્ર લખીને જ હું તેને જણાવી દઉં, કે તેણે મારા મકાનને પગથીએ પણ ચડવું નહિ અને તેનું કાળું મ્હોં પુનઃ મને કદાપિ બતાવવું નહિ."

આવેશમાં ને આવેશમાં પ્રીતિ ખુરશીને મેજની પાસે ખેંચી લઇ જઇને બેઠી. નોટપેપર કાઢીને તે ઉતાવળે લખવા લાગી:

મુંબઇ તા. ૨૫ મી.

" સુમનલાલ—

"હરામખોરોથી ઠગાવાનો અનુભવ મને ઘણો મળ્યો છે, છતાં તમારી જાતના હરામખોરોથી ઠગાવાનો અનુભવ મને નહોતો મળ્યો.

મારી માતાને એવો અનુભવ મળ્યો હતો, છતાં તે મને ન સાંભર્યો, તેને પરિણામે હું ઝેરી સર્પના દરમાં હાથ નાંખી પસ્તાઇ છું; છતાં પ્રભુનો આભાર માનું છું કે હજી મારૂં સર્વસ્વ બચ્યું છે.

"આ પત્ર તમને મળે તે ક્ષણથી તમારે સમજી લેવું કે તમારી સાથેની મારી મિત્રતા–ઓળખાણ કશું હવે રહ્યું નથી. તમારે મારા મકાનને પગથિયે પણ ચડવું નહિ, તેમ જ કોઇ પ્રસંગે તમારૂં કાળુ મ્હોં મને બતાવવું નહિ.

"તમારા શરમીંદગીભરેલા ચહેરાની છબીથી મારા દિવાનખાનાને અપવિત્ર બનાવવા માટે હું ખિન્ન થઉં છું. તે છબીને કદાચ મેં બાળી નાંખી હોત, પણ તે તેના ખરાબમાં ખરાબ સ્વરૂપમાં તમારી નજરે પડે તેથી મારા વૈરને તૃપ્તિ મળશે.

"તમારૂં પુસ્તક પણ ભલે મારી નજર આગળથી દૂર જ થાય.

"લી. પ્રીતિ."

પત્ર લખીને પ્રીતિએ એક પરબીડીઆમાં બંધ કર્યો અને પુસ્તક તથા છબીને છિન્નભિન્ન કરી નાંખીને એક જાડા કાગળમાં બાંધી તે ઉપર સીરનામું કર્યું. તેમ કરતાં પણ તેનું અંતર્ ઉંડાણમાંથી બળવા લાગ્યું. તેને ખેદ થવા લાગ્યો. એક વાર જેને સંપૂર્ણ હૃદયથી ચાહેલો જેની સાથે લગ્ન કરવાને પોતે આતુર–અધીરી બની ગએલી, જેને પોતાને ઘેર આવેલો જોવાને તે હરક્ષણે તત્પર બનતી, તેની સાથેનો સંબંધ માત્ર એક જ ઝટકાથી તોડી નાંખતાં અંતર્ કેમ આનાકાની કર્યા વિના રહે? પરન્તુ પ્રીતિએ જે કાંઇ સ્વદૃષ્ટિથી જોયું હતું તે ઉપર તે અવિશ્વાસ કેમ રાખી શકે? એકાંતમાં, મનોહર સ્થળમાં એ યુવક–યુવતીને એક બીજાના બાહુપાશમાં લપેટાતાં પ્રીતિએ ખુલ્લી આંખે જોયાં હતાં, પછી કોઇ વાતની ન્યૂનતા જ રહેની નહોતી! મનને જરા

પણ ડગવા દીધા વિના—ચળ વિચળ બની જતા હૃદયને દૃઢીભૂત બનાવવાને તેણે બીજે દિવસે સ્હવારમાં જ એ પત્ર તથા પૅકેટ એક ચાકરની સાથે 'સુપ્રભાત' પત્રની ઓફીસમાં સુમનલાલ ઉપર મોકલી આપ્યાં.

* * * * *

વેળા થતાં સુમનલાલ ઓફીસમાં આવ્યો. આવતાં જ તેણે પોતાના મેજપર પોતાના નામનો પત્ર પડેલો હતો તે ઉપાડ્યો. સીરનામાના અક્ષરોને ઓળખી જતાં તેને એક ક્ષણની પણ વાર લાગી નહિ. તે અક્ષરો પોતાની પ્રિયતમાની નાજુક કરાંગુલિઓથી જ લખાએલા હતા તેવી મનોરમ કલ્પનાનો સ્પર્શ મગજના તંતુઓને થતાં જ તેના રોમે રોમે હર્ષ વ્યાપી ગયો. પત્રની સાથે એક પૅકેટ પણ પડેલું જોઇને વળી તેને વિશેષ હર્ષ થયો. તેણે ઉમંગભેર પત્ર ફોડ્યો અને તેમાંથી પત્રરૂપી વિષધર સર્પ બહાર સરી પડ્યો તે ઉપાડીને તેણે વાંચવા માંડ્યો!

માત્ર એક જ ક્ષણ! રોમે રોમે વ્યાપેલા હર્ષને સ્થાને વિષનો સંચાર થઈ ચૂકયો. જેમ જેમ તે એક પછી એક શબ્દ વાંચવા લાગ્યો તેમ તેમ તેનું મગજ ભ્રમવા લાગ્યું અને હૃદય જોરથી ધડકવા લાગ્યું. પત્ર પૂરો કરતાં તો તેનું આખું શરીર પ્રસ્વેદથી ભીંજાઇ ગયું અને મગજની અસ્વસ્થ સ્થિતિથી કદાચ પોતે બેભાન બની પડી જશે એવી ભીતિથી તે એકદમ ખુરશીપર બેસી ગયો.

લમણે હાથ મૂકીને પત્રના એકે એક શબ્દનો વિચાર કરતો કિંકર્તવ્યવિમૂઢ બનીને ઘણી વારસુધી તે ત્યાં ને ત્યાં જ સ્થિર બેસી રહ્યો. **પ્રીતિ**ના આકસ્મિક કોપનું કે તેના પ્રેમના ભંગનું કારણ તે બિલકુલ સમજી શકયો નહિ—કલ્પી શકયો નહિ. ગઇ કાલે **મોહિની**ને ત્યાં જે બનાવ બન્યો હતો તે **પ્રીતિ**એ જોયો હતો એવું સુમન જાણતો નહોતો. તે પ્રપંચથી અનભિજ્ઞ હતો. **મોહિની**એ મોટી કળાકુશળતાથી

એ પ્રસંગને પૂરો કર્યો હતો. તે બેભાન બની જવાનો ઢોંગ કરીને સુમનના શરીર ઉપર જાણી જોઇને લથડી પડી, કે તુરત જ સુમને લાંબા હાથ કરીને તેને પોતાના બાહુદ્વયમાં ઝીલી લીધી હતી. તે સોફા ઉપર થોડીએક ક્ષણ મોહિનીને એમ જ રહેવા દઇને બેસી રહ્યો, દર્મિયાનમાં પ્રીતિ આવી, એ દૃશ્ય જોઇને ચાલી ગઇ હતી! બેભાન બનેલી ચતુર મોહિનીના ધ્યાનમાં એ સર્વ પ્રકાર હતો. પ્રીતિ ગઇ કે તરત જ તે ધીમે ધીમે આળસ-મરડીને સુમનના હાથમાંથી ઉઠી-આઘી ખસી-એક આરામખુરશીપર બેઠી. એટલામાં તો સંકેતની પૂર્ણાહુતિરૂપે ચાકરડી આઇસ-લેમન લઇને આવી. તે પીને મોહિની જરા સ્વસ્થ થઇ. સુમને પણ એક પ્યાલો પીધો. ક્ષણેક આરામ લઇને મોહિની બોલી: "મી. સુમનલાલ! આ સમયે તમે હતા, તો બહુ સારૂં થયું હો! નહિતો આવેશમાં અને વળી માંદગીમાં હું બેભાન બની નીચે પડી હોત તો મારૂં માથું કે હાથ-પગ અવશ્ય કુટાઇ જવા પામ્યાં હોત!" સુમન બોલ્યો: "જો તમારૂં શરીર આટલું બધું નબળું હતું, તો તમારે બહુ આવેશમાં નહિ પણ શાન્ત મગજથી બોલવું જોઇતું હતું, અથવાતો આવી નોટ્સ મને લખાવવાનું તબીયત સારી થવા ઉપર મુલતવી રાખવું જોઇતું હતું. તમે બહુ નાજુક લાગણીવાળાં છો, એટલે આવા હૃદયભેદક વૃત્તાંતોથી બહુ ઉશ્કેરાઇ જાઓ છો. આગળ પણ તમારી આ લાગણીની ઉશ્કેરણી મેં જોઇ છે." "એ બન્યું તે બની ગયું: હવે તો આગળ લખવાનું મુલતવી જ રાખવું પડશે. મારૂં મગજ બહુ તપી ગએલું લાગે છે." એ ઉપસંહાર સાથે મોહિનીએ એ પ્રસંગ પૂરો કર્યો હતો એટલે સુમનના મનમાં જરા શંકાને પણ સ્થાન રહેવા પામ્યું નહોતું!

જે વખતે સુમન અહીં વિચારના વમળમાં ગુંચાયો હતો અને

પ્રીતિનું હૃદય પ્રેમના ભંગથી તથા તિરસ્કારથી તૂટી પડ્યું હતું, તે વખતે મોહિની હીંચકાપર હીંચતી પોતાના પ્રિયતમ મનહરલાલને હસતે વદને કહી રહી હતી કે "છેવટે આપણી યુક્તિ પાર પડી છે! સુમન અને પ્રીતિનો સંબંધ તૂટી ગયો છે!"

---

## પ્રકરણ ૨૯ મું.

---

### નંદરામની મુંઝવણ.

એક, બે, ચાર, આઠ દિવસ ચાલ્યા ગયા, પરંતુ સુમન પુનઃ પ્રીતિને ઘેર આવ્યો નહિ, તેમ જ તેટલા વખતમાં મોહિની તરફના કશા સમાચાર પણ પ્રીતિને મળ્યા નહિ. તેમ બનવાનું કારણ પ્રીતિ સારી પેઠે જાણતી હતી. સુમનને પોતે જ પત્ર લખીને આવતો અટકાવ્યો હતો અને મોહિનીને તેની ચાકરડીએ પોતે જોએલા બનાવની ખબર આપી હશે એટલે તે મળવા આવવાની હિંમત નહિ ધરી શકતી હોય એમ પ્રીતિ જાણતી હતી. ઘરમાં અન્ય કોઇના સહવાસ વિના અને પહેલાં સુમન સાથેના પરિચયથી તેને જે આનંદ મળતો હતો તે લુંટાઇ જવાથી પ્રીતિ હમેશાં ઉદાસ રહેતી હતી અને તેનું અંતર્ બળ્યા કરતું હતું. એકાએક થએલી આ વિકૃતિ નંદરામના સમજવામાં આવી હતી, પરન્તુ એ વિકૃતિનું કારણ તે જાણતો નહોતો. એકાદ વાર તેણે સહજ પ્રીતિને પૂછ્યું: "બ્હેન ! તું આમ ગભરાએલા જેવી કેમ દેખાય છે?" પ્રીતિએ તેનો "અમસ્થી" એટલો જ ટૂંકો જવાબ વાળ્યો, એટલે નંદરામ સમજ્યો કે પોતાનું અંતઃકરણ ખુલ્લું કરવાની તેની મરજી નહિ હોય. એક વાર તેણે પ્રીતિને પૂછ્યું:

"હમણાં સુમનલાલ કેમ બિલકુલ આવતા નથી?" પ્રીતિએ ભ્રૂકુટી ચડાવીને ઉત્તર આપ્યો: "શી ખબર, ક્યાંય બહારગામ ગયા હશે એટલે નહિ આવતા હોય." આ જવાબ આપવાની પ્રીતિની રીતિ ઉપરથી નંદરામે અનુમાન કર્યું કે બન્નેની વચ્ચે કાંઈ અણગમાનો પ્રસંગ ઊભો થયો લાગે છે; પરંતુ એ જુવાન કુમારિકાને નંદરામ તે વિષે કાંઇ પૂછી શકયો નહિ. એક પછી એક દિવસો જવા લાગ્યા.

પરંતુ બીજી બાજુએ નંદરામની મુંઝવણ વધતી જતી હતી અને પ્રીતિ તેમાંનું કશું જાણતી નહોતી—એ બાળાને નહિ મુંઝાવા દેવા માટે નંદરામે તેને કશું જાણવા દીધું જ નહોતું. જ્યારથી સુમન આવતો બંધ થયો હતો, ત્યારથી કેટલાક બદમાશો જૂદા જૂદા પ્રકારના વેશમાં સજ્જ થઈને પ્રીતિના મકાનની આસપાસ ફરતા હતા. કોઇ વાર તેમાંનો કોઇ કાંઈ કામનું બહાનું કાઢી મકાનમાં દાખલ પણ થઈ જતો હતો, પરંતુ નંદરામ એવી ચોક્કસાઇથી રહેતો હતો કે તેઓને પોતાની યુક્તિમાં આગળ વધવાનો અવકાશ મળે નહિ. એક વાર એક અજાણી બાઇ કાંઇ વિચિત્ર કારણ બતાવીને પ્રીતિને મળવાને આવી હતી, પરંતુ નંદરામે તેને જૂદી જૂદી જાતના સવાલો પૂછીને એવી ગભરાવી મેલી કે તેને પ્રીતિને મળ્યા વિના જ પાછા ફરવું પડયું. આ પ્રમાણે પુનઃ શ્યામસમાજનાં કાવતરાં શરૂ થવાથી નંદરામ દિવસે દિવસે વધારે મુંઝવણમાં પડતો હતો.

એક વાર નંદરામ પોતાના ઓરડાની બારીએ ઊભો ઊભો રસ્તાપર નજર કરી રહ્યો હતો, એટલામાં તેના જોવામાં આવ્યું કે રસ્તાની સામી બાજુએ આવેલાં મકાનોની હારમાંના એક ઉંચા મકાનની બારી-માંથી કોઇ બે માણસો આંખે ઓપેરા ગ્લાસ—દૂરબીન ચડાવીને પોતાની સામે તથા પ્રીતિના દીવાનખાનાની બારીઓ સામે તાકીને જોઇ રહ્યા

હતા. તેઓની એ ચેષ્ટા ઉપરથી એક ક્ષણમાં નંદરામની ખાત્રી થઇ કે તેઓ શ્યામસમાજમાંના બદમાશો જ હોવા જોઇએ. નંદરામ આડી નજરે તેઓની ચેષ્ટા જો । કેટલીક વારસુધી ઊભો રહ્યો. પેલા માણસો થોડી થોડી વારે દૂરબીન ઉતારીને માંહોમાંહે ધીમી વાતો કરતા હતા અને પુનઃ મકાન તરફ તાકીને જોઇ રહ્યા હતા. ઘરમાં નોકર ચાકરોની. રસોઇયાની, પ્રીતિની અને નંદરામની જે કાંઇ હીલચાલ થતી અને બારીઓમાંથી તે દેખાતી તે સઘળું બારીક નજરે તેઓ જોઇ રહેતા હતા અને રોજ બે-ત્રણ-ચાર કલાકસુધી તેઓની પ્રવૃત્તિ ચાલુ રહેતી હતી. નંદરામે ત્રણ દિવસસુધી તેઓની એ ચેષ્ટા જોઇ અને તેના મનની મુંઝવણ વધવા લાગી. શ્યામસમાજનો ત્રાસ પુનઃ ચાલુ થએલો જોઇને તેને વિચાર થયો કે એ બાબત પ્રીતિને ચેતવણી આપવાની જરૂર હતી, પરન્તુ પુનઃ તેણે વિચાર્યું કે એથી તે બિચારી વધારે ગભરાશે અને તેની માઠી અસર તેની તંદુરસ્તી ઉપર થશે. નંદરામે પ્રીતિને એ વિષે કશું કહ્યું નહિ, પણ તે પોતાના મનમાં બહુ મુંઝાવા લાગ્યો.

વળી બે દિવસ વીતી ગયા. સ્હવારમાં ન્હાઇ ધોઇને ચાહ પીધા પછી પોતાના ઓરડાની બારી ઉઘાડતાં જ પેલા બન્ને બદમાશોનાં પૂર્વવત્ દર્શન તેને થયાં અને તેનું મ્હોં ઉતરી ગયું. દશ વાગતાંસુધી તેણે પોતાના ઓરડામાં આમથી તેમ ફર્યા જ કર્યું અને પછી તેણે જમી લીધું. પુનઃ તે પોતાના ઓરડામાં આવ્યો અને ખુરશીપર બેસી એક કલાકસુધી તેણે વિચાર કર્યો. એ વખતે સામેના મકાનમાં પેલા બદમાશો નહોતા. બરાબર બાર વાગ્યા કે તુરત તેઓ પુનઃ બારીમાં આવ્યા અને પૂર્વવત્ જોવા લાગ્યા. ગભરાએલા નંદરામે ઉઠીને બારી બંધ કરી વાળી અને તે પોતાના ઓરડાની બહાર નીકળ્યો. પ્રીતિ એ વખતે જમીને પોતાના સૂવાના ઓરડામાં આરામ લેતી હતી. તેને

મળ્યા વિના જ નંદરામ એક સાંકડી ઓરડીમાં આવ્યો અને બારીઓ ઉઘાડી તેણે ખુલ્લા પ્રકાશને અંદર આવવા દીધો. તેણે ઓરડોમાં ચોમેર નજર કરી. એ ઓરડીમાં માત્ર બે વસ્તુઓ હતી અને તે સન્મુખરાયની એક સુંદર મોટી ઓઇલ-પેઇન્ટીંગ છબી તથા તેની સામે એક ઝોલા ખુરશી હતી. છબીને દિવાલ ઉપર મજબૂત રીતે જડી લેવામાં આવી હતી. નંદરામે તે છબીને ચોમેરથી તપાસી અને પછી તે સામેની ઝોલા ખુરશી ઉપર તે બેઠો કે તુરત જ ખુરશી નીચી નમી હીંચકો આપવા લાગી, તે સાથે જ દીવાલમાં જડી લીધેલી પેલી છબી ઉંચે ચડવા લાગી અને પાછળ દિવાલમાં બેસાડેલી તીજોરી દેખાવા લાગી!

ખુરશીપર બેઠાં બેઠાં નંદરામે એ તીજોરી ખોલી અને તેમાંથી સીસમના લાકડાની બનાવેલી એક મજબૂત લંબચોરસ પેટી કાઢી. ઘણી જ કાળજીથી તેણે એ પેટીને સઘળી બાજુએથી તપાસી અને તીજોરીનો ખૂણેખૂણો પણ જોયો. તીજોરી આબાદ રહી હતી અને તેમાંની પેટી પણ બરાબર હતી, એ જોઇને નંદરામને સંતોષ થએલો જણાયો. તેણે એ પેટીને બહાર જ રહેવા દઇને તીજોરી બંધ કરી. ત્યારપછી તે ખુરસીપરથી ઉઠી ગયો એટલે દીવાલમાં જડેલી છબી પુનઃ નીચે ઉતરીને એ તીજોરીની આડે પહેલાંની પેઠે જ બરાબર ગોઠવાઈ ગઈ! પેટીને ઉંચકીને તે ઓરડીના બહાર નીકળ્યો અને ઓરડીને તાળું મારી તેણે બંધ કરી દીધી.

નંદરામે એ પેટી ખસેડવાનો ઇરાદો રાખ્યો હતો કે કેમ તે વિષે ઘરમાં કોઈ જાણતું નહોતું. નંદરામે એ વિષે પ્રીતિને પણ જાણ કરી નહોતી. ઘરમાંના નોકર-ચાકરે તેમ જ પ્રીતિએ એ પેટી પૂર્વે કોઇ વાર જોઇ પણ નહોતી! એ પેટી લઇને નંદરામ પોતાના ઓરડામાં પાછો આવ્યો અને બારી ઉઘાડીને તેણે આસપાસ નજર કરી, તો

સામેના મકાનની સઘળી બારીઓ બંધ થએલી દેખાઈ. જરા પણ વિલંબ કર્યા વિના તેણે શોફરને મોટાર તૈયાર કરવાનો હુકમ આપ્યો અને પોતે કપડાં પહેરવામાં ગુંથાયો.

માત્ર પાંચ જ મિનિટમાં મોટાર તૈયાર થઇ અને નંદરામ પણ કપડાં પહેરીને સજ્જ થયો. પેટીને તેણે એક મોટા ટુવાલમાં બાંધી લીધી અને તુરત તે વજનદાર પેટીને ઉંચકીને તે મકાનની બહાર નીકળ્યો. બારણા પાસે જ મોટાર ઊભી હતી, તેમાં તેણે એ પેટી મૂકી અને પછી આસપાસ નજર કરી. નજીકમાં કોઇ શકદાર માણસ દેખાયું નહિ. સત્વર તે મોટારમાં બેઠો અને શોફરને મોટાર ચલાવવાનો તેણે હુકમ આપ્યો.

શોફરે પ્રશ્ન કર્યો: "ક્યાં જવું છે?"

નંદરામે ધીમેથી ઉત્તર આપ્યો: "બંદર તરફ ચલાવ."

શોફરે મોટાર ચલાવી, પરંતુ પાંચેક મિનિટ આગળ ગયા પછી નંદરામે પાછું વળીને જોયું કે પોતાની પાછળ એક મોટાર આવતી હતી અને તેમાં પેલા બે બદમાશો જ બેઠા હતા!! પણ નંદરામે પોતાની મોટારને પાછી નહિ વાળતાં આગળ ચાલવા જ દીધી!

## પ્રકરણ ૨૭ મું.

### પેટી દરિયામાં!!!

નંદરામે ભૂલ કરી? જ્યારે તે જાણતો હતો કે શ્યામસમાજના છૂપા જાસુસો મકાનની આસપાસ ફર્યા કરે છે, એટલું જ નહિ પણ બદમાશોએ બરાબર સામેનું મકાન ભાડે રાખીને ઘરની અંદરના સઘળા

બનાવો જાણી લેવાની ગોઠવણ કરી છે, ત્યારે નંદરામે એ સીસમની પેટીને ગુપ્ત તીજોરીમાંથી ખસેડવા માટે બહાર જ કાઢવી જોઈતી નહોતી શું ? તેણે શું એવો ઇરાદો રાખ્યો હશે કે દરિયા માર્ગે કોઈ અજાણ્યા ગામડામાં કે વગડામાં ગુપચુપ જઇને એ પેટી દાટીને આવવી ! જો તેનો એવો જ ઇરાદો હોય તો તેણે એ પેટીની માલેક પ્રીતિને શું જણાવવું જોઇતું નહોતું ? એ ગમે તેમ હો, પરંતુ 'સુવર્ણ-પ્રતિમા' નંદરામને પ્રાણ કરતાં પણ વધારે પ્રિય હતી. પ્રીતિને તે જેટલી પ્રિય હતી, તેથી જરા પણ ઓછી પ્રિય તે નંદરામને નહોતી, ત્યારે તેણે આ શું કર્યું ? તેની મતિમાં કાંઈ વિકાર તો ઉત્પન્ન નહિ થયો હોય ? સોનાનું આકર્ષણ વાચકો સમજે છે !

આગળ નંદરામની મોટોર અને પાછળ બદમાશોની ભાડુતી મોટોર વેગથી ચાલવા બંદર તરફ ચાલી. ભાડુતી મોટોર એટલે ? ખાનગી માલકીની મોટોર કરતાં તેનો વેગ વધારે સમજવો ! ખાનગી મોટરના શોફરને માર્ગમાં સરકારે નક્કી કરેલા વેગના નિયમ પ્રમાણે મોટોર ચલાવવી પડે છે, કારણકે કાયદાનો ભંગ કરવા માટે તેના મનમાં કાંઇક ભય-સંકોચ-શેઠની પ્રતિષ્ઠા જવાની બીક રહેલી હોય છે: પરંતુ ભાડુતી મોટોરવાળા માગે તે કરતાં બમણા દામ આપ્યા, એટલે તે શહેરની અંદર પણ કાયદાથી દોઢી-બમણી ઝડપે પોતાની મોટોર ચલાવતો ! કોર્ટમાં જઈને અને દંડ ભરીને તેઓ એટલા રીઢા બનેલા હોય છે કે પૈસાની અંધારી આગળ તેમની નજર બંધ થઇ જાય છે ! આથી નંદરામની મોટોર ઘેરથી વહેલી નીકળી હોવા છતાં માત્ર થોડી મિનિટમાં બદમાશોની મોટોર તેની નજીક આવી પહોંચી અને ઠેઠ બંદર આવતાંસુધી તે તેની પાછળ ને પાછળ રહી.

બંદર આવતાં નંદરામ મોટોરમાંથી ઉતરી પડ્યો અને ગભરાયા

જેવા બન્નીને ક્ષણભર તે ત્યાં જ સ્થિર થઇ ગયો. બદમાશો જરા દૂર મોટોરમાંથી ઉતર્યા એટલે મોટોર ચાલી ગઈ. નંદરામ હાથમાં પેટી લઇને દરિયા તરફ ચાલ્યો અને બદમાશો તેની પાછળ ચાલ્યા. દરિયામાં ફરવા જવા માટેની એક સારી હોડી નંદરામે ભાડે કરાવી અને તે તેમાં બેઠો. બદમાશોએ પણ તેનું અનુકરણ કર્યું. આગળ નંદરામની હોડી અને પાછળ બદમાશોની હોડી ચાલવા લાગી. થોડેક દૂર ગયા પછી નંદરામે હોડીવાળાને સમજાવ્યું: "પેલા હરામખોરો મારી પાછળ પડ્યા છે અને મને તેઓ હેરાન કરવા માંગે છે, તેથી જો તું હોડી બહુ જ ઉતાવળે ચલાવીને મને તેનાથી એટલે દૂર લઈ જાય કે જ્યાંથી તે મને જોઇ શકે નહિ, તો હું તને મ્હોંમાંગ્યું ઇનામ આપીશ."

હોડીવાળો તે મુંગે મોઢે સાંભળી રહ્યો પણ તેણે હુંકારો ભણ્યો નહિ, એટલે નંદરામે એ જ મુજબ ફરીથી કહ્યું. હોડીવાળો બોલ્યો: "શેઠ સાહેબ! એમાં તો હોડી બહુ જોખમમાં આવી જાય; કદાચ પેલો પણ એવી ઝડપથી હોડી ચલાવે અને મારી હોડી સાથે અથડી પડે તો મારી હોડી ડૂબે અને આપણે જોખમમાં આવી પડીએ."

નંદરામે જવાબ આપ્યો: "તારી હોડીની જેટલી કીંમત થાય તેટલી હું તને અત્યારે તારા હાથમાં આપી દઉં—લે." એમ કહીને નંદરામે ગજવામાંથી નોટો કાઢી, પણ તુરત તેના ધ્યાનમાં આવ્યું કે કદાચ અભણ ખારવો નોટો નહિ લે, એટલે તેણે ગજવામાંથી મૂઠી ભરીને ગીનીઓ કાઢી હોડીવાળાના હાથમાં મેલી.

હોડીવાળાએ તે હાથમાં લેતાં પૂછ્યું: "પણ તમને તરતાં આવડે છે?"

"હા, મારા ઉચાટ તું ન કરીશ." નંદરામે ઉત્તર આપ્યો અને તત્ક્ષણ હોડી જોરથી ઉપડી. પાછળ પડેલી બદમાશોની હોડીને

કાંઇ સૂચના કરવાની જરૂર પડે તેમ નહોતું. તે પણ તેટલા જ વેગથી ઉપડી. એક કલાકસુધી એ શરત ચાલી, પણ પાછળની હોડી જરાએ દૂર પડી ગઇ નહિ તેમ જ તેનો ખારવો થાકેલો દેખાયો નહિ! છેવટે નંદરામની હોડીવાળો જ થાકયો અને બોલ્યોઃ "શેઠ સાહેબ! થોડી વારમાં હવે બન્ને હોડી અથડાઇ પડશે–કહો શો વિચાર છે?"

નંદરામ વિચારમાં પડ્યો. હોડીને અથડાવા દેવાનું જોખમ વહોરતાં પોતે તેમ જ ખારવાએ બન્નેએ હોડીમાંથી કૂદી પડવું જોઇએ અને જો તે એવું સાહસ કરે, તો પેલી વજનદાર પેટીને બચાવવાનું નંદરામથી બની શકે તેમ નહોતું. તે ગભરાયો અને ઉંડા વિચારમાં પડ્યો. હોડીવાળાના સવાલનો જવાબ તે આપી શકયો નહિ. તેણે ધાર્યું કે બદમાશો મારી પાછળ નહિ, પણ પેલી પેટી–સુવર્ણપ્રતિમાની મૂલ્યવાન્ પેટી લેવા માટે તેની પાછળ પડ્યા હતા! એ વિચાર આવતાં નંદરામ ઉશ્કેરાયો અને જાણે કે આ ઉપાધિથી તે તદ્દન કંટાળી ગયા હોય તેવી રીતે હોડીમાં ઊભો થયો અને પેટીને દરિયામાં ફેંકી દેતા ઉતાવળે બોલ્યોઃ "રત્નો બદમાશોને હાથ જાય, તે કરતાં રત્નાકરના ઉદરમાં સમાય તે જ ઠીક છે!"

પાછળના હોડીમાંના બદમાશોએ એ શબ્દો બરાબર સાંભળ્યા અને તેઓ ચિત્રવત્ સ્તબ્ધ બની ગયા! નંદરામે કંટાળીને આ કેટલું ગંભીર સાહસ કર્યું હતું, તે તેઓના ધ્યાનમાં આવી ગયું અને તત્ક્ષણ તેઓની હોડીની ગતિ ધીમી બની ગઈ! નંદરામ તો આગળ જ ચાલ્યો અને પેલી પેટી ક્યાં પડી હતી, તે સ્થળ બરાબર યાદ રાખવાને તેણે હોડીને થોભાવી. આસપાસ જોઇને ખારવાની મદદથી તેઓ તે સ્થળને ઓળખી લેવાનો યત્ન કરવા લાગ્યા, એટલે ખારવાએ કહ્યું: "સાહેબ! એ પેટી હાથમાં આવવાની આશા હવે આપ મૂકી દો, કારણકે થોડા

કલાકમાં તો તે મોજાંથી અને જુવાળથી ઘસડાતી કયાંય ચાલી જશે !"

"બસ ત્યારે શું એ પેટી ગઇ જ ?"

"હા, ગઇ જ ! જો તે હાથ આવી શકે એવું હોય, તો અમે આપને કહીએ જ નહિ; અમે પોતે એ વસ્તુ અર્ધા કલાકમાં કાઢી લઇએ."

બન્ને જણને એ વાત ખરી લાગી. હવે તેઓએ ત્યાંથી પાછા ફરવામાં જ ડહાપણ વિચાર્યું. નંદરામ એટલી વારમાં બહુ આઘે નીકળી ગયો અને જ્યારે તેણે જોયું કે બદમાશો પાછા ચાલ્યા ગયા છે, ત્યારે તે હોડીમાં જ તે પાછો ફર્યો.

આ બન્ને હોડીઓ વચ્ચે ચાલેલી દોડાદોડને કેટલાક કિનારાપર ઊભેલાઓ શરત સમજતા હતા. તેમણે એ બદમાશોને પૂછ્યું કે "શા માટેની સરત હતી ?" પણ તેઓ તેનો કશો જવાબ આપ્યા વિના ચાલ્યા ગયા, પણ નંદરામને પૂછવામાં આવતાં તેણે ખુલાસો કર્યો કે જાણીતી સુવર્ણપ્રતિમા કે જેને માટે વર્ષોથી તોફાન ચાલી રહ્યું છે, તે અત્યારે મેં મારે હાથે પાણીમાં ફેંકી દઇને પ્રીતિ તથા મારા ઉપરની આફતને ટાળી છે." લોકો આ સાંભળીને ચમકી ગયા. વિશેષ પૂછવામાં આવતાં નંદરામે આ બનાવની સઘળી વાત કહી અને તે મોટારમાં બેસી ઘેર ચાલ્યો ગયો.

* * * * *

બીજે દિવસે સ્હવારનાં વર્તમાનપત્રોમાં આ બનાવ વિગતવાર છપાયો, ત્યારે પ્રીતિએ જાણ્યું કે નંદરામે શું કર્યું હતું ! પણ શ્યામલાલને—શ્યામસમાજના મુખીને તો એ બનાવની ખબર, પ્રીતિ કરતાં પણ વહેલી મળી હતી અને તેથી હવે તેણે વિચાર કરવાને પોતાના બદમાશ મંડળને રાતોરાત બોલાવીને એકઠું કરવાનો હુકમ કર્યો હતો ! લોકો આ બનાવની વાત વાંચીને આશ્ચર્ય પામી ગયા હતા અને કેટલાક

ઓળખીતાઓ પ્રીતિને તેમ જ નંદરામને એ વિષે પૂછવાને તેને ઘેર ઉપરા ઉપરી આવતા હતા. નંદરામને પ્રીતિ પિતા તુલ્ય માનતી હતી, તેથી તેના આ કાર્યની સામે પ્રીતિએ વાંધો ઉઠાવ્યો નહિ, જોકે અંતરૂથી તેની એ પરમ પ્રિય વસ્તુ જવાથી તેનું મન બળ્યા વિના રહ્યું નહિ. જે કોઇ એ વિષે તેને પૂછતું તેનો છેલ્લો જવાબ તે એવો આપતી હતી કે: "હશે, ધનની ખાતર રોજનો હાય–સોસવાટ થતો હતો તે ગયો તેથી હું ખુશ થઇ છું! નંદરામ કાકાએ એ ઠીક જ કર્યું!"

## પ્રકરણ ૨૮ મું.

### ભ્રમમાં નાંખવાની યુક્તિ.

પેટી દરીયામાં પડી તે જ રાત્રે શ્યામસમાજના બદમાશોની સભા મળી. આજ વર્ષોથી જે વસ્તુ મેળવવાને એ આખું મંડળ હીકમતો ઘડ્યા કરતું હતું, તે વસ્તુ આજે દરિયાને તળીયે જઇ બેઠી હતી, તેથી તેમનો સઘળો શ્રમ અને તે પાછળ ખર્ચેલું સઘળું ધન વ્યર્થ ગયું હતું! આ બનાવને લીધે સૌનાં મ્હોં નિસ્તેજ બની ગયાં હતાં અને કેટલાક તો નિરાશ બનીને એ મંડળનો ત્યાગ કરી કોઇ બીજે ધંધે લાગવાના વિચારમાં પડ્યા હતા. કેટલાક નંદરામના સાહસથી ચકિત બની ગયા હતા અને માંહોમાંહે તે વિષયની જ વાતચીતમાં હતા. જે બે બદમાશો નંદરામની પાછળ પડ્યા હતા, તેઓનો વૃત્તાંત સૌ કોઇ આશ્ચર્ય અને નિરાશાની લાગણી સાથે સાંભળતા હતા. શ્યામલાલ પણ શાન્ત ચિત્તે એ સઘળું સાંભળતો હતો અને વિચારમાં લીન બનતો હતો.

એક મુસલમાને કહ્યું: "આ વાત સાંભળ્યા પછી મને લાગે છે કે આપણી વર્ષોની મહેનત પાણીમાં ગઇ છે. આપણી ખંતથી એ મૂર્તિ પ્રીતિને પચી નથી કે આપણા હાથમાં પણ આવી નથી. હવે આપણે કાંઇ કરવા જેવું રહે છે?"

"હવે વળી શું કરવું? દરિયામાં એ પેટી પડી છે પણ મોજાંમાં તે ક્યાંની ક્યાં ઘસડાઇ જશે, એમ અમને ખારવાએ કહ્યું હતું. એટલે દરિયામાં તપાસ કરાવવામાં પણ કશો લાભ રહેલો નથી." નંદરામની પાછળ પડેલાઓમાંના એકે કહ્યું.

મોહિની બોલી: "સુવર્ણપ્રતિમા તો ગઇ, આપણને તેની પાછળ પુષ્કળ ખર્ચ કરવું પડયું છે, માટે કોઇ પણ રીતે પ્રીતિની પાસેથી એકાદ સારી રકમ કઢાવવી જોઇએ."

"કેવી રીતે કઢાવવી?"

"તેને પજવીને જ! અત્યારે પ્રીતિની પાસે કોઇ સલાહકાર નથી, કારણ કે સુમન અને તેની વચ્ચે વિરોધ કરાવવામાં આપણે ફત્તેહમંદ થયાં છીએ. એવી સ્થિતિમાં આપણે પ્રીતિને અને નંદરામને હરકોઇ રીતે દબાવીને અવશ્ય કાંઇક મેળવી શકીશું." મોહિનીએ માર્ગ બતાવ્યો.

મનહરલાલ બોલ્યો: "તેમ થવું જ જોઇએ." એટલું બોલતાં તે આવેશમાં આવીને બોલ્યો: "અને મૂર્તિને દરિયામાં ફેંકી દેવા માટે નંદરામને સારી પેઠે શિક્ષા પણ કરવી જોઇએ."

એક જણે નવી સૂચના કરી: "પણ એમ શામાટે કરવું? પ્રીતિને એકવાર વધારે ફસાવીને કોઇ મેલાવડામાં બોલાવવી અને પછી તેના શરીરપરનું સઘળું ઝવેરાત લૂંટી લેવું એટલે સહેજે આપણને પાંચ-પચીસ હજારનો તડાકો પડી જશે. તે કામ જેટલું સહેલું પડશે તેટલું જ અઘરૂં પ્રીતિની પાસેથી એવડી રોકડી રકમ કઢાવવાનું કામ થઇ પડશે."

મનહરલાલે એ વાતને ટેકો આપતાં કહ્યું: " એ વાત પણ ઠીક છે. "

" પરન્તુ પ્રીતિને ફસાવીને કોઇ સારા મેલાવડામાં બોલાવવી એ કામ સહેલું નથી. અનેક વાર ફસાવાથી તે ચતુર બની ગઇ છે અને કોઇ પણ અજાણ્યા માણસ ઉપર એકદમ વિશ્વાસ રાખતી નથી. તો પછી તેને આપણે ધારેલે સ્થળે લાવવાને શી યુક્તિ કરવી ?" મોહિનીએ પ્રશ્ન કર્યો.

" તેમાં તમારી જ કાંઈ યુક્તિ કામે લાગશે. "

" નહિ, નહિ, હું તો તેને ત્યાં જઇ શકું તેમ નથી. સુમન અને પ્રીતિની વચ્ચે વિરોધ પડાવવાને જે યુક્તિ મેં કરી હતી, તેથી હું પ્રીતિની પાસે જઇ શકું નહિ." મોહિનીએ ઉત્તર આપ્યો.

સૌની એ બધી વાતો સાંભળી રહ્યા પછી શ્યામલાલ બોલ્યો: " તમે સઘળાં એવી વાતો કહો છો કે જાણે તમારામાં કાંઇ જ ઉંડી સમજણ ન હોય, અથવાતો તમારામાં આ મંડળના સભાસદ થવાની યોગ્યતા જ નથી. "

સૌ આશ્ચર્યથી શ્યામલાલની સામે જોઇ રહ્યાં અને કોઇના મુખમાંથી એક શબ્દ પણ નીકળી શક્યો નહિ. થોડીએક ક્ષણ દીવાના પ્રકાશમાં સૌની સામે નજર કરીને શ્યામલાલ બોલ્યો: " નંદરામ જેટલો ચતુર છે, તેટલી પણ ચતુરાઇ તમારામાં નથી એ જોઇને મને ખેદ થાય છે. જરા વિચાર કરો, નંદરામે તમને ભ્રમમાં નાંખવાને એક ભારે યુક્તિ રચી છે. "

" એટલે ?" બે ત્રણ જણાએ સામટો પ્રશ્ન કર્યો.

" એટલે એમ કે જે પેટી તેણે દરિયામાં નાંખી દીધી છે તેમાં સુવર્ણ-પ્રતિમા નહોતી ! તે એક બનાવટી પેટી હતી અને જોકે તેને પ્રીતિના મકાનમાં એક ગુપ્ત સ્થળે રાખી હતી, તોપણ તેમાં કાંઈ જ નહોતું !" શ્યામલાલે કહ્યું.

"તમે એ શા ઉપરથી જાણ્યું ?" મનહરલાલે પ્રશ્ન કર્યો.

"સહેજ ઊંડી બુદ્ધિથી અનુમાન કરવાથી પણ સમજી શકાશે કે માઈ કથન ખરૂં છે. આપણા માણસો જોઈ શકે એવી રીતે એ પેટી દ્વારમાંથી કાઢી એ શું સૂચવે છે ? આપણા માણસો ઓપેરા ગ્લાસમાંથી મકાનની અંદર નજર કરતા હતા એ નંદરામ જાણતો હતો. છતાં તેણે પેટી ખસેડવાનો યત્ન કર્યો, તે માત્ર આપણા માણસોને આડે માર્ગે દોરવા માટે જ ! હવે એ લુચ્ચાની યુક્તિ તમારાથી સમજાય છે ?"

આ સાંભળીને સૌનાં અંતરનાં દ્વાર ઉઘડી ગયાં ! નંદરામની યુક્તિ સૌના સમજવામાં આવી. એ કીંમતી વસ્તુને નંદરામ હાથે કરીને ગુમાવવાની હિંમત ધરી શકે નહિ, માટે તેણે આ માત્ર યુક્તિ જ કરી હોવી જોઈએ, એવું હવે સૌના ધ્યાનમાં આવી ગયું. શ્યામલાલના કથનનો કોઈ પણ પ્રતિકાર કરી શક્યું નહિ—પ્રતિકાર કરવા જેવું જ કશું હતું નહિ !

મોહિની બોલી: "એ વાત ખરી છે—અક્ષરશઃ ખરી છે. આપણને ભ્રમમાં નાંખવાની એ યુક્તિ જ નંદરામે કરી હોવી જોઈએ; માટે આપણે એક ક્ષણ પણ વિલંબ કર્યા વિના એનો પીછો પકડવાનું ચાલુ રાખવું જોઈએ અને તેને બતાવી આપવું જોઈએ કે આપણે તેની યુક્તિને પામી ગયા છીએ."

શ્યામલાલ બોલ્યો: "હું પણ એમ જ કહું છું. આપણે જરા પણ નિરાશ થવું જોઈતું નથી અને નંદરામને નિરાશા બતાવવી જોઈતી નથી. આપણા પ્રયત્નોને આપણે બિલકુલ છોડી દેવા જોઈએ નહિ."

નિરાશાની વચ્ચે એકત્ર થએલું મંડળ પુનઃ આશાના ઉત્સાહમાં

આવી ગયું. સૌનાં વદન આનંદથી ચમકવા લાગ્યાં અને સૌ ચિત્ર-વિચિત્ર યુક્તિઓ વિષે વાતચીત કરતા વેરાયા.

* * * * *

મનુષ્યના વર્તન ઉપરથી તેનું હૃદય તથા હૃદયનો મર્મ પારખી લેવાની શ્યામલાલની ચતુરાઇએ જે અનુમાન કર્યું હતું તે સંપૂર્ણ રીતે ખરૂં હતું. નંદરામે ભારે મોટી હીકમત ચલાવી હતી. જ્યારથી તેણે જાણ્યું હતું કે બદમાશો પોતાના મકાનની દેખરેખ રાખી રહ્યા છે ત્યારથી તેણે એ બદમાશોને ભુલાવામાં પાડવાનો યત્ન શરૂ કર્યો હતો. તેણે બે-ત્રણ દિવસની અંદર જ ઘણી ગુપ્ત રીતે મકાનની અંદર ગુપ્ત તીજોરી તૈયાર કરાવી હતી અને તેના ઉપર સન્મુખરાયની છબી ગોઠવી હતી. આ હીકમત તેણે પ્રીતિને પણ જાણવા દીધી નહોતી. દીવાલની અંદર તીજોરી ગોઠવવાનું કામ પ્રીતિ જાણતી હતી, પણ એ તીજોરીને આવી યુક્તિથી ગુપ્ત રાખવાની હતી અને ગુપ્ત રાખ્યા છતાં બદમાશો જુએ તેવી રીતે તેમાંથી પેટી કાઢીને તેને ખસેડવાની હતી એ યોજના નંદરામે પ્રીતિને જણાવી નહોતી. બદમાશોને ભ્રમમાં નાંખીને પોતાનો પીછો પકડતાં અટકાવવાને તેણે જે યુક્તિ રચી હતી તે યુક્તિ ઠેઠસુધી બરાબર રીતે પાર પડી હતી, પરંતુ શ્યામલાલની ઉંડી વિચારશક્તિએ તેની યુક્તિને નકામી બનાવી દીધી હતી ! બીજા દિવસનું પ્રભાત થયું અને એક બાજુએ વર્તમાનપત્રોમાં સુવર્ણપ્રતિમા દરિયામાં ગરક થયાનો વૃત્તાંત આવ્યો, ત્યારે બીજી બાજુએ શ્યામસમાજના પૂર્વપરિચિત બન્ને બદમાશો સામેના જ મકાનની બારીઓમાં ઓપેરા-ગ્લાસ હાથમાં રાખીને ચોમેર દૃષ્ટિ કરતા નંદરામના જોવામાં આવ્યા ! તેઓને પુનઃ ત્યાં જોતાં જ નંદરામના પેટમાં ફાળ પડી ! પોતાની યુક્તિને તેઓ સમજી ગયા હશે કે શું, એવું અનુમાન તેનું મગજ કરવા લાગી ગયું

અને એ દિવસની અંદર જ એ અનુમાન ખરૂં પડ્યું !

શ્યામસમાજની એક નનામી ચિઠ્ઠી પ્રીતિના સીરનામા ઉપર ટપાલમાં આવી. તેમાં લખ્યું હતું કે "પ્રીતિ ! સુવર્ણ-પ્રતિમાને તું કે નંદરામ ગમે તે રીતે છુપાવો, પરંતુ અમે તેને અમારા કબ્જામાં લીધા વિના રહેવાના નથી જ ! સુવર્ણપ્રતિમાની બનાવટી પેટીને નંદરામે ભલે દરિયામાં ફેંકી દીધી, પરન્તુ તેથી અમે કાંઈ ભ્રમમાં પડી જવાના નથી પરંતુ યાદ રાખજે કે જેમ જેમ એને છુપાવવાને નંદરામ વધારે યત્ન કરે છે, તેમ તેમ તારા ઉપરનું અમારૂં વૈર વધારે સપ્ત બનતું જાય છે અને તેનું વધારે માઠું પરિણામ તને પોતાને ભોગવવું પડશે !"

પ્રીતિ આ ચિઠ્ઠી વાંચીને આશ્ચર્યથી મુગ્ધ બની ગઇ. તે ચિઠ્ઠી લઇને તે એકદમ નંદરામ પાસે ગઇ અને તેના હાથમાં ચિઠ્ઠી મૂકીને તે બોલી: "કાકા ! આ ચિઠ્ઠામાં શું લખ્યું છે ? તમે દરિયામાં ફેંકી દીધી, એ સુવર્ણપ્રતિમાની શું બનાવટી પેટી હતી ? ખરી સુવર્ણ-પ્રતિમા શું હજી આબાદ હશે ?"

નંદરામે આસ્તેથી કહ્યું: "હા, બ્હેન ! એ દુષ્ટોને ભ્રમમાં નાંખવાને મેં એ યુક્તિ રચી હતી અને તે ઠેઠસુધી પાર પણ પડી હતી, પણ કોણ જાણે શાથીએ એ દુષ્ટો મારી યુક્તિને પામી ગયા છે અને આપણા માથાપરની આફતો પુનઃ ચાલુ થવાનાં ચિન્હો દૃષ્ટિગોચર થાય છે !"

પ્રીતિએ દયાજનક વદને જોયું કે વૃદ્ધ નંદરામની આંખોમાં આંસુ ઉભરાઈ આવ્યાં હતાં.

# પ્રકરણ ૨૯ મું.

## ઉજાણીનો આનંદ.

મુંબઇ એક એવું ધામધુમવાળું શહેર છે કે તેના વતનીઓને મન ગામડાનો આનંદ એ એક અમૂલ્ય વસ્તુ હોય છે. રેલ્વે ટ્રેનનો એમને એટલો પરિચય હોય છે કે ખટારામાં બેસીને ધૂળવાળા ચીલાપર આસપાસનાં લીલાંછમ ખેતરો જોતાં જોતાં જવું એનો આનંદ તેમને મન અનુપમ થઇ પડે છે. ઉંચી હવેલીઓ અને માળના માળ ચડવાનો તેઓને એટલો કંટાળો આવેલો હોય છે કે તેઓને નાનાં ઝુંપડાંઓમાં થોડી વાર રહીને આરામ લેવાનું મન થાય છે! સ્વાભાવિક રીતે એ ગીચ શહેરમાં દરેક માણસને એટલી સંકડાશ વેઠવી પડે છે કે કોઇ એકાન્ત સ્થળમાં, મહાદેવના કે બીજા કોઇ મંદિરની સમક્ષ મોટું ચોગાન આવેલું હોય તો તેમાં દોડાદોડ અને રમતગમત કરવાની તેમને અત્યંત મજાહ પડે છે! આ બધો આનંદ મુંબઇના વતનીઓને ત્યાંની અત્યંત પ્રવૃત્તિવાળી જીંદગીમાંથી ક્ષણભર મુક્તિ મેળવવા માટે ભોગવવાનું મન થાય છે, ત્યારે ગામડાંના વતનીઓને મન મુંબઇ એ અલકાપુરી થઇ પડે છે!

રવિવારે કે બીજા કોઇ તહેવારને દહાડે આ પ્રકારનો આનંદ શોધનારાં અનેક કુટુંબો મુંબઇમાંથી ગામડાંની સહેલગાહ કરવાને નીકળી પડે છે. કોઈ મિત્રમંડળીઓ પણ એવો આનંદ શોધવાને મુંબઇથી દૂર નીકળી પડે છે. આજે એવી જ એક ઉજાણીમાં આવવા માટે પ્રીતિને તેની એક સખી નિમંત્રણ આપવા આવી હતી! તેની એ સખી તેની જ ન્યાતની હતી અને વળી ગાંધર્વ મહાવિદ્યાલયમાં સંગી-

તનો અભ્યાસ કરતી વેળાએ તેની સહાધ્યાયિની પણ હતી, એટલે ત્યાંથી બન્નેની વચ્ચે મિત્રતા જોડાઇ હતી. આ મિત્રતા અત્યંત ઉગ્ર નહોતી એટલે અઠવાડિયે પખવાડિયે કોઈ વાર પ્રીતિ અને સુનીતિનો મેળાપ થતો હતો, પરન્તુ ઉભયનો સખીભાવ હજી ટકી રહ્યો હતો. સુનીતિએ પ્રીતિની પાસે આવીને કહ્યું: "અમે કાલે વસઈની ઉજાણીએ જવાનાં છીએ અને રેલ્વેમાં નહિ પણ મોટાર કે ઘોડાગાડીઓમાં જવાનાં છીએ; તું જો આવે તો બહુ જ આનંદ પડે, તેટલા માટે હું તને ત્યાં લઇ જવા માંગું છું."

"જોને બ્હેન!" પ્રીતિ શોકાન્વિત વદને બોલી: "હું હમણાં બહુ જ ચિન્તામાં છું. મુંબઇથી દૂર નાસી જઇને આરામ લેવાનું મન થાય છે, પણ મારા ભાગ્યમાં આનંદ જ કયાં છે! મારા પર ઉપરા ઉપરી આફતો આવે છે, એટલે ઘરની બહાર નીકળતાં મારી હિંમત ચાલતી નથી."

"એમાં નાહિંમત થવા જેવું શું છે? ત્યાં કાંઇ બીક જેવું તો થોડું જ છે? આપણે સઘળાં ઓળખીતાં અને ઘરનાં જ માણસો જવાનાં છીએ. મારા બન્ને ભાઇઓ, ભાભીઓ, મારી નાની બ્હેન, મોટી બ્હેનનો ભાણો અને એકાદ બે જણ બીજાં એટલાં છીએ; કદાચ મારા ભાઇ એના બનેવીને પણ તેડી લાવે ખરા!"

"હેં? ચંદુભાઇ આવશે? એક દિવસ મને તે નાટકમાં મળ્યા હતા, તે હસીહસીને મારા સામે જ જોયા કરતા હતા."

"કાંઈ વાતચીત થઇ હતી કે?" સુનીતિએ પતિનું નામ સાંભળીને રોમાંચ અનુભવ્યો.

"હા, થોડી વાતચીત થઇ હતી. તે તો તારૂં વાંકું બોલતા હતા. કહેતા હતા કે ગાયન ગાતાં અને બજાવતાં આવડયાં પણ મેં તો તે

કોઇ દિવસ સાંભળ્યાં નહિ !" પ્રીતિએ કહ્યું.

"અલી બ્હેન ! એમની વાત સાંભળ તો ખરી ! રાત્રે નવરા પડીને ઓરડામાં આવે ત્યારે કહેશે કે હવે તું ગા અને હું બજાવું; એવું તે કાંઇ બનતું હશે ? મધરાતે ઘરની અંદર ગાઇએ બજાવીએ, એટલે પછી સસરાજી આપણો કેવો તોલ કરે ? અને તારી પાસે મારૂં વાંકું બોલતા હશે એ વાત પણ સાચી. પણ આ તો અવળી વાત ઉડી. તું વસઇની ઉજાણીમાં આવીશને ?"

"ઉજાણી કયે સ્થળે કરશો ?"

"મેં તો વસઇ જોયું નથી, પણ મારા ભાઇએ ત્યાંના ફીરંગીઓના મહેલના એક જૂના મકાનમાં જમણ કરવાનું ઠરાવ્યું છે. આસપાસ ઘણું જોવાનું અને ફળઝાડના બગીચા છે. કહે છે કે, ત્યાં સારી પેઠે શાંતિ મળે તેમ છે કારણકે બધીએ એકાંત છે. ત્યાંના કોઇ અમલદાર મારા પિતાજીના મિત્ર છે, તેમણે ત્યાં આપણા માટે સઘળી ગોઠવણ કરાવી રાખી હશે."

"પણ કોઇ પરાયા માણસો તો આપણી મંડળીમાં નહિ હોયને ?" પ્રીતિએ કાંઇક ભયાતુર બનીને પૂછ્યું.

"ના રે ના ! તને ત્યાં આવવા માટે હું આટલો બધો આગ્રહ કરૂં છું તેનું કારણ એ છે કે, તું જો આવે તો મને આનંદ પડે."

"તો આવીશ, પણ—"

"કેમ કહેતાં અચકાઈ ?"

"એક વાર નંદરામ કાકાને પૂછી જોઉં અને પછી તને જવાબ આપું."

"તો ભલે પૂછી જો !" સુનીતિએ જવાબ આપ્યો. પ્રીતિ તુરત જ ઉઠી અને નંદરામની પાસે ગઇ. નંદરામ તે વખતે પોતાના ઓરડામાં શાન્ત ચિત્તે બેઠો હતો. પ્રીતિએ તેને સઘળી વાત કહી. નંદ-

રામ તે સાંભળીને ઉંડા વિચારમાં પડ્યા અને છેલ્લે અકળાઇને બોલ્યો: "પ્રીતિ ! હવે તું નાની નથી; તારે દરેકે દરેક પગલું વિચારીને ભરવાનું છે. તું જાણે છે કે અત્યારે આપણે આફતોથી કેવાં ઘેરાઇ ગયેલાં છીએ; તે વખતે તું મારી પાસે ઉજાણીમાં જવા માટે રજા માંગવા આવી છે."

"હું આપણી ભયભરેલી સ્થિતિ જાણું છું, પરન્તુ આ ઉજાણીમાં માત્ર સુનીતિના કુટુંબનાં જ માણસો છે એટલે જવાનું મને મન થયું છે. ગામડામાં અને ખેતરોમાં ફરવાની મને બહુ હોંશ છે, તેથી હું તમારી રજા માંગવા આવી છું; છતાં તમે ના કહેશો તો હું નહિ જઉં." પ્રીતિએ ઓશિયાળી બનીને કહ્યું.

"હા બ્હેન ! હું તે જાણું છું." નંદરામે કાંઇક ઠંડા પડીને કહ્યું: "મુંબઇના ઘોંઘાટથી કાન બ્હેરા બની જવાથી ગામડાની શાંતિ અને આનંદ લેવાનું મને પણ મન થાય છે, પણ શું કરૂં ? મારી ફરજ મને મુંબઇ છોડવા દે તેમ નથી."

"એમ શામાટે કાકા ? સ્હવારે જઇને સાંજે પાછા ફરવાનું, તેમાં શું જોખમ છે ? જો તમે સાથે આવો તો બહુ સારૂં. આપણી મોટારમાં જ આપણે ત્યાં જઇશું અને વસઇનું સૃષ્ટિસૌંદર્ય આપણને બહુ આનંદ આપશે !"

"તને એકલીને તો ત્યાં જવાની રજા હું આપી શકું જ નહિ; તને ત્યાં જવાનું બહુ મન હોય તો ભલે; મારે પણ સાથે આવવું પડશે." નંદરામે જણાવ્યું.

એ પરવાનગી મેળવીને પ્રીતિ સુનીતિની પાસે પાછી આવી અને તેને વધામણીના ખબર આપ્યા. સુનીતિને તેથી આનંદ થયો અને તે ચાલી ગઇ.

* * * * *

બીજે દિવસે સ્હવારમાં જ મુંબઈમાંથી સૌ એકઠા સાથે વસઇ તરફ જવા માટે ઉપડવાનાં હતાં. આગલે દિવસે સાંજે રસોઇઆ અને ચાકરોને રસોઈની તથા રમત ગમતની સઘળી ગોઠવણ કરવા માટે વસઇ ખાતે મોકલી દેવામાં આવ્યા હતા, તેમણે સઘળી તૈયારી કરી રાખી હતી. સુનીતિના પિતાના મિત્ર કે જે વસઇમાં એક મોટા અમલદાર હતા, તેમણે પણ ત્યાં કેટલીક ગોઠવણ કરી આપી હતી. ફીરંગીઓના પુરાતન કિલ્લાના એક ભાગમાં તેઓને જગ્યા આપવામાં આવી હતી અને આસપાસની બીજી જગ્યાઓ વગેરેમાં પણ હરવા ફરવાની છૂટ તેમને એ સરકારી અમલદારે મેળવી આપી હતી. એક સ્થળે ગાડીઓ અને મોટારોને રાખવાની તથા ઘોડાઓને માટે દાણા-પાણીની જોગવાઈ અગાઉથી કરી રાખવામાં આવી હતી.

મુંબઇ ખાતેથી ત્રણ મોટારો અને બે વિકટોરીયા ગાડીઓ પ્રભાત થતાં જ વસઇ ખાતે રવાના થઇ. એક મોટાર પ્રીતિની પોતાની જ હતી અને તેમાં પ્રીતિ, સુનીતિ તથા નંદરામ બેઠાં હતાં. બીજી મોટારમાં સુનીતિની બે ભોજાઇઓ, સુનીતિનો પતિ અને સુનીતિની મોટી બ્હેનનો પુત્ર બેઠા હતો. ત્રીજી મોટારમાં સુનીતિનો એક ભાઇ અને તેની નાની બ્હેન હતી. બે વિકટોરિઓમાં સુનીતિનો બીજો ભાઇ, સુનીતિના પિતાની પેઢીનો એક ગુમાસ્તો અને સુનીતિના ભાઇના બે ત્રણ મિત્રો માત્ર હતા. આ સઘળું મંડળ ધૂળ ઉરાડતું વસઇને માર્ગે ચાલ્યું. પ્રભાતની આ મુસાફરી સૌને આનંદદાયક લાગી. મુંબઇની ઉંચી અટારીઓમાં અને બહુ તો વાલકેશ્વરના બંગલાઓમાં ગોંધાઇ રહેલી સુનીતિની ભાભીઓને તો આજુબાજુનાં ખેતરોમાં ધીમે ધીમે ચાલવાનું મન થયું. સઘળો સાથ આગળ ચાલ્યો જતો હોય અને પોતે પાછળ રહી જવાથી ઉતાવળે ઉતાવળે દોડી પહોંચવાનું હોય તો કેવું

સાઠે ! એવો ન્હાનપણમાં અનુભવેયો ગુજરાતનાં ગામડાંનો આનંદ તેમને સાંભરતો હતો અને હૃદય પુલકિત થતું હતું. સૂર્ય ચડતાં તેનો તડકો આ કોમળાંગી સુંદરીઓને બહુ અકળાવતો હતો, તોપણ આસપાસનું સૃષ્ટિસૌંદર્ય જોવાનું બંધ થઈ જાય એ કારણથી તેમણે મોટારોની છત્રીઓને ઉપર ચડાવવા દીધી નહિ. ગાડીઓ અને મોટારો એકસરખે ધીમે ધીમે વેગે ચાલીને સાથે સાથે જ વસઇમાં દાખલ થઇ.

સાથે આવેલાંઓમાંનાં બે ત્રણ જણ સિવાય સૌને પ્રીતિ સારી પેઠે ઓળખતી હતી. સુનીતિના ભાઇના મિત્રો અને તેના ગુમાસ્તાને પ્રીતિએ કોઈ વાર જોયા નહોતા. નંદરામ તો તેમાંના બે જણને પણ ઓળખતો હતો. ચંદુલાલને—સુનીતિના પતિને જોઇને પ્રીતિબોલી: "કેમ? ચંદુભાઇ! આવ્યા છો કે? મેં જાણ્યું કે કદાચ તમે નહિ આવો!"

"એમ કેમ વારૂ?"

"સુનીતિ સાથે છે એટલે કદાચ શરમાઇ જાઓ!" પ્રીતિએ હસીને જવાબ આપ્યો.

"એટલે? મને પણ તમે બૈરી ધાર્યો કે શું? તમને ખબર નહિ હોય કે હું અહીં કેવી શરત કરીને આવ્યો છું!"

"ના રે!"

"તમારી સખી ગાય અને તમે વાજું બજાવો અને હું તે સાંભળું એવા એક પ્રસંગનું વચન તમારી સખી પાસેથી લીધા પછી હું અહીં આવવાને કબૂલ થયો છું!"

પ્રીતિ ખડખડાટ હસી પડીને બોલી: "ઓહોહો! એ તો તમે મારા પર જુલમ કર્યો છે! તમો અહીં સાથે છો તે ઠીક થયું! તમારા મશ્કરા સ્વભાવથી અમને બડી ગમ્મત પડશે!"

એમ વાતો કરતાં સૌ મોટારમાંથી ઉતરીને ચાલ્યાં.

# પ્રકરણ ૩૦ મું.

---

## પ્રેમાવેગ.

પ્રીતિએ પોતાના માનસિક બળાત્કારે સુમનને વિસારી મેલ્યો હતો અને તેના પત્રથી જોકે સુમનને બહુ જ દુઃખ થયું હતું તથા તે પ્રીતિને વિસરી જવાને પોતાના મનને સમજાવતો હતો, તોપણ તે એ નિર્દોષતાથી મૂર્તિને વિસરી શકયો નહોતો. કોઇ પ્રકારના વહેમથી અથવાતો કોઇએ તેના સરળ ચિત્તને ભ્રમાવ્યાથી તેણે એવો પત્ર લખ્યો હોવો જોઇએ, એવું સુમન સમજતો હતો, તોપણ તેવો કાંઈ ખુલાસો કરવાને પ્રીતિની પાસે જવાની હિંમત તે કરી શકતો નહિ. છતાં જ્યારે જ્યારે—ઓફીસમાં કે ઘેર તેને પ્રીતિનું સ્મરણ થતું, ત્યારે ત્યારે તે ગૂઢ વિચારમાં લીન બની જતો હતો અને મનથી અત્યંત દુઃખી થતો હતો. તેનો પ્રેમાવેગ તેને ઘણી વાર ઉશ્કેરતો હતો અને પ્રીતિની મુલાકાત લેવાને માટે એક વાર લેઈ આવવાને તે લલચાતો હતો, પરન્તુ એ ઉભરો શમી જતાં તેનો વિચાર બદલાઇ જતો અને મનમાં વિચારતો કે "જો પ્રીતિ મારૂં મ્હોં જોવા ઇચ્છતી જ નથી, તો મારે તેની પાસે જઇને તેને શામાટે દુઃખ દેવું જોઇએ ?"

આજે શનિવારનો દિવસ હતો, તેથી સુમનને આખો દિવસ વિશ્રામ હતો. એવા રજાના દિવસે સાંજના ચાર વાગતાંસુધી તે ઘેર જ રહેતો અને પછી ફરવા નીકળી પડતો. અગીઆર વાગ્યાનો વખત હતો. 'લૉજ'માં જમવા જવા માટે તે ઉઠવાની તૈયારીમાં હતો, એવામાં તેની ઓફીસનો ચાકર રામો એકાએક ત્યાં આવી પહોંચ્યો. રામાને જોઇને સુમન નવાઇ પામ્યો. મહિનામાં કોઈ જ વાર રામો તેને ઘેર

આવતો અને જ્યારે તે આવતો ત્યારે બહુધા કાંઇ ઓફીસના કામ માટે જ આવતો. તેને જોતાં જ સુમને ધાર્યું કે "આજે રજાને દિવસે પણ કાંતો ઓફીસની કાંઇક વેઠ આવી પડી." તેણે પૂછ્યું "કેમ રામા ! શામાટે આવ્યો છે ?"

"સાહેબ !" રામો આસપાસ નજર કરતો બોલ્યોઃ "હું આપને એક વાત કહેવા આવ્યો છું."

"એટલે શું તું ઓફીસના કાંઇ કામ માટે નથી આવ્યો ?" સુમને કાંઇક આશ્ચર્યથી પ્રશ્ન કર્યો.

"ના, સાહેબ ! એક છૂપી વાત—આપના લાભની વાત હું આપને કહેવા આવ્યો છું."

"કઇ વાત વારૂ ?"

"આપ નિરાંતે ખુરશીપર બેસો." એમ કહી રામો શેતરંજીપર નીચે બેઠો અને સુમન કપડાં પહેરવા માટે ઊભો થયો હતો, તે પાછો ખુરશીપર બેઠો. પુનઃ આસપાસ જોઇને રામાએ કહ્યુંઃ "સાહેબ ! હું આપની પાસે મારૂં પાપ ધોવા આવ્યો છું." એટલું કહીને રામો સુમનની સામે જોઇ રહ્યો.

"એ તું શું કહે છે રામા ? હું કાંઇ સમજી શકતો નથી."

"સાહેબ ! આપનું બૂરૂં કરવાને હું ઓફીસમાં નોકરીએ રહ્યો છું, એ આપ કદાચ નહિ જાણતા હો. હું શ્યામસમાજનો માણસ છું અને આપની હીલચાલ તપાસવા માટે એ મંડળી તરફથી નોકરીએ રહ્યો છું."

"આ તું શું કહે છે ! શું તું ખરૂં કહે છે ? મને ઉડાવતો નથી ?"

"ના, સાહેબ ! આપ પ્રીતિગૌરી સાથે ટેલીફોનમાં જે વાત

કરતા તે હું ઘણી વાર ગુપચુપ સાંભળતો અને એ બધું શ્યામલાલને કહી દેતો!"

સુમન ગંભીર બન્યો. એક વાર ટેલીફોન રૂમની બહાર શામાને પોતે પોતાની વાતચીત સાંભળતો પકડ્યો હતો એ વાત તેને યાદ આવી. શામો આગળ બોલ્યોઃ "આપની બીજી વાતો હું એને પૂરી પાડતો. કાંઇક કારણથી હવે આપ પ્રીતિગૌરીને મળતા નથી, ટેલીફોનમાં વાત કરતા નથી, છતાં આપનું મન પ્રીતિગૌરીમાં જ છે, એ હું જોઇ શકયો છું."

સુમને હસીને પૂછ્યું: "એ તેં કેવી રીતે જાણ્યું શામા?"

"પ્રીતિગૌરી સાથે આપને તૂટ પડી ત્યારથી આપ શોકમાં અને વિહ્વળ રહો છો. પણ સાહેબ! એ તૂટ પડવાનું કારણ શું?"

"એ વાત તને ન કહેવાય."

"તેની કાંઇ ફીકર નહિ. પણ હું મારૂં પાપ ધોવા આપની પાસે આવ્યો છું એવું જે મેં આપને કહ્યું તેનું કારણ એ કે શ્યામ-સમાજનું કામકાજ હવે હું છોડી દઉં છું અને આપનું જે બૂરું મેં કર્યું છે, તેનો વાંક હું આપની પાસે કબૂલ કરી જાણું છું."

"આ વાત તું અંતઃકરણથી જ કહે છે?"

"હા, સાહેબ! આપના જેવા સાલસ માણસને દુષ્ટ માણસોના સ્વાર્થની ખાતર હેરાન થતા જોઇને મને બહુ લાગી આવે છે: પહેલાં પણ મને એવું જ લાગતું, પણ શ્યામલાલે બતાવેલી લાલચને કારણે હું આપનું બૂરૂં કરતો. નારાયણની મરજી હશે તો મને ગમે ત્યાંથી લૂખો-સૂકો રોટલો મળી રહેશે પણ હવે હું એવું માઠું કામ નહિ કરૂં."

"એ તેં ઘણો સારો વિચાર કર્યો."

"અને સાહેબ! હું આપને પૂછું છું કે પ્રીતિગૌરીને માટે આપના

મનમાં હવે કાંઈ લાગણી છે કે નહિ ?" રામાએ પ્રશ્ન કર્યો.

સુમને જવાબ આપ્યો: "કેટલાંક કારણોથી હવે હું એ બાળાને મળતો નથી, છતાં તેના પ્રત્યે-એ બાળાના સરલ સ્વભાવ પ્રત્યે હું દયાની લાગણી ધરાવ્યા કરૂં છું-કેટલીક વાર તેને મળવા જવાનું મન થાય છે, પણ હું મનને થોભાવી રાખું છું."

"તો સાહેબ !" રામો પુનઃ આસપાસ નજર કરીને ધીમેથી બોલ્યો: "જો પ્રીતિ તરફ આપની માયાળુતાભરી લાગણી હોય, તો જલ્દી ઉઠો-તેને બચાવો ! વસઇના ફીરંગીઓવાળા કિલ્લામાં તેને ફસાવવાનું કાવતરૂં અમલમાં આવી ગયું છે !"

આ શબ્દો સાંભળતાં જ સુમન ચમક્યો અને બોલ્યો: "શું કહે છે રામા ? શું પ્રીતિને વસઇમાં ફસાવવાનું કાવતરૂં રચવામાં આવ્યું છે ? પણ તે કેવી રીતે ?"

"એ વિષે લાંબી વિગત મારા જાણવામાં આવી શકી નથી; પરન્તુ પ્રીતિગૌરી અને નંદરામ બીજા કેટલાક સ્નેહીઓની સાથે આજે સ્હવારે વસઇની ઉજાણીએ ગયાં છે અને ત્યાં શ્યામસમાજના બદમાશોએ ફીરંગીઓના એક જૂના કિલ્લામાં તેને ફસાવવાની ગોઠવણ કરી છે ! જોજો સાહેબ ! આ વાત મેં આપને કહી છે, એવું કોઇને જણાવશો નહિ, નહિતો મારૂં મોત આવ્યું સમજજો !"

આ સાંભળતાં જ સુમન ઉંડા વિચારમાં પડ્યો. પ્રીતિ-એ સરલ સ્વભાવની સુંદરી બદમાશોની જાળમાં ફસાય અને પોતાને તે માટેની ખબર મળ્યા છતાં શું તે શાંત બેસી રહે ? પ્રીતિએ પોતાનો તિરસ્કાર કર્યો હતો એટલા માટે શું તેની ઉપર પોતે વૈર લઇને તેને જાણી જોઇને ફસાવા દેવી જોઇએ ? જે બાળાએ અનેક વાર પોતાને પ્રેમ-લ્હાણુ આપી હતી, તે બાળાને દુઃખમાં ફસાતી જોઇને પોતે શું રાજી

થવું જોઇએ ? એવા એક પછી એક વિચારોને સુમનનો પ્રેમાવેગ મગજમાં ધકેલવા લાગ્યો. તે ઉઠયો અને પુનઃ ખુરશીપર બેઠો. શું કરવું અને શું ન કરવું તેના વિચારમાં તે એટલો બધો ગુંચવાઇ ગયો હતો કે તે પોતાની યોજનાને બરાબર રીતે ગોઠવી શકયો નહિ. તેના મગજમાં વિચારો એટલા બધા વેગથી આવવા લાગ્યા કે તે એકે વિચારને સ્થિર કરી શકયો નહિ. તેણે રામાને કહ્યું: "રામા ! ખરેખર, આજે તેં તારૂં બધું પાપ ધોઇ નાંખવા જેટલું જ પુણ્ય ઉપાર્જન કર્યું છે ! મારો તિરસ્કાર કરી ચૂકેલી પરન્તુ સરલ હૃદયની નિર્દોષ બાળાને બચાવવાની તક તેં જ મને આપી છે અને પ્રભુની ઇચ્છા હશે તો તે તકનો લાભ મને મળશે, પરન્તુ તેં તો મારા ઉપર ઉપકાર કર્યો છે."

એટલું બોલતાં જ તેણે એકદમ કોટ પહેરી લીધો અને ટોપી માથે નાંખી. મેજનું ખાનું ઉઘાડી તેમાંથી થોડાએક રૂપિયા નોટો ગજવામાં નાંખીને તે એકદમ બહાર દોડયો. સદ્ભાગ્યે નજીકમાં જ એક ભાડુતી મોટાર તેને મળી ગઈ તેમાં તે બેઠો અને મોટારવાળાએ માગ્યું તેટલું ભાડું કબૂલ કરીને તે એકદમ વસઈ તરફ ઉપડી ગયો.

## પ્રકરણ ૩૧ મું.

### અદ્ભુત કાવતરૂં.

સુમન વસઇથી અજાણ્યો નહોતો. વસઇના ફીરંગીઓના કિલ્લામાં ઉજાણીની ગોઠવણ કરવામાં આવી હતી એવા ખબર રામાએ તેને આપ્યા હતા, તે ઉપરથી જ સુમન જાણી ગયો હતો કે ઉજાણી કયે સ્થળે હતી અને એવે સ્થળે બદમાશો કેવા પ્રકારનું કાવતરૂં કરી શકે.

મોટારમાં દોડતા આવીને સુમન્ કિલ્લા પાસે આવતાં નીચે ઉતરી પડ્યો અને મોટારવાળાને ભાડું આપીને તેને ચાલ્યા જવા કહ્યું. કિલ્લાના કયા ભાગમાં કયે સ્થળે ઉજાણીમાં ભાગ લેનારાઓ હતા એ તેણે ત્યાંના એક બે માણસોને પૂછપરછ કરી જાણી લીધું અને પછી તેણે કિલ્લાના જૂદા જૂદા ભાગો જોવા માંડ્યા—જાણે કે આજે તે પહેલવહેલો જ આ સ્થળ જોતો હોય અને નવાઇ પામતો હોયની! કાવતરૂં રચાયું હતું એ તો નિશ્ચિત હતું અને કિલ્લાના કોઇ ભાગમાં જ તેની ગોઠવણ કરવામાં આવેલી હોવી જોઇએ એવું સુમને કરેલું અનુમાન પણ સકારણ હતું. આથી ઉજાણીવાળાઓથી અદૃશ્ય રહીને કિલ્લાની તપાસ કરવાથી પોતે કાંઇક નવી માહિતી મેળવી શકશે એમ તે માનતો હતો. જૂદા જૂદા ખંડો, બૂરજ વગેરે તે જોતો હતો એટલામાં એક બાજુએથી કાંઇ અસાધારણ ખખડાટ થતો તેના સાંભળવામાં આવ્યો, એટલે તેનું લક્ષ એ તરફ ખેંચાયું. સાધારણ રીતે ખુરશી ઉંચે—નીચે અફળાતી હોય તેવો જ એ અવાજ હતો. જે ઓરડામાંથી તે અવાજ આવતો હતો તેને બહારથી તાળું મારવામાં આવેલું હતું. એટલામાં ઓરડામાં થતી વાતચીત સુમનને કાને પડવા લાગી.

"પ્રીતિગૌરી! આપણે બન્ને આમાંથી જીવતાં છૂટી શકવાનાં નથી. જીવતાં છૂટવાનો જે કાંઇ માર્ગ છે તે માત્ર તમારા જ હાથમાં છે."

પ્રીતિએ જવાબ આપ્યો: "પણ એ માર્ગ મારાથી લઇ શકાય તેમ નથી. સુવર્ણપ્રતિમા ક્યાં છે તે હું જાણતી નથી એટલે હું શું કરૂં? મારે લીધે તમારી પણ આવી સ્થિતિ થઇ એ જોઇ મને બહુ લાગી આવે છે."

"એક રીતે હું જ તમારા દુઃખનો કારણભૂત થયો છું. આ

ક્રિક્ષાના જૂદા જૂદા ભાગો જોવા જેવા છે એમ મેં તમને કહ્યું, એટલે તમને તે જોવાની ઇચ્છા થઇ અને આપણે માથે આ સંકટ આવી પડ્યું !"

"ચંદુભાઇ ! એમાં તમારો શો વાંક ? મારા કર્મનો જ એ વાંક છે !"

"ત્યારે તમે સુવર્ણપ્રતિમા આપી દેવાનું વચન આપો તો આપણો છૂટકો થાય તેમ છે. નંદરામને કહીને–તેમને ગમે તેમ સમજાવીને આ લાડમારીને પતાવી દોને !"

"ચંદુભાઇ ! મારી માતાનું એ અમૂલ્ય સ્મરણ હું એમ કેવી રીતે આપી દઇ શકું ? એની કીંમત ઘણી મોટી છે, એ વિચાર હું છોડી દઉં, તોપણ એ વસ્તુ લુચ્ચા લોકોને સોંપી દેવા જેટલી નિષ્ઠુર હું બની શકું તેમ નથી."

એ વાતચીત અટકી અને સુમન સમજ્યો કે પોતે જેને બચાવવા આવ્યો છે, તે તે જ ઓરડામાં કેદ પુરાવા પામી છે ! "પણ એ ચંદુલાલ કોણ છે ? તે પણ કેદ પુરાયો છે અને વળી સુવર્ણપ્રતિમા આપી દેવાનું પ્રીતિને સમજાવે છે ! તેના વર્તનમાં કાંઈ મોટો ભેદ સમાએલો લાગે છે !" એમ વિચારીને સુમને ઓરડો ઉઘાડવાનું સાધન ખોળવા માંડ્યું. ઓરડાને લગાવેલું તાળું મજબૂત હતું. સહજ પ્રયત્ને તેને ઉઘાડી શકાય તેમ નહોતું. તેણે આસપાસ જોયું તો એક ક્રોશ પડેલી નજરે આવી. તે તેણે લીધી અને તાળા તથા નકૂચાની વચ્ચે ભરાવી એક જ આંચકા સાથે તાળું તોડી નાંખ્યું !

ઓરડો ઉઘાડીને જોતાં જ પ્રીતિને અને ચંદુલાલને બે જૂદી જૂદી ખુરશીઓ સાથે દોરડાવડે મજબૂત રીતે બાંધી લેવામાં આવેલાં જણાયાં. પ્રીતિ સુમનને જોતાં જ ચમકી ! પારધીના ભયથી નાસી છૂટેલી હરિણી આમ તેમ આશ્રય લેવાને ફાંફાં મારે, તેમ તે ખુરશી સાથે

ઊભી થવા ગઇ પણ તેથી ઉલટું તેને વાગ્યું અને તે નીચે પડી! સુમને તેને ધીરજ આપતાં કહ્યું: "પ્રીતિગૌરી! અકળાશો નહિ. હું હમણાં તમને મુક્ત કરૂં છું."

સુમનની એ મદદનો સ્વીકાર કરતાં પ્રીતિને અત્યંત લજ્જા આવી. પોતે એક વાર જેનો તિરસ્કાર કર્યો હતો, તેના જ આશ્રયનો સ્વીકાર કરતાં તે શરમાઇ–પણ જીવ બચાવવાને અત્યારે એ સ્થિતિ પણ ચલાવી લીધા વિના છૂટકો નહોતો. તેના લજ્જાતુર વદનના ભાવને સુમન તત્ક્ષણ કળી ગયો, પરંતુ તેણે પોતાના આ સમયના કર્તવ્ય ઉપર જ માત્ર લક્ષ આપ્યું. જોતાં જોતાંમાં તેણે પ્રીતિગૌરીના બંધ તોડી નાંખ્યા અને પ્રીતિનો હાથ પકડીને સુમન બોલ્યો: "આપણે હવે જલદી અહીંથી નાસી છૂટીએ."

પ્રીતિ બોલી: "પણ આ ચંદુભાઇના બંધ છોડી નાંખવા જોઇયે."

"આપણને થોભવાનો અવકાશ નથી, માટે જલદી ચાલો!" એમ બોલતાં જ સુમને પ્રીતિને ઓરડીની બહાર કાઢી. ચંદુલાલ બંધાએલો જ રહ્યો.

નંદરામને મળવા જવામાં પણ હવે સુમન ભય જોવા લાગ્યો. ઉજાણીની મંડળીમાં શ્યામસમાજના બદમાશો હોય તો પ્રીતિને છૂટેલી જોઇને વળી કાંઇ નવી આફત આવી પડે એવો સંભવ હતો. આ ભય સુમને પ્રીતિને કહી સંભળાવ્યો અને તે તેને ખરો લાગ્યો. આથી બન્ને જણાંએ મોટારમાં બેસીને મુંબઇ તરફ નાસી જવાનો વિચાર કર્યો! પરન્તુ પ્રીતિની મોટારમાં બેસીને કોઇ શહેરમાં ફરવા ગયું હતું એટલે મોટી આપત્તિ આવી પડી!

સુમને પ્રીતિને પૂછ્યું: "પ્રીતિગૌરી! તમને ઘોડાપર બેસતાં આવડે છે?"

"ના; હું ઘોડાપર બેસતાં શીખી નથી."

"પણ ઘોડાપર બેસીને નાસી ગયા વિના આપણો છૂટકો નથી."

"આપણે બન્ને એક ઘોડાપર બેસી શકીએ નહિ ?"

સુમને કચવાતે મને કહ્યું: "એમ જ કરવું પડશે."

સુમને એક યુક્તિ કરી. ગાડીનો કોચમેન ઘોડાને છોડીને આરામ લઈ રહ્યો હતો, તેને ઉઠાડીને સુમને કહ્યું: "જરા ઉઠ! આ ચીઠી અંદર નંદરામ કરીને માણસ છે તેને આપી આવ."

સુમનની સાથે પ્રીતિને જોઇને ગાડીવાળો એ આજ્ઞાનો અસ્વીકાર કરી શકયો નહિ. તે ઉઠયો. સુમને ઊભાં ઊભાં જ ચીઠી લખી આપી કે "કાવતરૂં છે; હું અને પ્રીતિ ઘોડાપર મુંબઈ નાસી જઇએ છીએ. તમે પણ ચેતીને ગુપચુપ છૂટી જાઓ."

ચીઠી લઇને ગાડીવાળો ગયો, એટલે સુમને તુરત જ પાસે પડેલી એક નાની ગદેલી ઘોડાપર નાંખી, તે ઉપર ચડી બેઠો અને પ્રીતિને ટેકો આપીને ઉપર ખેંચી લીધી. બન્ને જણાં ઘોડાને વાયુવેગે દોડાવતાં નાઠાં!

તેઓ ગયા કે તુરત જ નંદરામ બહાર આવ્યો. પેલા ઘોડાવાળાને તેણે કંઇ કામ બતાવીને ત્યાં જ રોકી રાખ્યો હતો, તોપણ બીજી ગાડીના ઘોડાવાળાને તેણે જોયો. તેણે તુરત જ ઘોડાપર પલાણ કરવા માંડયું, એવામાં ગાડીવાન આવ્યો અને બોલ્યો: "સાહેબ! એ ઘોડો કાંઇ સ્વારી માટે નથી."

નંદરામે આંખથી ડારો બતાવીને કહ્યું: "ચૂપ રહે; મને જવા દે. જો ચૂપ રહીશ તો ન્યાલ કરીશ, નહિતો આ જોઈ છે?" એમ કહેતાં જ નંદરામે પોતાના છાના ગજવામાંથી ભરેલી રીવોલ્વર કાઢીને ગાડીવાનને બતાવી. રીવોલ્વર જોતાં જ ગાડીવાન નરમ થઇ ગયો

અને તે કાંઇ બોલે તે પહેલાં તો નંદરામ ઘોડાપર ચડીને નાઠો !

પાંચ જ મિનિટમાં આ બધી ધાંધલ સુનીતિ અને તેના ભાઇઓના જાણવામાં આવી અને પોતાની મંડળીમાંથી કોણે આવું કાવતરૂં રચ્યું હશે તેની તેઓ કલ્પના કરવા લાગ્યાં. તેઓના મિત્રો ઉપર તેમનો એટલો દૃઢ વિશ્વાસ હતો કે તેઓ વિષે કાંઇ શંકા જ આવવાનો સંભવ નહોતો. ચંદુલાલ તો બિચારો પ્રીતિની સાથે જ કેદમાં પડ્યો હતો, એટલે કોઇને તેના ઉપર શંકા આવી નહિ. તેઓ સઘળા ગમગીન બનીને બેઠાં અને કિલ્લાના નોકરોને પૂછગાછ કરવા લાગ્યા, પરંતુ કોણ જાણે શાથી તેઓએ બરાબર જવાબ આપ્યો નહિ ! એટલામાં એક બંધ બારણાવાળી મોટાર ઝપાટાબંધ કિલ્લાની બહારથી પસાર થતી સૌના જોવામાં આવી ! એ મોટાર પ્રીતિ અને નંદરામની જ પાછળ પડી હતી એવું માલૂમ પડ્યું.

## પ્રકરણ ૩૨ મું.

### એક ઘોડાપર બે અસ્વાર.

સુમન અને પ્રીતિએ જ્યાંસુધી ઘોડાનું કૌવત ટક્યું ત્યાંસુધી ઘોડાને મુંબઇને માર્ગે દોડાવ્યા જ કર્યો. જે ઘોડાપર તેમણે સ્વારી કરી હતી તેની ઉપર સ્વારી માટેનાં સઘળાં સાધનો નહોતાં. ગાડીએ જોડવાના છૂટા ઘોડા ઉપર જ ગદેલી લાદીને માત્ર ડોકે બાંધેલા દોરડાને આધારે તેઓ મુસાફરી કર્યે જતા હતા. લગામ વિનાના ઘોડાને કાબૂમાં રાખીને અને વળી ઘોડા ઉપર પહેલી જ વાર સ્વારી કરનાર પ્રીતિને જાળવી રાખીને મુસાફરી કરવામાં મોટો ભય સમાએલો હતો, તોપણ તે ભયને

નહિ ગણકારતાં સુમને એ સાહસ કર્યું હતું. સદ્ભાગ્યયોગે ઘોડો એક સોજું જાનવર જણાયું અને લગામનું બંધન નહિ હોવાથી દોડવાનું તેને સારી પેઠે ફાવતું માલૂમ પડ્યું, એટલે સુમનનો ભય કાંઇક કમી થયો. થોડાએક માઇલ નીકળી ગયા પછી ઘોડાને તેમણે ધીમે ધીમે ચલાવવા માંડ્યો. પ્રીતિને પણ હવે લાગ્યું કે પોતે ભયમાંથી મુક્ત થઈ હતી.

પરન્તુ પ્રીતિનો મનઃસંકોચ હજી દૂર થયો નહોતો. જ્યારે પોતાને સુમન પેલા પત્ર સંબંધી કાંઈ પ્રશ્ન કરશે, ત્યારે પોતાને કેટલો ક્ષોભ થશે તેનો જ વિચાર તે મૌનપણે કરી રહી હતી. બહુ દોડવાથી ઘોડો હાંફતો હાંફતો ધીમે ધીમે ચાલતો હતો. બન્ને અસ્વારો પ્રવાસના શ્રમથી પરસેવાથી ન્હાઇ ગયાં હતાં. મ્હોંપરનાં પ્રસ્વેદબિંદુઓ લૂછી લૂછીને બન્નેના રૂમાલો કેવળ ભીંજાઇ ગયા હતા. બદમાશોનો ભય હવે દૂર રહી ગયો માનીને તેમના મનને કાંઇક નિરાંત વળી હતી. આ નિરાંતને લીધે સુમને પ્રીતિને સહજ પ્રશ્ન કર્યો: "વારૂ, પ્રીતિગૌરી ! હમણાં મોહિનીબાઈના શા ખબર છે ?"

આ પ્રશ્નમાં કાંઈક મર્મ સમાયલો હશે એવું પ્રીતિને લાગ્યું, પરંતુ એ પ્રશ્નનો પોતે શો જવાબ આપવો એ તેને સૂઝ્યું નહિ. બે ચાર ક્ષણ વિચારીને સુમનના પ્રશ્નના ઉત્તરમાં પ્રીતિએ પણ સામો પ્રશ્ન કર્યો:

"શું મોહિનીને હમણાં તમે મળ્યા નથી ?"

"ના." સુમને સીધો જવાબ આપ્યો.

"બિલકુલ નહિ ?"

"હા, બિલકુલ નહિ. દોઢેક માસ પહેલાં હું એક વાર તેમને ત્યાં ગયો હતો. ગુજરાત અને દક્ષિણનો પ્રવાસ તે કરી આવ્યાં અને ત્યાંના મજુરોની સ્થિતિ જાણી આવ્યાં ત્યારપછી હું તેમને એક વાર મળ્યો હતો."

"તેમને ત્યાં મળવા ગયા હતા ?"

"હા; પણ તે વખતે તેમની તબીયત સારી નહોતી. શરીરમાં અને મનમાં નબળાઇ બહુ હતી. એ મજુરોની સ્થિતિની વાત કહેતાં ઉશ્કેરાઇ જવાથી એક વાર તો એ 'ફેઇન્ટ' થઇ ગયાં હતાં અને મેં તેમને પડતાં પડતાં ઝીલી લીધાં હતાં."

આ સાંભળીને **પ્રીતિ**ને ઉંડો વિચાર થઇ પડ્યો. તેને આ વાત બનાવટી જણાઇ. સુમન પોતાને ભોળવવાને આ જૂઠું સમજાવે છે એવું **પ્રીતિ**ને લાગ્યું. તે બોલી: "ત્યારે તેની એ માંદગી પછી તે મને મળવા આવી નથી, તેમ જ હું તેને મળવા ગઇ નથી."

સુમનને નવાઇ લાગી. તે આશ્ચર્યપૂર્વક બોલ્યો: "શું કહો છો? તમારી ગાઢ મિત્રતા છતાં શું એટલો બધો વખત તમે એક બીજાને મળ્યા વિના રહ્યાં છો? કદાચ કાંઇ અણબનાવ થયો ન હોય."

"મોહિનીના વર્તનની પવિત્રતા માટે મને શંકા પડી છે." **પ્રીતિ**એ ધીમે ધીમે વાત ઉઘાડવા માંડી.

"શું કહો છો? એ પરોપકારી બાઇના વર્તન માટે શંકા આવવા જેવો શો બનાવ બન્યો? હું તો તેને બહુ જ પવિત્ર બાઇ માનું છું. એટલું જ નહિ, પણ એક વાર તેને માટે મને એક બીજી શંકા આવી હતી, પરંતુ તેના પવિત્ર વર્તનથી એવી શંકા ઉપસ્થિત થવા માટે મને પાછળથી બહુ જ પસ્તાવો થયો હતો."

**પ્રીતિ**એ કાંઇ ઉત્તર ન આપ્યો. થોડી વાર મૌન ચાલ્યું.

સુમને એ મૌનનો ભંગ કરતાં કહ્યું: "ત્યારે મારા સંબંધે હું તમને થોડું પૂછું? આજ્ઞા છે?"

"ભલે પૂછો–પૂછશો તેનો ખુલાસો કરીશ."

"તમે મને દગારો માનો છો, એવો કયો બનાવ તમે જોયો?" સુમને પૂછ્યું.

"મેં મારી નજરે જોયું છે કે તમારું વર્તન અપવિત્ર છે. પવિત્રતાનો ઢોંગ કરીને તમે મને ફસાવતા હતા." પ્રીતિએ મનને મજબૂત બનાવીને ખુલ્લે ખુલ્લું કહ્યું.

"મારું વર્તન અપવિત્ર છે અને તે તમે તમારી નજરે જોયું? પ્રીતિગૌરી! આ શું કહો છો? મને લાગે છે કે તમે ભ્રમિત થયાં છો અથવા કોઇ દુષ્ટથી ભોળવાયાં છો."

"મને કોઇએ ભોળવી નથી. મેં જે કાંઇ જોયું છે તે મારા મનમાં જ સમજીને તમારો ત્યાગ કર્યો છે. મેં કોઇને તે વિષે કહ્યું નથી."

"તો તમે મારું અપવિત્ર વર્તન કયાં જોયું? કયે પ્રસંગે જોયું?"

"મોહિનીને ત્યાં જ. મોહિનીને પણ અપવિત્ર માની મેં તેનો ત્યાગ કર્યો છે, જોકે તમારી ઉપર પત્ર લખ્યો, તેમ મેં તેના ઉપર પત્ર લખ્યો નથી."

"હું ધારું છું કે મોહિની બેભાન બની અને તે મારા હાથમાં પડી તે જ બનાવ કદાચ તમે જોયો હશે."

"હા, તે જ મેં જોયું છે, પણ તમારી વાતમાં કેટલી બનાવટ છે તે હું સમજું છું."

"જ્યારે મારા કથનપર તમને વિશ્વાસ નથી ત્યારે હું તમારો સઘળો વિશ્વાસ ગુમાવી બેઠો છું. હશે. એ વિશ્વાસ પુનઃ સ્થાપિત કરવાને હું યત્ન નહિ કરું."

"પણ હવે મારે તમને થોડું પૂછવાનું છે. તમે એકાએક વસઇના કિલ્લામાં અને હું પુરાઇ હતી તે જ સ્થળે કેવી રીતે આવી પહોંચ્યા?" પ્રીતિએ પ્રશ્ન કર્યો.

"પ્રીતિગૌરી! હું સાચું જ કહીશ. જોકે તમે મારો ત્યાગ કર્યો હતો, તોપણ હું મારા મનથી તમારો ત્યાગ કરી શકતો નહોતો. તમને

કોઇએ ભ્રમિત કર્યા હશે એવું જ હું સમજતો હતો અને હજી પણ સમજું છું; પરન્તુ તમે મારો ભયાનક તિરસ્કાર કર્યો હોવાથી કોઈ જાતનો ખુલાસો કરવાને હું તમારી પાસે આવી શકયો નહોતો. વસઇમાં તમને સપડાવવાને શ્યામસમાજે ભયાનક કાવતરૂં કર્યું છે એવી વાત છેલ્લી ઘડીએ મારા જાણવામાં આવી અને મારા મનથી હું તમારો ત્યાગ નહિ કરી શકયો હોવાથી તમને એ ભયમાંથી મુક્ત કરવા આસથી બનતું કરવા ભૂખ્યો ને તરસ્યો મોટારમાં હું ત્યાં આવી પહોંચ્યો. પ્રીતિગૌરી! બળાત્કારે વિખૂટું પડેલું મન પોતાનો અનુરાગ છોડી શકતું નથી એવું આજે મેં પહેલી જ વાર અનુભવ્યું."

પ્રીતિ આ સાંભળીને વિચારમાં પડી. સુમનના શબ્દોપર વિશ્વાસ ઉત્પન્ન કરનારો બનાવ પ્રીતિને પ્રત્યક્ષ જ હતો. અદ્દ્ભુત સાહસ અને પરાક્રમથી-ભારે જોખમ વેઠીને સુમને પોતાનો બચાવ કર્યો હતો એ પ્રીતિ જાણતી હતી. એ એક જ બનાવે તેનું મન ફેરવ્યું. તેણે માન્યું કે પોતે જે બનાવથી ભ્રમિત થઇ હતી, તે બનાવ સુમને કહ્યા પ્રમાણે નિર્દોષ હતો અને તેથી તેમાં સુમન કે મોહિની કોઇ દોષને પાત્ર નહોતાં. પર્વતમાંથી કુદરતી રીતે વહેતા ઝરણને કૃત્રિમ બંધોવડે રોકી રાખ્યા પછી એકાએક એ બંધો ખસેડવામાં આવે છે ત્યારે જેવા વેગથી એ એકત્ર રહેલું જળ વહેવા લાગે છે, તેવાજ વેગથી પ્રીતિનું સ્નેહનિર્ઝર સુમન પ્રત્યે અદૃશ્ય રીતે વહેવા લાગ્યું! અત્યારે તો સુમને પોતાને કાવતરામાંથી બચાવીને નવું જીવન આપ્યું હતું, તેથી તેના પ્રત્યે અનુરાગનો આવિર્ભાવ થયો હતો, પરંતુ પૂર્વના તિરસ્કારના પડદાથી તે અનુરાગને ઉત્તેજન મળતું ન હતું. સંશયના બંધ તૂટી જતાં એ અનુરાગમાં હવે એવડું બળ આવ્યું અને પ્રીતિ બોલી ઉઠી: "સુમનલાલ! મને ક્ષમા કરો! હું તમારા હૃદયને અત્યાર-

સુધી ઓળખી શકી નહોતી. પહેલાં હું જો તેને ઓળખી શકી હોત તો મોહિનીને ત્યાં બનેલા બનાવથી હું વહેમાઇ ગઇ ન હોત. પણ હવે હું તમને બરાબર પિછાણી શકી છું."

પ્રીતિનું એ કથન પૂરૂં થયું-ન થયું, એટલામાં પાછળથી ઘોડાના દાબડાનો અવાજ સંભળાવા લાગ્યો. પોતાની પાછળ કોણ આવતું હશે એ જાણવાને બન્ને અસ્વારો ઉત્કંઠ તેમજ ભયભીત બન્યાં. ઘોડાને જરા ઊભો રાખ્યો, તો દૂર ધૂળના વાદળમાં નંદરામ દેખાયો! પરન્તુ તેની પાછળ એકાદ માઇલને છેટે પવન વેગે દોડતી આવતી મોટરકાર પણ જણાઇ. ભય અને શંકાનું મિશ્રણ બન્નેના દિલમાં ઉછળી રહ્યું.

---

## પ્રકરણ ૩૩ મું.

### સાંકળ સંધાઇ.

થોડીએક ક્ષણોમાં નંદરામ દોડતે ઘોડે સુમન અને પ્રીતિને આવીને મળ્યો, પરંતુ નંદરામનું અત્યંત ભયભીત વદન જોઇને એ બન્ને જરણાં પણ ભયભીત બન્યાં. નંદરામ બોલ્યોઃ "બદમાશો મોટરમાં આપણી પાછળ આવે છે અને થોડા સમયમાં આપણને પકડી પાડશે, માટે આપણે જરાએ વિલંબ કર્યા વિના નાસવું જોઇએ."

પ્રીતિ બોલીઃ "પણ મોટારની ઝડપ આગળ આપણા ઘોડા નાસીને કેટલે દૂર જઈ શકવાના હતા વારૂ?"

"તે માટેની એક યુક્તિ મારી પાસે છે, પણ એક વાર વાતચીતમાં વખત ગાળ્યા વિના આપણે નાસો." એમ કહીને નંદરામે પોતાના

ઘોડાને દોડાવ્યો અને તેની સાથે સુમને પણ દોડાવ્યો. થોડાંએક ડગલાં આગળ જતાં નંદરામ એક બાજુએ વૃક્ષોના ઝુંડની પાછળ ઘોડા સાથે છુપાયો અને સુમનનો ઘોડો ઝપાટાભેર આગળ દોડતો ચાલ્યો.

માત્ર થોડીએક મિનિટ ગઈ અને બદમાશોની મોટાર આવી પહોંચી. સુમનનો ઘોડો મોટારની દૃષ્ટિમર્યાદામાં ક્યારનોએ આવી ચૂક્યો હતો એટલે જરા પણ વિલંબ નહિ કરતાં એ બન્નેને પકડી પાડવાના ઇરાદાથી જ તેઓ પવનવેગે આગળ વધતા હતા. જે ઝુંડની પાછળ નંદરામ છુપાઇ રહ્યો હતો તે ઝુંડની પાસે મોટાર આવતાં જ ઘોડા ઉપરથી ઉતરીને તૈયાર રહેલા નંદરામે ભોંયે લાંબા પડીને પોતાની રાઇફલના ત્રણ બહાર ઉપરાઉપરી કર્યા અને તેને પરિણામે મોટારનાં બે ટાયરો ભેદાઇ ગયાં! થઇ ચૂક્યું! મોટારની ગતિની મુખ્ય ચાવી તેનાં ટાયર હોય છે. તે તૂટી જતાં જ મોટારને અટકી જવું પડ્યું અને નંદરામ ઘોડાપર સ્વાર થતો બાજુએ થઇને નાસી ગયો! સુમન, પ્રીતિ અને નંદરામ ત્રણે એ યુક્તિથી બચી ગયાં અને મોટાર માર્ગમાં જ અટકી પડી! બદમાશો નંદરામની આ એક યુક્તિ આગળ મ્હાત થઇ ગયા!

* * * * *

અત્યારે આપણે પ્રીતિને અને સુમનને પૂર્વવત્ પ્રીતિના દિવાનખાનામાં આનંદથી બેઠેલાં જોઇએ છીએ! શંકારૂપી વિષના પ્રયોગથી ઉભય હૃદયો વચ્ચેની જે સ્નેહસાંકળ તૂટી ગઇ હતી, તે માત્ર એક જ બનાવથી પુનઃ સંધાઇ ચૂકી હતી અને પ્રસરેલા વિષનું શમન થઇ ચૂક્યું હતું! ઉભયનાં નેત્રોમાં પહેલાં કરતાં પણ વિશેષ સ્નેહનું તેજ ચળકતું હતું, જોકે તેમાંએ પ્રીતિનાં નેત્રો વિશેષ પ્રમાણમાં લજ્જાથી ઘેરાએલાં હતાં. થોડી વાર પ્રાસ્તાવિક વાતચીત કર્યા પછી પ્રીતિ બોલીઃ

"સુમનલાલ ! હવે મેં જોયું કે તમારા હૃદયમાં સ્થપાએલી મૈત્રી અવિચળ છે. પહેલાં મને એમ લાગતું હતું કે મારા હૃદયમાં પણ એવી જ અવિચળ મૈત્રી સ્થપાઇ છે, તોપણ હવે મને સમજાય છે કે તેમાં એટલો અવિચળતાનો ગુણ નહોતો, નહિતો એક ક્ષુદ્ર બનાવને જૂદા જ રૂપમાં સમજીને આવું સાહસ મેં કર્યું ન હોત ! તમને મારી ચીઠ્ઠી વાંચીને બહુ જ ક્રોધ ઉપજ્યો હશે, નહિ વારૂ ?"

"ક્રોધ નહિ પણ ખેદ અને દયા ઉપજી હતી. મેં એવું જ અનુમાન કર્યું હતું કે તમને કોઇએ ભ્રમાવ્યાં હશે, પરન્તુ મને એક ભયનું કારણ એ લાગતું હતું કે તમને ભ્રમિત કરનારનો સંબંધ કદાચ **શ્યામ** સમાજ સાથે હશે તો તેથી તમે બહુ દુઃખી થશો."

"મને ભ્રમિત કરનાર માત્ર એ બનાવ જ હતો—બીજી કોઇ ખાસ વ્યક્તિ નહોતી, એટલે કાંઇ ચિંતા કરવા જેવું નથી; પરન્તુ મને કહો —તમે મને સંપૂર્ણ ક્ષમા કરીને પૂર્વવત્ મૈત્રી ચાલુ રાખશો ?"

"એવું પૂછવાની જ શી જરૂર છે પ્રીતિગૌરી ? ભ્રમર કમળ પાસે જાય છે તેમાં કમળનો ગુણ પણ કારણીભૂત હોય છે—કમળે ભ્રમરને વિનતિ કરવાની કાંઇ જરૂર હોતી નથી. તમારી સુવાસ જ મને અહીં ખેંચી લાવશે, પછી તમારો પ્રશ્ન જ અપ્રાસંગિક ઠરે છે."

"ભલે ત્યારે, હવે એ પ્રશ્ન હું નહિ પૂછું: હવે મને સમજાય છે કે તમે મારા વાંકની ક્ષમા મને આપી ચૂકયા છો. પરન્તુ જો આ વાત મોહિની જાણશે તો તેને મારી શંકા માટે બહુ ક્રોધ ચડશે અને કદાચ તે મારી સાથેનો સંબંધ તોડી નાંખશે. તે તીખા સ્વભાવવાળી હોવાથી સાહસ કરતાં વિચાર કરશે નહિ."

"તમે પણ સાહસ કર્યું, માટે તમારો સ્વભાવ તીખો ગણાય કે નહિ ?" સુમને ટોળમાં પ્રશ્ન કર્યો અને ઉત્તર માટે પ્રીતિની સામે જોયું.

પ્રીતિ શરમાઇને નીચું જોતી બોલી: "મારા વાંકનું પુનઃ પુનઃ સ્મરણ કરાવીને તમે મને શરમાવો નહિ! **गतम् न शोच्यम्**. પણ મોહિનીને હવે હું કેવી રીતે મ્હોં બતાવી શકીશ, તેનો કાંઇ ઉપાય બતાવો."

"તેનો ઉપાય માત્ર એટલો જ છે કે તમારે સાચી વાત તેને મ્હોંએ કહેવી જ નહિ અને હું પણ તેને એ વાત નહિ કહું. આપણી વચ્ચે થોડો વખત અણબનાવ રહ્યો એ વાત જ આપણે જો મોહિનીના જાણવામાં આવવા ન દઇએ, તો પછી એ ખરી વિગત જાણી શકશે નહિ."

"પણ એટલા લાંબા વખતથી હું તેને મળી નથી, તેથી મને તે પૂછશે તો તેનો જવાબ હું શો આપીશ?" પ્રીતિએ જાણવા માંગ્યું.

"તે નહિ પૂછી શકે, કારણકે એ લાંબા વખતમાં તેણે પણ તમને કાંઇ પત્ર લખ્યો નથી કે તે મળવા આવી નથી." સુમને જવાબ આપ્યો અને આગળ જણાવ્યું: "તમને નહિ મળવા આવવાનું જે કાંઈ કારણ તે બતાવે તેવા જ પ્રકારનું કારણ તમે પણ બતાવી શકશો. કહેજો કે તમે મુસાફરીમાં ગયાં હશો એમ ધારીને હું તમને મળવા આવી નહોતી કે મેં પત્ર લખ્યો નહોતો. સામો તેનો પણ વાંક હોવાથી એ સંબંધે તે તમને ઠપકો આપી શકવાની નથી."

બહાર ઊભાં ઊભાં આ બધી વાત સાંભળી રહેલો નંદરામ હવે અંદર આવ્યો અને બોલ્યો: "સુમનલાલ! પણ મોહિનીબાઇને તમે જેવાં બહારથી જુઓ છો તેવાં જ તે અંદરથી પણ છે એમ માનો છો? હા, તે એક શ્રીમંત ઝવેરીની સ્ત્રી છે અને કદાચ પ્રીતિગૌરીની કાકાની દિકરી બ્હેન હશે—"

સુમને આશ્ચર્યથી પૂછ્યું: "હશે, એમ કેમ કહો છો? ખરેખર તે પ્રીતિગૌરીની બ્હેન છે એમ કેમ કહેતા નથી?"

"કારણકે આટલાં વર્ષથી હું આ ઘરમાં રહું છું પણ સન્મુખરાયના વખતમાં મેં તેને કોઈ વાર અહીં આવેલી જોઈ નથી. સન્મુખરાયના ભાઈ અહીં ઘણી વાર આવતા અને તેમનો ચહેરો પણ અત્યારે મારી આંખો સામે તરવરે છે. તેમને એક દિકરી હતી અને તેનું નામ મોહિની હતું તે પણ હું જાણું છું, પરન્તુ તે આ જ મોહિની છે એ હું જાણતો નથી. તે અહીં પરણીને આવી અને પ્રીતિને મળી, તેણે કહ્યું તે ઉપરથી અમે જાણ્યું કે તે પ્રીતિની બ્હેન થાય!"

સુમને થોડી ક્ષણ વિચાર કરીને જવાબ આપ્યો: "એ ભલે, પણ તેમાં કાંઈ શંકાનું કારણ નથી. એક લક્ષાધિપતિની સ્ત્રી કાંઈ જૂઠો સંબંધ બતાવવાની હિંમત કરી શકે નહિ. તે જ સન્મુખરાયના ભાઈની દીકરી હોવી જોઈએ."

"વારૂ, કદાચ એમ માનીએ; પણ સુમનલાલ! તમે મને એક દિવસ ચેતાવ્યો હતો ત્યારથી હું જોતો રહ્યો છું કે એ સ્ત્રી બહુ લુચ્ચી છે, કાવતરાબાજ છે અને આપણી હીલચાલ ઉપર બહુ જ બારીકીથી ધ્યાન આપે છે."

"એ માત્ર તમારો વ્હેમ છે. મેં તમને ચેતાવ્યા હતા ખરા, પરન્તુ પાછળથી તેના વર્તન ઉપર સંશય રાખવા માટે મને પસ્તાવો થયો હતો. મને તો તે બહુ પરોપકારી બાઈ લાગે છે, માટે કાંઈ જ વ્હેમ રાખતા ના!"

નંદરામનું વદન આ સાંભળીને વધારે ગંભીર બન્યું. તેના મનનું સમાધાન થયું જણાયું નહિ. તે બોલ્યો: "મને લાગે છે કે તમે કાંઈક ભૂલ કરો છો. પણ હશે. આપણી આસપાસ તોફાન મચી રહ્યું છે એટલે વધારે સાવચેતી રાખવામાં વધારે લાભ સમાએલો છે, નહિ વારૂ?"

"એ ઠીક છે." સુમને કહ્યું.

એટલામાં ચાકરે આવીને ટપાલના કાગળો પ્રીતિના હાથમાં મેલ્યા, એટલે સુમન ચાલ્યો ગયો અને પ્રીતિ એ કાગળો વાંચવામાં રોકાઇ.

## પ્રકરણ ૩૪ મું.

### પિતાના મેળાપનો યોગ.

ત્યારપછી બે–ત્રણ દિવસ વહી ગયા અને પ્રીતિને ઘેર એકાએક મોહિનીબાઈ ઝબક્યાં ! પ્રીતિ તો તેને જોઇને ઘેલી ઘેલી બની ગઇ અને એક આરામખુરશીમાં બેઠી બેઠી તે છાપું વાંચતી હતી તે એકદમ ફેંકી દઈને મોહિનીને મળવા માટે તે દિવાનખાનાના બારણા ભણી દોડી! મોહિનીએ સસ્મિત વદને તેના હર્ષને ઉત્તેજન આપતાં કહ્યું: “કેમ, પ્રીતિબ્હેન ! ખુશીમાં તો છો ને ?”

“પણ મોટી બ્હેન ! અત્યારસુધી તમે ક્યાં છુપાઇ ગયાં હતાં ? શું કાંઈ બહારગામ ગયાં હતાં, તબીયત નરમ હતી કે કાંઇ આફત આવી પડી હતી ?”

“તને છેલ્લા મળ્યા પછી કાંઇક મારી તબીયત નરમ રહી હતી અને કાંઇક દિવસો બહારગામ ખાતે પણ મેં ગાળ્યા હતા; પણ તું તો મને કોઇ દિવસ ન મળવા આવી, ન તબીયત પૂછવા આવી કે નહિ એક પત્ર પણ લખ્યો ! હું તો તારી સાથે લ્હડવાડ કરવા માટે આવી છું !”

“ભલે લ્હડવાડ કરો, પણ હું તો તમારાથી નાની છું. તમે મારાથી મોટાં છો, તો તમારે મારી ખબર ન લેવી જોઇએ શું ?”

“પણ હું તો તારા પર ગુસ્સે ભરાઈ છું. તે દિવસે તું મારે ત્યાં

ચ્હા પીવાને આવવાની હતી તે ન આવી, હું તારી રાહ જોઇને બેસી રહી; તું જાણતી હતી કે મારી તબીયત ખરાબ છે, છતાં આટલા દિવસ જાણે કે તું મુંબઇમાં જ ન હોય તેવી રીતે વર્તી; પછી શું હું તારા પર ગુસ્સે ન થઉં ? એ ગુસ્સાથી જ મેં તારા પર બહારગામથી પત્ર લખ્યો નહિ કે હું તને આજસુધી મળવા પણ આવી નહિ. છેવટે મેં સાંભળ્યું કે તું વસઇ ગઈ હતી, ત્યાં તારા પર કાંઇ આફત ગુજરી, તેથી મારૂં મન રહ્યું નહિ અને તારા કુશળ વર્તમાન પૂછવા માટે હું આવી !"

"હશે બ્હેન ! મારો એટલો વાંક માફ કરો. હું એવી આશામાં બેસી રહી કે તમે મને જરૂર મળવા આવશો અને તેને લીધે આટલો વાંક થયો." છેવટે ચતુર મોહિની પાસે પ્રીતિને પોતાનો વાંક કબૂલ કરવો પડ્યો. સુમને શીખવી રાખ્યા છતાં એ વાર્તાપ્રયોગમાં પ્રીતિને હારી જવું પડ્યું.

"એ તો ઠીક; પણ વસઇમાં શું બન્યું તે તો કહે !"

પ્રીતિ બોલીઃ "પેલી સુનીતિ મને વસઈ તેમની ઉજાણીમાં તેડી ગઇ હતી, ત્યાં શ્યામસમાજના બદમાશોએ અગાઉથી કાવતરૂં ગોઠવી રાખેલું માલૂમ પડ્યું. હું અને સુનીતિનો પતિ ચંદુલાલ એ બદમાશોની કેદમાં સપડાયાં હતાં, એવામાં એકાએક સુમનલાલે આવી પહોંચીને મને છૂટી કરી. પછી તો અમે ઘોડાપર બેસીને નાસી છૂટ્યાં !"

"એ મા !" મોહિની કૃત્રિમ ભય દર્શાવતી બોલીઃ "એ તો સારૂં થયું કે સુમનલાલ આવી પહોંચ્યા, નહિતો શી ગતિ થાત ! મૂઆ એ લુચ્ચાઓએ હજી પણ તારો કેડો છોડ્યો નથી શું ?"

"જુઓને બ્હેન ! ભયનો કાંઇ પાર છે ? હવે તો મારા મનમાં

એવું જ થઇ ગયું છે કે જાણે હું ઘરની અંદર જ બેસી રહું અને ક્યાંય બહાર જઉં જ નહિ."

"એમ તે કાંઇ થાય છે? રોજ રોજ ઘરમાં બેસી રહેવું તે કેમ ગમે વારૂ? ફરવા જવાનું, નાટક–સીનેમામાં જવાનું અને કોઇ વાર બહારગામ જવાનું મન પણ થાય: પણ એ રહ્યા હજી કેડો છોડતા નથી એ જ દુ:ખ છે તો!" મોહિનીએ ચિંતા દર્શાવી.

"એક બાજુએ આ આફતોનું દુ:ખ છે અને બીજી બાજુએ પિતાજી તરફથી કશા ખબર મળતા નથી એ દુ:ખ છે. ખરૂં કહું બ્હેન? હવે તો મને બહુ મુંઝવણ આવે છે હોં. જો આ આફતો ચાલુ રહેશે તો પિતાજીની પેઠે મારે પણ ગુપ્તવાસમાં દિવસો ગાળવા પડશે, એવું હવે મને લાગવા માંડયું છે!"

"નહિ, નહિ, એવું સાહસ કરવાની જરૂર નથી; પણ બ્હેન! કાકાજી તરફના કશા સમાચાર નથી શું?"

"ના, બિલકુલ નથી! હવે તો મને એક તરંગ સૂઝ્યો છે. મારી જન્મોત્રી કોઇ સારા જોષીને બતાવીને અમારો પિતા–પુત્રીનો મેળાપ ક્યારે થશે એવું પૂછવાનો મારો વિચાર છે. હમણાં છાપામાં એક જાહેર ખબર વાંચી તે ઉપરથી મને એવો વિચાર થયો છે."

"જ્યોતિષ તો એક માત્ર ભ્રમણા છે."

"ભ્રમણા છે એમ તો ન કહેવાય, તોપણ જ્યોતિષ સર્વથા સાચું પડતું નથી, એ વાત તો ખરી છે. છતાં એ અખતરો અજમાવી જોવાનો મારો વિચાર છે. એમાં આપણું કાંઇ જવાનું નથી." પ્રીતિએ પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

"તો ભલે. નંદરામ કાકાની સાથે કોઇ જોષીને આજકાલ મળી આવજે." પ્રીતિની ઉત્સુકતા જોઇને મોહિનીએ સંમતિ આપી.

ત્યારપછી કેટલીક વારસુધી બન્નેની વચ્ચે કાંઇક પ્રાસ્તાવિક વાતચીત ચાલી અને પછી બન્ને જણીઓ છૂટી પડી. પ્રીતિનો સ્વભાવ હમેશાં અધીરો અને ઉતાવળો હતો. જોષીને મળીને પ્રશ્ન પૂછવાનો તેને જે વિચાર થયો હતો, તે તુરત જ તેણે નંદરામને કહ્યો. પ્રીતિની ભયરહિત અને નિર્દોષ અભિલાષા પૂરી કરવાને નંદરામ કદિ આનાકાની કરતો નહિ. પ્રીતિનો વિચાર જાણ્યા પછી તેને પણ એવું લાગ્યું કે અધીરા મનને થોડી વારની શાન્તિ આપવા માટે જ્યોતિષનો આશ્રય લેવો તે સારી વાત છે. મુંબઇમાં સારી પેઠે વખણાતા એક દક્ષિણી જોષીની પાસે જઇને પ્રીતિની જન્મોત્રી બતાવવી એવો તેમણે બન્નેએ મળીને નિશ્ચય કર્યો.

બીજે દિવસે બપોર પછી પ્રીતિ અને નંદરામ જોષીની પાસે ગયાં. આજકાલના ચતુર જોષીઓ એકલી પોતાની વિદ્યા ઉપર જ આધાર રાખવાને બદલે વ્યવહારકુશળતાનો સારી પેઠે ઉપયોગ કરવા લાગ્યા છે અને તે બન્ને વિદ્યાઓના યોગથી જ તેઓ સારી પેઠે ધન સંપાદન કરી શકે છે. જે જોષીરાજની પાસે પ્રીતિ અને નંદરામ ગયાં તે પણ એવા વ્યવહારવિદગ્ધ જોષી હતા. પ્રીતિને તે ઓળખતા નહોતા, પરંતુ તેનું નામ અને તેના સંબંધી બનેલા ચિત્રવિચિત્ર બનાવોની વાતો તેમણે પુષ્કળ સાંભળી હતી, એટલે જ્યારે તેમણે નંદરામને મુખેથી પ્રીતિનું નામ સાંભળ્યું, ત્યારે તેમણે અતિમાનપૂર્વક પ્રીતિનો સત્કાર કર્યો અને કુશળ વર્તમાન પૂછ્યા. છેવટે તેમણે પ્રીતિના આગમનનું કારણ જાણવા માંગ્યું, એટલે પ્રીતિએ કહ્યું: “મારા પિતાજી ઘણાં વર્ષોથી ગુપ્તવાસમાં છે, તે તમે જાણો છો. તે કયે સ્થળે છે તે અમે જાણતાં નથી. આ મારી જન્મોત્રી તમે જુઓ અને કહો કે અમારો–પિતાપુત્રીનો મેળાપ થવાનો યોગ ક્યારે છે ?”

પ્રીતિના પ્રશ્નનો હેતુ જોષી સમજી ગયો. પિતાને મળવાને તે બહુ આતુર બની ગઇ હોવી જોઇએ એવું અનુમાન તો હરકોઈ માણસ કરી શકે, તો એ વ્યવહારચતુર જોષી તે સમજે એમાં કાંઇ જ નવાઇ નહોતી. સારા કુળ પાસેથી વધારે પૈસા કઢાવવા માટે વધારે મહેનત કરવાનો દેખાવ કરવાનું ડહાપણ ઘણા વૈદ્યો, ડાકટરો, વકીલો અને જોષીઓમાં હોય છે, તેવી રીતે આ જોષીએ પણ બહુ પરિશ્રમ લેવા માંડ્યો. તેમણે પોતાના કબાટમાંથી એકાદ ડઝન પુસ્તકો ઉઘાડીને જોયાં. કુંડળીઓ અને ગણિતના હિસાબો આલેખવામાં કેટલાએ કાગળો બગાડ્યા. રમલના પાસા પાંચ–સાત વાર નાંખીને ગણિત આલેખી જોયું. પ્રીતિની જન્મોત્રી તો અનેક વાર પુનઃ પુનઃ તપાસી જોઇ. કલાક–દોઢ કલાક એ પરિશ્રમમાં ગયો અને છેવટે તેમણે જણાવ્યું કેઃ "પ્રીતિબ્હેન! આજથી સાડત્રીશ દિવસની અંદર તમને તમારા પિતાજી જ્યાં હશે ત્યાંથી પત્ર લખશે અને એકતાળીશ દિવસની અંદર તમને આવી મળશે. તમારી જન્મોત્રી તથા બીજા યોગોનું અવલોકન કરતાં તથા જૂદા જૂદા ગ્રહોની ગતિનું ગણિત કરી જોતાં આ પરિણામ આવે છે."

"ઓહો! એ તો બહુ જ ટૂંકી મુદત આવી પહોંચી! જોશીરાજ! ખરેખર આ યોગ બરાબર છે?"

"બરાબર જ હોય એમાં જરાએ શંકા રાખવી નહિ." જોષીએ પોતાના કથનને પોતાની મેળે જ પુષ્ટિ આપી.

એ સાંભળીને પ્રીતિને અત્યંત આનંદ થયો. થોડા જ દિવસમાં હવે પોતે પોતાના પિતાને મળવાને ભાગ્યશાળી થશે એવું સુખસ્વપ્ન તે જોવા લાગી અને જોષીના મહેનતાણામાં બે સોનામહોરો આપીને તે ત્યાંથી ઉઠી.

# પ્રકરણ ૩૫ મું.

## મિઠ્ઠી આશા.

પૂર્વવત્ સુમન, પ્રીતિ અને મોહિનીની ત્રિપુટી એકબીજાના પરિચયમાં રહીને આનંદમાં દિવસો ગાળવા લાગી. તે અરસામાં જ એક મોટો ખેદજનક બનાવ બન્યો તે સુમનની ઓફીસના ચાકર રામાના ખૂનનો હતો! કોણ જાણે શાથી તેનું મુડદું કોહી ગએલી સ્થિતિમાં દરિયામાં તરતું હાથ લાગ્યું હતું! તેના શરીરપર હથીયારોના ઘા થએલા હતા, પરન્તુ તે ઘા તેણે પોતાની મેળે કરેલા હતા કે કોઇ બીજાએ તેના પર બળાત્કાર કર્યો હતો, તે કશી વિગત એ મુડદા ઉપર જ્યુરી ભરવામાં આવી ત્યારે જાહેર થઇ નહોતી. આથી તેણે આપઘાત કર્યો કે કોઇએ તેનું ખૂન કર્યું તે નક્કી થઇ શક્યું નહિ, પરન્તુ તેને આત્મઘાત કરવા જેવું કશું દુઃખ માલૂમ પડ્યું ન હતું તેથી કોરોનરે માત્ર એટલું જ અનુમાન કર્યું કે કોઇ અજાણ્યા સખ્સે તેનું ખૂન કર્યું હોવું જોઇએ. જ્યારે આ બનાવ સુમનના જાણવામાં આવ્યો, ત્યારે એને બહુ જ ખેદ થયો. તે સમજી ગયો કે શ્યામસમાજના કોઇ બદમાશે જ તેનું ખૂન કર્યું હોવું જોઇએ, કારણકે પહેલાં એ મંડળીમાં દાખલ થઇને કેટલુંક કામ બજાવ્યા પછી તે તે મંડળી પ્રત્યે બેવફા નીવડ્યો હતો અને તેનું કામ કરવાનું છોડી દીધું હતું. વસઇના કાવતરાની ખબર તેણે સુમનને આપી હતી, તે જ વખતે તેણે એ બેવફાઇનું પહેલું કામ કર્યું હતું, પરન્તુ એ બેવફાઇ શ્યામસમાજના જાણવામાં આવી નહોતી. સુમને એક પ્રીતિ સિવાય બીજા કોઇને એ વાત કહી નહોતી અને પ્રીતિએ રામાની સેવાના બદલામાં એક વાર મોહિનીની સાથે જઇને

તેને સો સોનામહોર બક્ષીસ આપી હતી. તે બક્ષીસ આપતી વખતે મોહિનીએ પ્રીતિને બહુએ પૂછ્યું હતું, પરન્તુ પ્રીતિએ એ વાત જાહેર નહિ કરવાની પ્રતિજ્ઞા સુમનની સમક્ષ લીધી હોવાથી તેણે એ વાત મોહિનીને કહી નહોતી. એટલે ખરી વાત સુમન અને પ્રીતિ જ માત્ર જાણતાં હતાં, છતાં એ વાત શ્યામસમાજમાં જાહેર થઇ ગઇ અને તેનો પૂરો બદલો બિચારા રામાને મળી ચૂક્યો. શ્યામસમાજ અત્યંત ગુહ્ય અને વિસ્તૃત મંડળી છે એવું હવે સુમનને બરાબર સમજાયું, છતાં રામાની વિગત શ્યામસમાજે કેવી રીતે જાણી તે વિષે તે કાંઇ જ અનુમાન કરી શક્યો નહિ.

* * * * *

"સુમનલાલ! તમે જ્યોતિષને સાચું માનો છો કે?" પ્રીતિએ એકવાર બેંડસ્ટેંડપર ફરતાં પ્રશ્ન કર્યો.

"જ્યોતિષને હું સાચું માનું છું, પરન્તુ જ્યોતિષ જોનારાઓને ઘણે ભાગે હું જૂઠા માનું છું." સુમને જવાબ આપ્યો.

"એ કેવી રીતે?" પ્રીતિએ પૂછ્યું.

"એ શાસ્ત્ર ખરૂં છે, પરન્તુ એ શાસ્ત્ર જાણનારાઓમાં મોટો ભાગ અધકચરૂં જ્યોતિષ સમજનારાઓનો છે અને જે ખરૂં જ્યોતિષ જાણે છે તેમાંનો મોટો ભાગ એવા લોકોનો છે કે જેઓ ધન મેળવવાને માટે ગ્રાહકને કોઇ રીતે ખુશ રાખવાનો જ યત્ન કરે છે અને એ રીતે જ્યોતિષ વિદ્યાનું નામ એટલું વાયડું બની ગયું છે કે હવે ઘણા લોકો તેને માત્ર એક વહેમ ગણીને હસી કાઢે છે!"

"તમે આવું કહ્યું તેથી મને એક નિરાશા ઉપજી."

"કેમ વારૂ?" સુમને જાણવા માંગ્યું.

"એક જોષીએ મને ઘણી જ સારી આશા આપી છે તેના ખરાપણા માટે તમે કહો છો તે ઉપરથી મને શક જાય છે."

"શા સંબંધી આશા આપી છે વારૂ?"

"અત્યારસુધી એ વાત મેં તમારાથી છૂપી રાખી હતી, પરન્તુ મારૂં મન એવું છે કે તમારાથી છૂપું હું લાંબો વખત ટકાવી શકતી નથી. થોડા દિવસ પહેલાં હું નંદરામ કાકાને સાથે તેડીને એક જોષી પાસે ગઇ હતી અને મારી જન્મોત્રી બતાવી હતી, તે જોઇને જોષીએ એવું કહ્યું કે 'તમારો અને તમારા પિતાજીનો મેળાપ ૪૧ દિવસની અંદર થશે.' તેણે મને એવું કહ્યું તે ઉપરથી મને બહુ જ આનંદ થયો, પરન્તુ તમે કહ્યું તે ઉપરથી મને એવો વહેમ આવે છે કે કદાચ તેણે મને ખુશ કરવાને જ એવું કહ્યું હશે."

"નહિ, નહિ, બધા જોષીઓ કાંઇ એવા જ હોતા નથી. કેટલાક એવા પણ હોય છે કે જેઓ સારૂં કે ખૂરૂં જેવું હોય તેવું કહી દે છે. તમે જે જોષી પાસે ગયાં હતાં, તે જોષી કદાચ સાચાબોલો પણ હોય."

"ત્યારે શું તમો પણ એમ માનો છો કે મારા પિતાજી મને એકતાળીશ દિવસની અંદર આવી મળે, એ સંભવિત છે?" પ્રીતિએ પૂછ્યું.

"હા, એ સંભવિત છે."

"અને એ જોષીએ એવું પણ કહ્યું હતું કે સાડત્રીસ દિવસની અંદર મને મારા પિતાજી તરફથી પત્ર મળશે. એવું કહ્યાને બાર દિવસ ગયા એટલે હવે માત્ર પચીસ દિવસ બાકી રહ્યા. એ દિવસો પૂરા થતા જાય છે, તેમ તેમ મને બહુ આનંદ થતો જાય છે, એ ઉપરથી મારા અંતરાત્માને આ વખતે લાગે છે કે પિતાજી આવ્યા વિના રહેશે નહિ."

"એ બધુંએ સંભવિત છે, પરન્તુ તે ઉપર એટલી અંધશ્રદ્ધા ન

રાખશો કે જેથી કોઇના કાવતરામાં સહેજે ફસી જવાય. વિશ્વાસથી ઘણાં કાવતરાંઓમાં તમે ફસાયાં છો, એટલે તમે જાણુતાં હશો કે આવા બનાવમાં પણુ શત્રુનું કાવતરું હોવાનો સંભવ છે."

"શું એ જોષી કાવતરાખોર હશે? દશ વર્ષથી એ જોષી મુંબઇમાં ધંધો કરે છે, એવું હું જાણું છું." પ્રીતિએ જણાવ્યું.

"એ કાવતરાખોર જ હશે, એવું હું કહી શકતો નથી; પરન્તુ સાવચેતી રાખવાની જ હું માત્ર સૂચના કરું છું." સુમને જણાવ્યું: "અને તમે આ વાત કોઇને કહી નથીને?"

"ના, બિલકુલ નહિ, હું તો તમને પણ કહેવા માંગતી નહોતી, કારણુંકે એ કોઇને નહિ કહેવાની મને નંદરામ કાકાએ સૂચના કરી હતી; પરંતુ તમારાથી એ વાત છાની રાખવાનું મારામાં ધૈર્ય નથી, તેથી છેવટે તમને કહેવું જ પડયું. હવે મારું હૃદય કાંઇક શાંત થશે."

એ સાંભળીને સુમને મંદ સ્મિત કરીને કહ્યું: "ત્યારે તો હવે તમારા હૃદયમાં મારો અર્ધો ભાગ પડયો; નહિ વારુ?"

"હા, કેમ ના કહી શકાય? અને જો એકતાળીસ દિવસની અંદર પિતાજી આવશે, તો આપણે આ શરીરોના પણ પરસ્પર ભાગીદાર બનીશું." પ્રીતિએ કાંઇક શરમથી પણુ પોતાની શક્તિ કરતાં વધારે હિંમત આણીને કહ્યું.

"પણુ કદાચ હું અપવિત્ર હોઇશ તો?" સુમને મશ્કરી કરતાં કહ્યું

"હવે તો તમે કહો તોએ હું તમારી અપવિત્રતાની શંકા પણુ લાવું નહિ. સારું થયું કે મોહિનીએ આ વાત જાણી નહિ; નહિતો તે મારે માથે ઝાડ ઉગાડત અને મારાથી કાંઇ બોલી શકાત નહિ."

"વારુ, આ જોષીએ કહેલી વાત મોહિનીબાઇ પણુ જાણુતાં જ હશે તો?"

"તે તો ભલે જાણે. પિતાજીને મળવાને તે પણ બિચારી બહુ આતુર છે. જોષીને મળવા ગયા પહેલાં જ મેં તેને કહ્યું હતું; તે તો વળી જ્યોતિષને બિલકુલ વહેમ ગણે છે. તોપણ જોષીએ કહેલી વાત મેં જ્યારે તેને કહી, ત્યારે તે પણ વિચારમાં પડી ગઇ અને એવુ ઇચ્છવા લાગી કે એ જોષીનું કહેવું ખરૂં પડે અને પિતાજીને મળવાનો અવસર વહેલો પ્રાપ્ત થાય." પ્રીતિએ જણાવ્યું.

"ઠીક; આ બધું સંભવિત છે, તોપણ પહેલાં સન્મુખરાયનો પત્ર આવે અને પછી તે આપણને આવી મળે એ બધું બનશે કે કેમ તે માટે મારૂં મન બહુ સંશયગ્રસ્ત રહે છે. તેટલા માટે મારી ખાસ સૂચના એ છે કે તમે જરાએ ગફલતમાં રહેશો નહિ."

"ગફલતમાં તો બિલકુલ રહીશું નહિ. નંદરામ કાકા કેટલી સાવધાની રાખે છે તે જો તમે જુઓ તો આશ્ચર્ય પામ્યા વિના રહો નહિ." પ્રીતિએ કહ્યું.

"નંદરામનો મને ભરોસો છે. હમણાં મુંબઇમાં અમારે માટે બહુ કામકાજના દિવસો આવી પહોંચ્યા છે. આ અઠવાડિયામાં નામદાર વાઇસરોય મુંબઇની મુલાકાતે આવવાના છે અને આવતા અઠવાડી-યામાં કેટલીક કોન્ફરન્સો મળવાની છે, એટલે અમે બહુ જ કામકાજના બોજામાં રહીશું; તેથી જો તમને મળવા ન આવી શકાય અને કોઇ નવો બનાવ બને તો મને જરૂર ટેલીફોનથી અથવા બીજી કોઇ રીતે ખબર આપજો."

"ઘણું સારૂં. પણ શું તમે બિલકુલ આવી શકશો નહિ?"

"નક્કી કહી શકું નહિ, તેથી જ આ સૂચના કરૂં છું." એટલું કહીને સુમન આગળ ચાલ્યો. પ્રીતિ પણ તેની સાથે સાથે દોરાઇ.



## પ્રકરણ ૩૬ મું.

### ખરેખર ! પત્ર આવ્યો !

થોડા વધારે દિવસ વ્યતીત થઇ ગયા. પ્રીતિ રોજ ઉત્સુકતાથી ટપાલની રાહ જોતી હતી, કારણકે જોષીએ આપેલી આશા પ્રમાણે પહેલાં તેને પત્ર મળવાનો અને પછી પિતાનો મેળાપ થવાનો સંભવ હતો. એ આશામાં કિંચિત્ નિરાશા અને ભયની છટા પણ આવતી, કારણકે એવાં ભવિષ્યકથનો યથાસ્થિત ખરાં નીવડવા વિષે સુમને તેને અશક્યતા જણાવી હતી. આમ હોવા છતાં તે આશાનો સમૂળગો ત્યાગ કરી શકતી નહોતી. તે ઘણી વાર એ વિષે નંદરામને પૂછતી, સુમન આવતો ત્યારે પુનઃ પુનઃ તેને પૂછતી, એક વાર ફરીથી વળી એ જ જોષીની પાસે જઇને તે વિશેષ ખાત્રી કરી આવી અને પિતાના પત્રની રાહ જોતી દિવસો નિર્ગમન કરવા લાગી.

એટલામાં એક દિવસ, ખરેખર ! પત્ર આવ્યો ! સન્મુખરાયના હસ્તાક્ષર નંદરામે સીરનામા ઉપરથી જ ઓળખી લીધા ! પ્રીતિ તે પત્ર જોઇને તો ઘેલી ઘેલી બની ગઈ ! પત્રમાં નીચે પ્રમાણે લખેલું હતું:-

મુંબઇ, તા. ૧૫ મી.

"વ્હાલી પુત્રી પ્રીતિ !

"માત્ર એક વાર મેં તને દૂરથી જોઇને મારાં નેત્રોને ઠાર્યાં છે અને તારી આફતોની વાતો સાંભળીને મારા હૃદયને બાળ્યું છે, પરન્તુ હું જોઇ રહ્યો છું કે પહેલાં જે આફત મારા શિરપર આવેલી હતી, તે જ આફત હવે તારા શિરપર આવી પડેલી છે, ત્યારે મને મારી જાત ઉપર-મારા ગૃહવાસ ઉપર બહુ ગુસ્સો આવે છે અને તારા ઉપર દયા

આવું છું. બ્હેન! હું હવે સ્પષ્ટ કહું છું કે હું મુંબાઇમાં થોડા વખતથી ગુપ્તવાસમાં રહું છું અને બધાએ ખેલ જોયા કરૂં છું; પરન્તુ મારાથી ખુલ્લા પડી શકાય તેમ નથી તેથી મનોનિગ્રહ રાખીને ગુપ્તવાસ ચલાવી રહું છું.

"સુવર્ણપ્રતિમા–એ મારી જીવનાધિક પ્રિય મૂર્તિનું દર્શન મેં વર્ષોથી કર્યું નથી; એક વાર તેનું દર્શન કરવાની અભિલાષા છે, પરન્તુ તેની ઉપર બદમાશોનાં જે ટોળાં ભમે છે તે જોતાં મને લાગે છે કે હમણાં તેનું દર્શન મારે માટે દુર્લભ છે. પરન્તુ મારી વ્હાલી પુત્રી! એ રમ્ય મૂર્તિની પ્રતિકૃતિરૂપ તને જોવાની તથા મળવાની અભિલાષાને હું ગમે તેટલો મનોનિગ્રહ કરવા છતાં દબાવી શકતો નથી. હું તને માત્ર એક વાર જોઇ ચૂક્યો હોવા છતાં તું મને તારા પિતા તરીકે ન પિછાણું ત્યાંસુધી મારા મનના વેગને પુરતો સંતોષ મળતો નથી. હું રાત ને દહાડો ઝૂર્યા કરૂં છું, તેનું તે જ કારણ છે. હું તને આપણા મકાનમાં આવીને મળું એટલી હિંમત હું ચલાવી શકું તેમ નથી, કારણકે તેમ થવાથી મને બદમાશો કળી જાય એવો સંપૂર્ણ ભય છે; આ કારણથી હું આજે એટલે તા. ૧૫ મીની રાત્રે બરાબર સવા આઠ વાગતાં વિકટોરીઆ ગાર્ડનમાં જમણી બાજુએ આવેલા ભાગમાં કોઇ પણ સ્થળે મળીશ. તારી સાથે નંદરામને લાવજે કારણકે મારે તેને કેટલીક સૂચનાઓ કરવાની છે. આ વાત ગુપ્ત જ રાખજે; કોઇને પણ તે કહીશ નહિ; તારા દર્શનના ઉત્સુક તારા પિતાને બરાબર વેળાસર આવીને મળજે. મને તું તુરત ઓળખી શકે તેટલા માટે હું તને કહું છું કે હું તને દક્ષિણી બ્રાહ્મણના પોશાકમાં મળીશ.

"લી. તારો દુઃખી પિતા સન્મુખરાય."

પત્ર વાંચી રહીને મલકાતે મુખે પ્રીતિ બોલી: "પણ કાકા! આમાં કશું કપટ તો નહિ હોય?"

નંદરામ તો પત્ર વાંચીને ક્યારનોએ વિચારમાં પડી ગયો હતો. પ્રીતિના પ્રશ્નથી પણ તેની વિચારનિદ્રા ઉડી નહોતી. પ્રીતિએ પુનઃ એ જ પ્રશ્ન કર્યો ત્યારે નંદરામનું ધ્યાન ખેંચાયું અને તે બોલ્યો: "કશું સમજાતું નથી. અક્ષર તો હું ઓળખું છું, પણ નજરે જોયા વિના પ્રતીતિ કેમ આવે? તારી સાથે મને પણ બોલાવે છે; જો બદમાશોનું કાવતરૂં હોય તો તે તને એકલીને જ બોલાવે—મને પણ સાથે બોલાવે નહિ; એટલે વહેમ રહેતો નથી. થોડા વખતથી તે ગુપ્ત રીતે મુંબઇમાં આવીને રહ્યા હોય, એ બનવાજોગ છે: પણ—પણ—બ્હેન! મારૂં મગજ ગુંચવાઈ જાય છે; શું કરવું તે સૂજતું નથી."

"ત્યારે હું સુમનલાલને બોલાવું? આપણે ત્રણે જણ મળીને ચોક્કસ નિર્ણય કરીએ." પ્રીતિએ પોતાનો વિચાર જણાવ્યો.

"હા, તેમ કર; તેમને અત્યારે ટેલીફોન કર અને જણાવ કે બે વાગતાં સુધીમાં ફુરસદ મેળવીને જરૂર આવી જાય."

પ્રીતિએ સુમનલાલને ટેલીફોન કર્યો અને સુમન તુરત જ આવી પહોંચ્યો. પ્રીતિએ સન્મુખરાયનો પત્ર તેના હાથમાં મૂક્યો અને તે વાંચતાં તે પણ ઉંડા વિચારમાં પડ્યો. છેવટે તે બોલ્યો: "કદાચ આ પણ બદમાશોનું કાવતરૂં હશે એવો તમને સંશય આવ્યો હશે અને તે સ્વાભાવિક છે; પરન્તુ તે સાથે આ પત્ર ખરો હોય એવી પણ આશા રહે છે અને તેથી વિક્ટોરિઆ ગાર્ડનમાં મળવાની જે ગોઠવણ કરી છે તેનો લાભ જતો કરી શકાય નહિ."

નંદરામ બોલ્યો: "જો તમારો અભિપ્રાય એવો જ હોય કે આ મુલાકાતનો લાભ જરૂર લેવો, તો ભલે; પણ કદાચ એ કાવતરૂં

હોય તો ? વળી રાતનો વખત છે; માટે સંપૂર્ણ સાવચેતીનાં પગલાં લઈ રાખવાં જોઈએ. તેમાં તમારી મદદ જોઈશે."

"તે માટે હું હરેક ક્ષણે તૈયાર છું." સુમને જવાબ આપ્યો.

"ત્યારે સાંભળો: મેં આ પ્રમાણે ગોઠવણ કરવા ધાર્યું છે." નંદરામ બોલ્યો: "બરાબર આઠ ઉપર દશ મિનિટે તમારે અમને વિકટોરીઆ ગાર્ડનના દરવાજા આગળ મળવું. અમે તે જ વખતે ત્યાં પહોંચીશું. તમે જરા મોડા આવશો તો અમે તમારી રાહ જોઈશું પણ તે પહેલાં બગીચામાં દાખલ થઈશું નહિ. સન્મુખરાયની મુલાકાત અમે બે નહિ, પણ આપણે ત્રણે જણ લઈશું."

"એ પ્રમાણે વર્તવા હું તૈયાર છું; પણ મારી મુલાકાત લેવાને સન્મુખરાયને કાંઈ વાંધો હશે તો ?" સુમને શંકા કરી: "તમારી સાથે મારી હાજરીથી તેમને કદાચ વહેમ કે સંકોચ ઉત્પન્ન થશે તો ?"

"તો તે અમે દૂર કરીશું, પરન્તુ તમારે અમારી સાથે તો રહેવું જ જોઈશે. કદાચ એ કાંઈ કાવતરું હોય અને મદદની જરૂર પડે તો ? તેટલા માટે તમને સાથે જ રાખવાની જરૂર છે."

"કાંઈ ફીકર નહિ. તમારી સૂચના પ્રમાણે હું આઠ અને દશ મિનિટે બગીચાના બારણા પાસે જરૂર મળીશ. હવે બીજી કાંઈ ગોઠવણ કરવાની બાકી રહે છે ?"

"ના; હવે તમારે કામ હોય તો જાઓ. સન્મુખરાયને મળતી વખતે અમારે શું શું પૂછી લેવું તેનો હવે અમે વિચાર કરીએ છીએ." નંદરામે જણાવ્યું.

* * * * *

પાંચ વાગ્યા. આજે પ્રીતિને ઉમંગનો દહાડો હતો. તે એક ઓરડામાંથી બીજામાં અને બીજામાંથી ત્રીજામાં આમતેમ ફરતી હતી અને પુનઃ દીવાનખાનામાં આવીને પિતાનો પત્ર વાંચી તેનું મનન

કરતી હતી. રાત્રે પહેરી જવાનાં વસ્ત્રો તો તેણે બપોરનાં તૈયાર રાખ્યાં હતાં. એટલામાં મોહિની તેને મળવા આવી. મોહિનીને જોઇને પ્રીતિએ પોતાના હાથમાંનો પિતાનો પત્ર મેજનું ખાનું ઉઘાડીને તેમાં મેલ્યો અને પછી પોતે મોહિની સાથે વાતચીત કરતી બેઠી. પ્રીતિના મનમાં અસાધારણ ઉમંગ છે, એ ચતુર મોહિનીની દૃષ્ટિથી અજાણ્યું રહ્યું નહિ. પરન્તુ એ ઉમંગનું કારણ પ્રીતિએ મોહિનીને કહ્યું નહિ, એટલે તે સમજી કે તે કાંઇક વાત ગુપ્ત રાખે છે.

એટલામાં ચાકરે આવીને પ્રીતિને ખબર આપ્યા કે "તમને કોઇ ટેલીફોનપર બોલાવે છે." પ્રીતિ એકદમ ઉઠી અને ટેલીફોનપર ગઇ; એટલે મોહિનીની ચકોર આંખ પોતાનું કામ કરવા માંડયું. પોતે આવી તે વખતે પ્રીતિના હાથમાં જે પત્ર હતો તે તેણે મેજના ખાનામાં મૂકયો હતો તે મોહિનીના ધ્યાનમાં હતું. તેણે ધીમેથી મેજનું ખાનું ઉઘાડયું અને તેમાંથી સન્મુખરાયવાળો પત્ર કાઢ્યો અને વાંચ્યો. તે વાંચતાંજ તેની આંખો ઉત્સાહથી ચમકી ! સન્મુખરાય મુંબઇમાં આવ્યો છે એ ખબર તેણે તેના જ પત્રમાં અત્યારે પહેલવહેલી વાંચી અને પોતે વગરસર એ ખબર મેળવી શકી છે એવું તેને સમજાયું. પત્ર પાછો ખાનામાં મૂકયો. પ્રીતિના ઉમંગનું કારણ મોહિનીએ જાણ્યું. પ્રીતિ ઠરાવેલે વખતે સન્મુખરાયને મળવા જવામાં નિષ્ફળ કેવી રીતે નીવડે એ વિચાર હવે તેના મગજમાં ઉદ્ભવ્યો. તેણે ક્ષણ–બે ક્ષણ વિચાર કર્યો. પ્રીતિ તુરત જ પાછી આવે એવો ભય હતો, એટલે વધારે વખત વિચારમાં નહિ ગાળતાં તે ઉઠી અને દિવાનખાનામાંના મોટા ઘડીયાળના કાંટા તેણે અર્ધો કલાક પાછળ મૂકી દીધા ! એટલામાં પ્રીતિ ટેલીફોનપરથી પાછી દિવાનખાનામાં આવી; પરન્તુ તે પહેલાં તો મોહિની પોતાનું સઘળું કામ સંપૂર્ણ કરી ચૂકી હતી !

## પ્રકરણ ૩૭ મું.

### અનાથડી પ્રીતિ !

મોહિનીએ જે કાવતરૂં કરવા ધાર્યું હતું તે ઘણું ગંભીર હતું. સન્મુખરાયનો અને પ્રીતિનો મેળાપ થવા ન પામે, એટલું જ નહિ પણ જો બની શકે તો પોતે પ્રીતિના વેશમાં સન્મુખરાયને મળીને કેટલીક છાની વાતો જાણી લે, એવી તેની ધારણા હતી અને કેટલાક સંયોગો તેને એ કાવતરામાં મદદગાર થઇ પડ્યા હતા. સન્મુખરાયનો પત્ર તેણે વાંચ્યો હતો અને પિતા પુત્રીના મેળાપનો સમય તે જાણતી હતી. એ મેળાપનો સમય પ્રીતિ બરાબર જાણી શકે નહિ, તેટલા માટે તેના ઘડીયાળના કાંટા અર્ધો કલાક પાછા મૂકી દેવામાં પણ મોહિની ફાવી શકી હતી. મેળાપના વખતને હવે માત્ર ત્રણ જ કલાક બાકી હતા, એટલે ઘડીયાળના કાંટામાં થએલો એ ફેરફાર તુરત ધ્યાનમાં આવે એવો સંભવ નહોતો. એ ત્રણ કલાકમાં મોહિનીને ઘણાં કાર્યો કરવાનાં હતાં.

મોહિની પ્રીતિને ત્યાંથી પોતાને મકાને પાછી ફરી, તો તેનો પ્રિયતમ મનહરલાલ તેની જ રાહ જોતો માલૂમ પડ્યો. મોહિનીએ સઘળો વૃત્તાંત મનહરલાલને કહ્યો અને મનહરલાલ તે સાંભળીને ચોંકી ઉઠ્યો. એકાએક સન્મુખરાય મુંબઇમાં ફૂટી નીકળ્યો એ બનાવ જ તેને ઘણો વિલક્ષણ લાગ્યો, કારણકે એ પ્રકારની કશી બાતમી શ્યામસમાજમાં હજી આવી પહોંચી નહોતી, તોપણ જ્યારે મોહિનીએ ખાત્રી આપી કે તેણે પોતાની જ આંખોએ સન્મુખરાયનો પત્ર ચુપચુપ વાંચ્યો હતો, ત્યારે મનહરલાલને શંકાનું કાંઇ પણ કારણ રહ્યું નહિ. મોહિનીએ પ્રીતિના ઘડીયાળના કાંટા પાછા મૂકવાની અને પોતે પ્રીતિના વેશમાં

સન્મુખરાયને મળવાની ધારણા રાખ્યાની વાત કહી તેને મનહરલાલે સંપૂર્ણ ટેકો આપ્યો અને મોહિનીને બનાવટી પ્રીતિ બનાવવાની તૈયારી કરવા માંડી.

મોહિનીને પોતાનું કાવતરૂં સંપૂર્ણ રીતે પાર પડવાની ખાત્રી હતી. સન્મુખરાયે પોતાના પત્રમાં લખ્યું હતું કે તેણે પ્રીતિને માત્ર દૂરથી જ જોઈ હતી, એટલે મોહિનીને એકદમ ઓળખાઇ જવાનો ભય નહોતો. વળી રાત્રે બગીચાના જે ભાગમાં મળવાનું પત્રમાં લખેલું હતું, તે ભાગ વધારે ઝુંડવાળો હોવાથી ત્યાં પૂરતું અજવાળું આવવાનો પણ સંભવ નહોતો, એટલે મોહિની નિશ્ચિંત હતી. સન્મુખરાયને મળીને સુવર્ણ-પ્રતિમા ક્યાં છે તે જાણી લેવું એવી મોહિનીની ઇચ્છા હતી. એટલી વાતચીતને માટે તેને બરાબર અર્ધો કલાક મળે તેમ હતું અને તેટલો વખત પૂરતો હતો.

બે કલાકમાં મોહિની વેશ પહેરીને બનાવટી પ્રીતિ બની ગઇ! પ્રીતિને સન્મુખરાયે દૂરથી જોઇ હતી અને પ્રીતિ બહાર ફરવા જતી વખતે કેવાં કપડાં પહેરવાનો શોખ ધરાવે છે તે મોહિની સારી પેઠે જાણતી હતી, એટલે તેણે તેવાં જ વસ્ત્રો પહેર્યાં. ગળામાં એક મોતીની માળા પહેરી અને તેને સન્મુખરાયની છબીવાળું લોકેટ લટકાવ્યું! એવું લોકેટ મનહરલાલે માત્ર અર્ધા કલાકમાં મોટી કીંમત ખર્ચીને તૈયાર કરાવ્યું! એ પ્રમાણે સઘળી તૈયારી કરીને બરાબર સાડાસાત વાગતાં મનહરલાલ અને બનાવટી પ્રીતિ–મોહિની એક બ્રુમ ગાડીમાં બેસીને વિકટોરિયા ગાર્ડનમાં આવી પહોંચ્યાં.

જે ભાગમાં સન્મુખરાય અને પ્રીતિના–એ પિતા પુત્રીના મેળાપનો સંકેત રચવામાં આવ્યો હતો તે ભાગમાં જૂદી જૂદી જાતનાં પક્ષીઓને જાળવી રાખવા માટેનું મોટું પક્ષીખાનું હતું. પક્ષીઓ તેમાં છૂટથી

ઉડી શકતાં પરન્તુ તેની બહાર નીકળી શકતાં નહિ. એ વિભાગમાં ઝાડ અને છોડવાની વિપુલતા હોવાથી સામાન્ય રીતે ઓછો પ્રકાશ રહેતો હતો. મનહરલાલ એકલો એ સ્થળે બે ત્રણ વાર જઇ આવ્યો, પરન્તુ દક્ષિણી બ્રાહ્મણના વેશમાં ત્યાં કોઇ પણ બેઠેલું માલૂમ પડયું નહિ. બરાબર આઠ વાગ્યા, એટલે સન્મુખરાય આવ્યો અને એક બેંચ પર બેઠો. તેના વેશને અને ચહેરાને એ ઝાંખા અજવાળામાં મનહરલાલે દૂરથી જ ઓળખી લીધો, એટલે તે તુરત જ મોહિનીની પાસે આવ્યો અને તેને ખબર આપ્યા. બરાબર આઠ ઉપર દશ મિનિટ થઇ એટલે મોહિની સન્મુખરાયને મળવા જવાને એકલી ચાલી.

* * * * *

અત્યારે બરાબર સવા આઠ વાગ્યા હતા, પરન્તુ પ્રીતિની ઘડીઆળમાં હજી આઠમાં પંદર મિનિટો ઓછી હતી! મૂળે તે પિતાને મળવા જવાને બહુ ઉત્સુક તો હતી જ, એવામાં વળી ઘડીઆળ બહુ જ ધીમું ચાલતું હોય એવું તેને લાગ્યું! નંદરામે તેની એ અધીરાઇ ઉપર હાસ્ય કરીને કહ્યું: " બ્હેન ! એટલી બધી અધીરી ન બની જા! આપણે બગીચાને દરવાજે બરાબર આઠ અને દશ મિનિટે સુમનલાલને મળવાની ગોઠવણ કરી છે તે શું તું ભૂલી જાય છે? રોજ બરાબર ચાલવા છતાં, શું આજે જ આપણું ઘડીઆળ ધીમું બની ગયું? એ તો તારા મનની અધીરાઇ છે—પિતાને મળવા જવાનો ઉમંગ છે. આપણે વહેલાં જઇએ તોપણ નકામું છે. સુમનલાલ આવ્યા પહેલાં કાંઇ આપણે બગીચામાં પ્રવેશ કરવાનાં નથી." આથી પ્રીતિને મન પંદર મિનિટો પંદર કલાકો જેવી થઇ પડી. તે એક ઓરડામાંથી બીજા ઓરડામાં જવા લાગી અને વારંવાર ઘડીઆળ સામે જોવા લાગી પણ કેમે કરતાં સમય જતો નહોતો. છેવટે બરાબર આઠ વાગ્યા,

એટલે નંદરામ કપડાં પહેરીને પ્રીતિની પાસે આવ્યો અને બોલ્યો: "ચાલ બ્હેન! મોટાર તૈયાર ઊભી છે."

*　　*　　*　　*　　*

સુમનલાલ બરાબર આઠ અને પાંચ મિનિટે બગીચાના દરવાજા પાસે આવીને ઊભો હતો અને પાંચેક મિનિટમાં પ્રીતિની મોટાર આવી પહોંચશે એવું તે ધારતો હતો. પાંચ મિનિટ ગઇ, દશ મિનિટ પણ ગઇ! બરાબર સવાઆઠ વાગ્યા, ઠરાવેલો વખત થઇ ગયો, પરન્તુ પ્રીતિનું કાંઇ જ નામ નિશાન મળે નહિ! સુમન ઉંડા વિચારમાં પડી ગયો! શાથી તે આવી પહોંચી નહિ હોય તેના કારણને માટે તે અનેકાનેક કલ્પનાઓ અને અમંગળ શંકાઓ કરવા લાગ્યો. પા કલાક વધારે તેણે રાહ જોઇ. બરાબર સાડાઆઠ વાગ્યા, પણ પ્રીતિ ન જ આવી! બગીચામાં જઇને સન્મુખરાયની તપાસ કરવાનું મન તેને થયું; પરન્તુ તેમ તે કરી શક્યો નહિ કારણકે પોતે બગીચામાં જાય અને પાછળથી પ્રીતિ આવી પહોંચે તો દરવાજા પાસે પોતાને નહિ જોવાથી તે ગુંચવાય એવા વિચારથી તે બગીચામાં ગયો નહિ. સાડા આઠ વાગતાંસુધી પણ જ્યારે પ્રીતિ આવી નહિ, ત્યારે છેવટે નિરાશ થઇને સુમન પ્રીતિના મકાન તરફ જવા નીકળ્યો!

*　　*　　*　　*　　*

પ્રીતિ પોતાના ઘરના ઘડીઆળના વખત પ્રમાણે બરાબર આઠ અને દશ મિનિટે બગીચાના દરવાજા પાસે આવી પહોંચ્યા, પણ જુએ છે તો સુમન મળે નહિ! નંદરામ અને પ્રીતિ રાહ જોઇને ઉંડા વિચારમાં પડ્યાં અને ગભરાયાં. સુમન શાથી વેળાસર નહિ આવી શક્યો હોય તે માટે તેમને ચિંતા પણ થવા લાગી. સુમનને સાથે લીધા વિના બગીચામાં જવું એ પણ તેમને જોખમભરેલું લાગ્યું.

નંદરામ હિંમતવાળો હતો, પરંતુ તેની એકલાની હિંમત શ્યામ-સમાજના કાવતરા પાસે ચાલી શકે તેમ નહોતું, તેથી બગીચામાં જઇને સન્મુખરાયને મળવું કે નહિ તેનો તેને મોટો વિચાર થઇ પડ્યો. જો એ ખરો સન્મુખરાય હોય તો તેની મુલાકાતનો લાભ જવા દેવો એ ઠીક નહોતું અને જો તે બનાવટી સન્મુખરાય હોય તો તેના પ્રપંચમાં ફસાયા વિના સહીસલામત પાછાં આવવું એ પણ ઘણું જોખમભરેલું હતું. આવી સ્થિતિને લીધે પ્રીતિ અને નંદરામ વિચારમાં પડ્યાં. પાંચેક મિનિટ તેમણે દરવાજે રાહ જોઈ, પરંતુ સુમન ન આવ્યો એટલે નંદરામે મોટારને પાછી ઘર તરફ લીધી !

ઘેર આવીને જોયું તો સુમન પ્રીતિની જ રાહ જોતો બેઠો હતો ! પ્રીતિ સુમનની અનિયમિતતા માટે તેને ઠપકો આપવાના વિચારમાં હતી અને સુમન પ્રીતિની અનિયમિતતા માટે તેને ઠપકો આપવાના વિચારમાં હતો, એટલામાં બન્નેનો મેળાપ થયો. પહેલાં પ્રીતિ જ બોલી ઉઠી: "વાહ ! સુમનલાલ ! તમને બગીચાના દરવાજા પાસે મળવાનું કહ્યું હતું અને તમે તો અહીં જ બેઠા છો ! તમારી રાહ જોઇને અમે થાક્યાં અને છેલ્લે પિતાજીને મળ્યા વિના જ પાછાં ફર્યાં !"

"પણ તમારી અનિયમિતતાનો તમે વિચાર કરતાં નથી ! સાડા-આઠ વાગ્યાસુધી રાહ જોયા છતાં તમે ન જ આવ્યાં, પછી હું ત્યાં ઊભો રહીને શું કરું ?" સુમને જવાબ આપ્યો.

"સાડાઆઠ વાગ્યાસુધી ? આ તમે શું બોલો છો ? અમે બરાબર આઠ ઘેરથી નીકળીને આઠ ને દશ મીનીટે ત્યાં પહોંચ્યાં હતાં !"

"તમે ભૂલો છો. અત્યારે તો નવ વાગી ગયા છે."

"નહિ; સાડાઆઠ વાગ્યા હશે; ચાલો, જુઓ મારા દિવાનખાનાનું ઘડીઆળ !"

પ્રીતિ સુમનને દિવાનખાનામાં ખેંચી ગઈ, તો ખરેખર સાડાઆઠ જ વાગ્યા હતા; પણ સુમને પોતાના ખિસ્સાનું ઘડીઆળ જોયું, તો નવ વાગ્યા હતા! ને બોલી ઉઠયો: "તમારા ઘડીઆળે તમને દગો દીધો છે!"

પ્રીતિ આશ્ચર્યમાં પડી; તેણે મેજનું ખાનું ઉઘાડીને તેમાં પડેલું પોતાનું નાનું ઘડીઆળ જોયું તો ખરેખર નવ વાગ્યા હતા! તે બોલી ઉઠી: "હાય! હાય! આ ઘડીઆળ મારૂં વૈરી બન્યું! તેણે જ મને પિતાજીનાં દર્શન ન કરવા દીધાં!" એટલું બોલતાં તેની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં!

---

## પ્રકરણ ૩૮ મું.

### મેળાપ.

મોહિનીએ ધાર્યું હતું તે જ પ્રમાણે પ્રીતિ પોતાના પિતાને મળવામાં નાસીપાસ નીવડી ચૂકી. તેના ઘડીઆળે તેને દગો દીધો અને તેથી સુમનને તે મળી શકી નહિ તેમ જ બગીચામાં જઇને સન્મુખરાયને મળવાની હિંમત ચલાવી શકી નહિ. આનો સંપૂર્ણ લાભ મોહિનીને મળ્યો.

મોહિની-બનાવટી પ્રીતિ એ અર્ધ અજવાળાવાળા ઝુંડ પાસે એક બેંચપર બેઠેલા-દક્ષિણી બ્રાહ્મણના વેશમાં બેઠેલા સન્મુખરાયની આગે જઇને ઉભી અને ધીમે સ્વરે બોલીઃ "પિતાજી!"

પોતાને 'પિતાજી' શબ્દથી બોલાવનાર પ્રીતિ વિના બીજું કોણ હોય, એવું સન્મુખરાય સમજતો હોવાથી તેણે તેને પ્રીતિ જ માની

લીધી અને ધીમેથી પરંતુ મનના ભારે ઉમળકાથી કહ્યું: " ઓ મારી દિકરી ! પ્રીતિ ! છેવટે તેં મારી આજ્ઞા પાળી ! તું મને અહીં આવીને મળી: પણ રાત્રે અહીં આવતાં તને ભય તો લાગ્યો જ હશે, છતાં તારી સાથે નંદરામ કેમ નથી વારૂ ? મારા એ જુના, ઘરડા અને વિશ્વાસુ ચાકરનાં દર્શન હું ન કરી શક્યો ! "

" પિતાજી ! એ બિચારાને આજે સખ્ત દમ ચડયો છે, તેથી અહીં મારી સાથે આવી શક્યા નહિ ! તેમને આપને મળવાની ઘણીએ ઉત્કંઠા હતી, પણ તે પાર પડી નહિ ! પણ પિતાજી ! હવે તમે આમ સંતાતા ફરવ નું છોડી દ્યો તો બહુ સારૂં ! અહો ! આજે પહેલી જ વાર હું તમારાં દર્શન કરવા પામી."

" હા, બ્હેન ! હું પણ આ ગુપ્ત વાસથી હવે કંટાળ્યો છું, પણ શું કરૂં ? એ દુષ્ટો હજી મારો પીછો છોડતા નથી અને સરકાર એમનો અંત આણવાને પણ કશું કરી શકતી નથી ! બ્હેન ! એ વાત હવે જવા દે ! કહે, તારી તબીયત સારી છે ? નંદરામ તને સારી રીતે રાખે છે ? " સન્મુખરાયે પુત્રીપરના વત્સલ ભાવથી પૂછયું.

" નંદરામ કાકાના ગુણની હું શી વાત કરૂં ? હું દશ વર્ષની થઇ, ત્યાંસુધી તો તેમને જ મારા પિતા સમજતી હતી. મને તેમણે કશું પણ ઓછું આવવા દીધું નથી. તે મારા સુખે સુખી અને મારા દુઃખે દુઃખી છે."

" ત્યારે તો તેના પર સંપૂર્ણ વિશ્વાસ રાખવામાં મેં ડહાપણ કર્યું છે. વારૂ, પણ એ સુવર્ણપ્રતિમા હજીસુધી આબાદ છેને ? "

" તે કયાં છે તેની મને ખબર જ નથી. મેં કોઇ વાર તે જોઇ નથી. તે કયાં છે એ મને નંદરામ કાકાએ કહ્યું જ નથી."

" એમ ! હશે. તને બચ્ચું ધારીને તેણે તને એ વાત નહીં કહી

હોય. સુવર્ણ-પ્રતિમાને મેં-" સન્મુખરાયે આડું અવળું જોઇને, નજીકમાં કોઇ બીજું નહિ હોવાની ખાત્રી કરીને ધીમેથી કહ્યું: "મારા દિવાનખાનાની બરાબર વચ્ચેની લાદીની હેઠળ દાટી છે. તારે તે જોવી હોય તો ખુશીથી જોજે."

"બહુ સારૂં." મોહિની મનમાં અત્યંત હર્ષિત થઇ! જે વસ્તુને માટે આખી શ્યામસમાજ વર્ષોથી પ્રયત્ન કરતી હતી, તે વસ્તુ હવે થોડા વખતમાં પોતાના હાથમાં આવી જશે એવી તેને સંપૂર્ણ ખાત્રી થઇ. તે મનમાં પુલકિત થઇ અને આગળ બોલી: "પણ બાપાજી! હવે તમે ક્યારે ઘેર આવશો એ કહોને? મને તો હવે બિલકુલ ગમતું નથી! કોઇ કોઇ વાર હું મનમાં બહુ જ મુંઝાઉં છું!"

"બ્હેન! તું એમ અકળાઇશ નહિ. હુંએ મનમાં તો બહુ અકળાયો છું. પણ શું કરૂં? કોઇ પણ સલામતીવાળો માર્ગ હાથમાં આવે, તો હું હમણાં ખુલ્લો પડું; પણ એ પ્રતિમા આપી દેવાનું સાહસ મારાથી થઇ શકતું નથી અથવા તો તે બદમાશો તરફનાં સંકટો વેઠવાની હિંમત મારામાં આવતી નથી, ત્યાંસુધી તો મારે આવી જ સ્થિતિમાં દિવસો ગાળ્યા વિના ચાલવાનું નથી." સન્મુખરાયે જવાબ આપ્યો.

"ઓહો! ત્યારે તો તમારે ઘરમાં આવવાનો વખત કયારે આવે તે અત્યારે કાંઇ નક્કી કહી શકાય નહિ." એટલું કહેતાં મોહિનીનો કંઠ ગળગળો થઈ ગયો. તેણે આંસુ લૂછવાને પોલકાના ગજવામાંથી રૂમાલ કાઢ્યો.

સન્મુખરાય બોલ્યો: "પ્રીતિ! મારી દીકરી! એમાં તું રડે છે શાને? તું આ પ્રમાણે હિંમત હારે છે, તેથી મારૂં ધૈર્ય પણ ટકી શકતું નથી." સન્મુખરાયનું હૃદય પણ ભરાઇ આવ્યું હોય તેવી રીતે તે ગદ્ગદ્ કંઠે બોલ્યો: "તારી સ્વર્ગવાસી માતા અત્યારે મને સાંભરી

આવે છે ! અહો, એ સુકોમળ પુષ્પ અત્યારે સ્વર્ગમાં છે અને પ્રભુએ તેના જ સ્મરણ ખાતર તને મારા હાથમાં આપી છે, એટલો માત્ર સંતોષ લેવા જેવું રહ્યું છે, અને તું આ પ્રમાણે વર્ષોના મેળાપ પછી મારી સામે ઊભા રહીને રડે, તે મારાથી કેમ જોઇ શકાય બ્હેન? તું શાંત થા; પ્રભુની કૃપા હશે તો આપણે થોડા જ વખતમાં પુનઃ મળીશું અને સાથે પણ રહીશું."

બનાવટી પ્રીતિ પોતાનાં કૃત્રિમ આંસુ લૂછીને સ્વસ્થ થઈ, એટલે સન્મુખરાય બોલ્યો: "પણ હવે જાહેરમાં આવ્યા વિના મારો છૂટકો નથી. તું હવે મોટી થઇ છે અને તારૂં લગ્ન મારે કરવું જ જોઇએ. જો અત્યારે મને મળવાને નંદરામ અહીં આવી શક્યો હોત, તો મારે તેને એ જ ભલામણ કરવાની હતી કે આપણી ન્યાતમાં સારો વર હોય તો જોઇ રાખે."

મોહિની સમજતી હતી કે એક કુમારિકાએ આવી બાબતમાં પિતા સાથે ખુલ્લી રીતે વાતચીત કરતાં શરમાવું જોઇએ, એટલે તે કશું બોલી નહિ, પણ કુમારિકાને શોભે તેવી છટાથી માથાપરથી ખસી ગએલો સાડીનો છેડો જરા આગળ ખેંચી લાવીને લજ્જાપૂર્વક તેણે આડું જોયું અને પછી જરા નીચું જોયું. એ પ્રકારની ચેષ્ટા કળા-નિપુણ મોહિનીને કાંઇ શિખવવી પડે તેમ નહોતું.

થોડી વાર મૌન ચાલ્યા પછી મોહિની બોલી: "પણ પિતાજી! અહીં તમે કયાં રહેવાનું રાખ્યું છે? તમને સઘળી સગવડ મળે છે ખરી કે?"

"બ્હેન! ગમે તેવી સગવડ મળે, પરંતુ પોતાનાં માણસોથી દૂર રહેવું, એના સરખું બીજું કયું દુઃખ હોય? મેં મકાન ઘણું સારૂં રાખ્યું છે અને તેમાં સર્વ પ્રકારનાં સુખ સગવડ છે." સન્મુખરાયે જણાવ્યું.

મોહિની એટલી થોડી વિગતથી સંતોષ પામી નહિ. તે સન્મુખરાયનો સઘળો ભેદ કળી જવા માંગતી હતી, તેથી તેણે પૂછ્યું: " ત્યારે તમે જમવાની શી વ્યવસ્થા કરી છે ?"

" મેં કામકાજ કરવા માટે એક વૃદ્ધ ચાકરડી રાખી છે અને રસોઈ હું હાથે જ કરી લઉં છું."

" જો એવી રીતે રહેવાથી અડચણ પડતી હોય તો હજી જ્યાંસુધી તમે ગુપ્તવાસમાં રહો ત્યાંસુધી હું રોજ આપણે ત્યાંથી જમવાનું ત્યાં મોકલું તો ?" મોહિનીએ કહ્યું.

" નહિ, નહિ, નહિ, બ્હેન ! તું એમ કરે તો શ્યામસમાજના બદમાશોના જાણવામાં એ વાત આવ્યા વિના રહે જ નહિ અને તેઓ ફરીથી મારો પીછો પકડે અને મને સતાવે. માટે એમ કરવાની કાંઇ જ જરૂર નથી. પણ તારી ઇચ્છા હોય તો હું તને મારું નિવાસસ્થાન બતાવું, કે જેથી કાંઇ વાર ગુપ્ત રીતે તું મને મળવા આવી શકે."

" હા, હા, પિતાજી ! હું તમારું નિવાસસ્થાન જોવા માંગું છું. આવા જાહેર સ્થળે હું પેટ ભરીને વાતચીત કરતાં પણ બીહું છું. એવું એકાંત સ્થળ હોય તો બહુ જ સારું."

" બ્હેન ! મારું મકાન જોયા પછી તું કાંઇ ગફલત રાખશે તે ચાલશે નહિ. પછી જ્યારે તું મને મળવા આવે ત્યારે તારે ઘણી જ ગુપ્ત રીતે આવવું જોઇશે."

" હું ગુપ્ત રીતે જ આવીશ."

" ત્યારે ચાલ મારી સાથે, હું તને મારું ગુપ્ત રહેઠાણ બતાવું." એમ કહેતો સન્મુખરાય આગળ અને મોહિની પાછળ ચાલી. બગીચામાં ફરવા આવેલા લોકો જાણે કે પોતા તરફ વ્હેમની દૃષ્ટિથી જોતાં હોય, એવી રીતે આગળ પાછળ જોતો સન્મુખરાય બહુ જ બીતિથી

બગીચાની બહાર નીકળ્યા. જે ગાડીમાં બેસીને તે આવ્યો હતો, તે જ ગાડીમાં તે અને મોહિની બેઠાં. બરાબર એ વખતે બગીચાના દ્વાર પાસે રાહ જોઈને કંટાળવાથી સુમન પાછો ચાલ્યો ગયો હતો અને પ્રીતિ હજી આવી પહોંચી નહોતી, એટલે આ પિતા અને બનાવટી પુત્રી સહીસલામત રીતે બગીચાની બહાર નીકળીને ચાલતાં થયાં.

મનહરલાલ મનમાં ને મનમાં ખુશ થતો એકલો પોતાના મંડળને ખબર આપવાને ચાલ્યો. મોહિનીએ સન્મુખરાયનો ટોટો બરાબર પકડ્યો હતો અને હવે સન્મુખરાય છટકી જઈ શકશે નહિ એવું માનીને તે આ વધામણીના ખબર શ્યામલાલને વળાસર પહોંચાડવાની ઇચ્છા રાખતો હતો.

પિતા અને તેની બનાવટી પુત્રી ગાડીમાં બેસીને પિતાના નિવાસ-સ્થાન તરફ જતાં હતા, તે વખતે માર્ગમાં બળતી જાહેર બત્તીઓનો પ્રકાશ બન્નેનાં મનને અકળાવતો હતો. બગીચામાં તો બહુ ઝાંખું અજવાળું હતું, એટલે ફીકર નહોતી, પરન્તુ આ જાહેર બત્તીઓના ઝળહળતા પ્રકાશમાં મોહિનીને પોતાની બનાવટ કળાઈ જવાનો સંપૂર્ણ ભય હતો અને તેથી જ્યારે જ્યારે એવો દીવો નજીક આવતો, ત્યારે ત્યારે તે કાંઇ કાંઇ બ્હાનું કરીને આડું જોઇ લાળતી હતી. કોઇ વાર માથાપરથી સાડીનો છેડો ખસી જવાને નિમિત્ત, કોઇ વાર ગાલ કે કાન ખજવાળવાને નિમિત્તે, કોઇ વાર પગમાંના સ્લીપરની ટાઇ સમા કરવાને નિમિત્તે, એવાં એવાં કારણોથી તે પોતાનું મ્હોં છુપાવતી હતી! સન્મુખરાયને એવી બીક લાગતી જણાતી હતી કે એ પ્રકાશમાં કદાચ રસ્તાપરનો કોઇ બદમાશ પોતાને ઓળખી જશે તો? એ કારણથી તે પોતાને મ્હોંએ બહુ પરસેવો વળતો હોવાનું બ્હાનું કરીને એવો દીવો નજીક આવતાં ગજવામાંથી રૂમાલ કાઢીને મ્હોં લૂછતો હતો!

આ પ્રમાણે બન્ને જણ પોતપોતાનું મોઢું છુપાવવાનો યત્ન કરતાં હતાં.

ઘણે દૂરસુધી ગયા પછી ગાડી એક ભવ્ય મકાન આગળ એકાએક થોભી અને એ મકાન તરફ મોહિનીની દૃષ્ટિ જતાં જ તે ચમકી! સન્મુખરાય ગાડીમાંથી નીચે ઉતર્યો અને મોહિનીને નીચે ઉતારવાને તેને પોતાનો હાથ આપતો બોલ્યોઃ "ચાલ બ્હેન! નીચે ઉતર. આ એ મકાન આવ્યું."

મોહિની કાંઇક ભય પામતી હોય એવી રીતે બોલીઃ "નહિ, પિતાજી! મને બીક લાગે છે. હું ત્યાં નહિ આવું. મને પાછી જવા દો."

"અરે બ્હેન! આટલેસુધી આવ્યા પછી પાછા શામાટે જવું? ચાલ, તું આ મકાન જોઇને પછી તુરત પાછી વળજે. મારી ગાડી હું તારે માટે મોકલીશ."

"નહિ, નહિ, પિતાજી. હું નહિ આવું. હું પાછી જ જઇશ." એમ કહી મોહિની આનાકાની કરવા લાગી.

સન્મુખરાયે આગ્રહ કરતાં તેનો હાથ ખેંચીને ગાડીમાંથી ઉતારી અને તેની આનાકાની છતાં તેને ખેંચીને મકાનના બારણામાં પેસાડી. તુરત દ્વાર બંધ કરી વાળ્યું.

અંદર પેસતાંજ સન્મુખરાય બોલ્યોઃ "જુઓ! છેવટે આ પ્રીતિને હું પકડી લાવ્યો છું!" એમ બોલતાં જ તે ખડખડ હસી પડ્યો!

શ્યામસમાજમાંનો જ એ બનાવટી સન્મુખરાય હતો, પણ તે બિચારો સમજતો હતો કે તે પ્રીતિને જ પકડી લાવ્યો છે! શ્યામસમાજના સભાસદો એ પ્રીતિનો ચહેરો જોતાં જ વિસ્મય પામ્યા અને ખડખડ હસી પડ્યા! બનાવટી સન્મુખરાય મોહિનાને પિછાણતાં જ ફિક્કો પડી ગયો, પણ મોહિનીના ચહેરા ઉપર ભયાનક ક્રોધ હતો.

# પ્રકરણ ૩૯ મું.

## ઉડી આવેલો બ્લોટિંગ પેપર!

બીજે દિવસે બપોરે સુમનલાલ તેની ઓફીસમાં કાંઇક વિચારમાં બેઠો હતો. પ્રીતિના ઘડીઆળના કાંટા અર્ધો કલાક પાછળ કેમ રહી ગયા હશે તેનો જ તે વિચાર કરતો હતો. પ્રીતિના મનમાં એવું આવ્યું હતું કે તેનું ઘડીઆળ બગડી ગયું હોવાથી તેમ બન્યું હશે, પરંતુ સુમનને બદમાશોના કાવતરા સંબંધે વહેમ આવ્યા વિના રહ્યો નહોતો, છતાં તેણે પોતાનો તે વહેમ કોઇની પાસે જાહેર કર્યો નહોતો. પ્રીતિનાં દિવાનખાનાનું ઘડીઆળ ઘણા વખતથી નિયમિત રીતે ચાલતું હતું, તે એકાએક બગડી જાય એ સુમનને સંભાવત લાગ્યું નહીં. તોપણ પ્રીતિએ એ ઘડીઆળને ઘડીયાળીને ત્યાં સમું કરાવવા મોકલ્યું તે માટે સુમને ના પણ કહી નહિ. તે બિચારો મોહિનીના કાવતરાને જાણતો નહોતો, બલકે મોહિનીના વર્તન સંબંધે હજીસુધી તેનો ઉંચો અભિપ્રાય ટકી રહ્યો હતો. મોહિની જોકે એ કાવતરૂં કરવામાં પોતે જ ફસાઇ હતી તેથી પ્રીતિ બનાવટી સન્મુખરાયને મળવાને બગીચામાં ન ગઇ એ તેનું સદ્ભાગ્ય જ હતું, તોપણ પ્રીતિને મન પિતાની મુલાકાત ન થઇ એ એક માઠો સંયોગ હતો. એ કાવતરામાં મોહિની ફસાઇ હતી તેનું મુખ્ય કારણ એ હતું કે બનાવટી સન્મુખરાયના કિસ્સાથી એ સમાજે મોહિનીને અને મનહરલાલને ઇચ્છાપૂર્વક અજાણવાં જ રાખ્યાં હતાં. સમાજમાંના કેટલાકને એ પ્રિયતમ–પ્રિયતમાની ઉપર કાંઇક અંશે અવિશ્વાસ ઉત્પન્ન થયો હતો, તેથી તેમને ખબર આપ્યા વિના જ આવું કાવતરૂં કરીને પ્રીતિને ફસાવવાનો

તેમનો ઇરાદો હતો. મોહિની અને મનહરલાલ તો સમાજના વફાદાર સભાસદો હતાં, છતાં તે બગીચામાં સન્મુખરાયને પ્રીતિના વેશમાં મળવા જવાની વાતની ખબર સમાજને ન આપી શક્યાં તેનું કારણ એ હતું કે જોઇતી તૈયારીઓ કરવા માટે જ તેમને ઓછો વખત મળ્યો હોવાથી સમાજને એ ખબર પહોંચાડવાનો વખત તે મેળવી શક્યાં નહિ; નહિતો સમાજે કદાચ તેમની ભૂલ ભાંગી હોત. આ પ્રમાણે બંનેની ભૂલથાપથી એ ગોટાળાનો હિસ્સો બનવા પામ્યો હતો, પરંતુ સુમનના જાણવામાં તે આવી શક્યો નહોતો, તેથી જ મોહિનીથી ચેતતાં રહેવાની શિખામણ હજી તેને મળી નહોતી.

પ્રીતિના ઘડીઆળના કાંટા કેવી રીતે પાછળ પડી ગયા એ વિષે જ વિચાર કરતો સુમન બેઠો હતો, એટલામાં બારીમાંથી પવનનો એક સખ્ત સપાટો આવ્યો અને પાસેના એક રિપોર્ટરના ટેબલપરથી એક બ્લોટીંગ પેપરનો ટુકડો ઉડ્યો તે સુમનના ટેબલ ઉપર આવીને પડ્યો. પવનના સપાટાથી સુમન જરા અકળાયો અને પોતાના ટેબલ-પરનાં છુટાં કાગળીયાં ઉડી જવા ન પામે તે માટે તેણે પોતાના હાથ લંબાવ્યા, પણ તે જ ક્ષણે પાસેના ટેબલપરથી ઉડી આવેલા બ્લોટીંગ પેપરના ટુકડા તરફ તેનું ધ્યાન ખેંચાયા વિના રહ્યું નહિ ! તે ટુકડો નવો હતો—તાજો કાપવામાં આવેલો હતો અને માત્ર એક જ વાર તેનો ઉપયોગ થએલો હતો. એક નાની ચાઠી ઉતાવળે લખીને તેના ઉપર એકદમ એ બ્લોટીંગનો ટુકડો દાબી દેવામાં આવેલો હોય તેવું જણાતું હતું કારણકે શાહીના ભીના અક્ષરો એ ટુકડાપર સંપૂર્ણ રીતે ઉંધા છપાઈ ગયેલા હતા. સહજ કુતુહળની ખાતર સુમને તે ઉંધા અક્ષરો ઉપર ધ્યાન આપ્યું, તો તે એકદમ ચમકી ઉઠ્યો અને ખુરસી-માંથી ઉભો થઈ ગયો ! જે ચીઠી ઉપર એ બ્લોટીંગ પેપર છાપવામાં

આવેલા હતા તેમાં "પ્રીતિગૌરી" નું નામ લખેલું માલૂમ પડ્યું અને પછી તેણે ધીમે ધીમે એ બધું લખાણ બેસાડવા માંડ્યું તો નીચે પ્રમાણે ચીઠ્ઠી લખાએલી માલૂમ પડીઃ

" મે. પોલીસ સુપરિન્ટેન્ડન્ટ સાહેબ—

" પ્રીતિગૌરી, સન્મુખરાય અને તેનો ચાકર નંદરામ બન્ને મળીને બનાવટી નોટો બનાવે છે અને તેનો ફેલાવો કરે છે.

લી.

"એક શરાફ."

આ પ્રમાણે ચીઠ્ઠી બંધ બેસતાં જ સુમન મોટા ભય અને વિચારમાં પડ્યો. તેણે અક્ષરના મરોડ ઉપરથી જોયું તો તે અક્ષરો પોતાની બાજુમાં બેસતા રિપોર્ટર નરોત્તમના જેવા જ માલૂમ પડ્યા અને વળી એ બ્લોટિંગ પેપરનો ટુકડો પણ તેના ટેબલ ઉપરથી જ આવ્યો હતો. પ્રીતિગૌરી બનાવટી નોટો બનાવવાનો ભયંકર ગુન્હો કરતી હોય એ સંભવિત જ નહોતું, એટલે સ્વાભાવિક રીતે જ સુમનના ધ્યાનમાં આવ્યું કે આ એક કાવતરૂં જ હોવું જોઇએ અને તેમાં નરોત્તમનો હાથ હોવો જોઇએ. હવે તેણે નરોત્તમ સંબંધે વિચાર કરવા માંડ્યો તો તે પૂરેપૂરો બદમાશ હોવાનો તેનો સંશય ખરો પડવા લાગ્યો. શામાનું ખૂન થયું, ત્યારપછી નરોત્તમને રિપોર્ટર તરીકે રાખવામાં આવ્યો હતો એટલે શ્યામસમાજે તેને પોતાની પાછળ એક જાસૂસ તરીકે રાખ્યો હોય એ વાત હવે તેને બંધબેસતી જણાઇ. નરોત્તમની લુચ્ચાઇ સુમનની નજર સામે તરવરવા લાગી. તેની વર્તણુકના કેટલાક પૂર્વપ્રસંગોમાં સમાએલો મર્મ હવે તેના સમજવામાં આવવા લાગ્યા અને થોડી જ વારમાં તેની ખાત્રી થઇ કે પ્રીતિને ફસાવવાને આ બનાવટી બનાવટી ચલણી નોટોનું કાવતરૂં કરવામાં આવ્યું છે અને નરોત્તમનો તેમાં હાથ છે.

અત્યારે નરોત્તમ ઓફીસમાં નહોતો, તેથી સુમન તરત જ એ બ્લોટિંગ પેપરનો ટુકડો લઇને પ્રીતિને ત્યાં ગયો અને તેને તથા નંદરામને તે ટુકડો બતાવ્યો. આ સાંભળીને બન્ને ભયમાં પડ્યાં. સુમને તેમને ઉતાવળે ચેતવણી આપતાં કહ્યું: "પણ હવે ભયભીત બનીને બેસી રહેવાનો વખત નથી. એ દુષ્ટની ચીઠ્ઠી પોલીસના અધિકારીને મળી ગઈ હશે અને જે વખત જાય છે તેમાં કદાચ તમારી ઉપર ધાડ આવશે. તે વખતે કોઇ પણ ગુન્હાભરેલી ચીજ તમારા મકાનની અંદર હોવી જોઇએ નહિ; માટે તેની અત્યારે તજવીજ કરી નાંખવી જોઇએ."

પ્રીતિ બોલી: "આપણે કાંઇ ચલણી નોટો બનાવતાં નથી કે જેથી આપણા ઘરમાંથી એ ગુન્હાભરેલી ચીજ નીકળે. પછી આપણે શી તજવીજ કરવાની રહી?"

"પ્રીતિગૌરી! તમે બહુ ભોળાં છો. જે બદમાશોએ આટલું કાવતરૂં કર્યું છે તેમણે તમને ફસાવવાને કાંઇ પણ ન્યૂનતા રાખી નહિ જ હોય; તેમણે થોડી બનાવટી નોટો પણ તમારા ઘરમાં એવી રીતે મૂકી દીધી હશે કે જેથી તમારા ધ્યાનમાં તે આવે નહિ અને પોલીસ ચોકસીમાં તે પકડાય અને તમે ગુન્હેગાર ઠરો. માટે ઘરની અંદર તપાસ કરો કે ક્યાંય એવી નોટો છુપાવવામાં તો આવી નથી ને?" સુમને સૂચના કરી.

પ્રીતિ આ સાંભળીને ભયભીત બની. તે ચોમેર નજર નાંખવા લાગી; પણ એમ નોટો છુપાવવામાં આવી હોય તો નજરે આવે કેવી રીતે? તે ગભરાઇને બોલી: "ત્યારે હું ક્યાં ક્યાં તપાસ કરાવું?"

"પહેલાં તો આ દિવાનખાનામાં શોધ કરો, કારણકે તમને ફસાવવા માટે આ સ્થળે જ એવું કાવતરૂં કરવામાં આવ્યું હોય એ સંભવિત

છે." એમ કહી સુમને આસપાસ જોયું અને તે બોલ્યો: "પેલા કબાટોની પાછળ અને નીચે જુઓ. આ ન્યુસપેપરોના ઢગલામાં તપાસ કરો. પેલા આયનાની બેઠક પાછળ પણ જુઓ. પેલા ગોળ ટેબલપર ચોપડીઓ પડી છે તેમાં જુઓ."

નંદરામ અને પ્રીતિ સુમનની સૂચના પ્રમાણે તપાસ કરવા લાગ્યાં. ટેબલપરની ચોપડીઓ તપાસતાં તેમાંની એક ચોપડીમાંથી હજાર હજાર રૂપિયાની પચીસ નોટોનો થોકડો નીચે પડ્યો! પ્રીતિ ચમકી અને એ પુસ્તક તથા નોટો તેણે સુમનના હાથમાં મૂક્યાં.

સુમન બોલ્યો: "જોયું આ કાવતરૂં?"

"પણ સુમનલાલ! મને એ નવાઈ લાગે છે કે હજી ગઈ કાલે તો આ પુસ્તક મેં વાંચીને ત્યાં મૂક્યું હતું અને આજે તેમાં આ નોટો કેવી રીતે મુકાઈ?" પ્રીતિએ જણાવ્યું.

"જો એમ હોય તો આજે કોઈ પરાયો માણસ અહીં આવ્યો હોવો જોઈએ અને નહિ તો ઘરના નોકરોમાંથી કોઈ ફૂટેલો હોવો જોઈએ."

"આજે સવારે એક માણસ મને લગ્નપ્રસંગના આમંત્રણનું કાર્ડ આપવા માટે આ દિવાનખાનામાં આવ્યો હતો ખરો; પણ તે પુસ્તકમાં નોટો કેવી રીતે મૂકી ગયો હશે?" પ્રીતિએ આશ્ચર્યથી પૂછ્યું.

"એ બદમાશોની હાથચાલાકી અદ્ભુત હોય છે."

"તે માણસ એ ટેબલ પાસે જરા ઊભો રહ્યો હતો ખરો; મેં તેને કહ્યું કે આ પ્રસંગ ઉપર જો મારાથી બનશે તો આવીશ, એટલે તે જતો રહ્યો હતો."

"બસ, એટલા જ વખતની અંદર તેણે પોતાનું કામ કરી લીધેલું હોવું જોઈએ. હવે બરાબર વાત મળી, પણ એ કાર્ડ આપવા આવનાર માણસ કેવો હતો?"

"નીચો અને જાડા જેવો માણસ હતો !"

"તેણે ચશ્મા પહેર્યા હતાં ?"

"ના."

"ત્યારે તો એ નરોત્તમ નહિ; પણ તેનો કોઈ સાગ્રીત હોવો જોઇએ. હવે જુઓ, હું ધારૂં છું કે થોડી વારમાં કદાચ અહીં પોલીસ ચોકસી કરવા માટે આવશે, તેથી આપણે ચેતીને આપણા બચાવનો માર્ગ લેવો જોઇએ અને પેલો બદમાશ નરોત્તમ બરાબર ફસાય એવી રીતે કામ કરવું જોઇએ."

"પણ હું તે કેવી રીતે કરી શકીશ ?"

"તમે ગભરાશો નહિ. અત્યારે જ હું પોલીસ સુપરિન્ટેન્ડન્ટ પાસે–"

પણ એટલામાં તો પોલીસનાં માણસોએ પ્રીતિના મકાનને ઘેરી લીધું હતું એવા ખબર ચાકરે આપ્યા.

## પ્રકરણ ૪૦ મું.

### નરોત્તમ.

પોતાના મકાનને પોલીસ ઘેરી વળી છે એવા ખબર સાંભળતાં જ પ્રીતિ ભયથી કમ્પી ઉઠી, પરન્તુ સુમન જરાએ ગભરાયો નહિ. નંદરામ કાંઈ વિચારમાં પડેલો જણાયો ખરો, પરન્તુ સુમનની હિંમત ઉપર તેની આશાનું અવલમ્બન હતું. સુમન હાથમાં બનાવટી નોટોના ચોડા સાથે જ નીચે ઉતરવા લાગ્યો, એટલામાં પોલીસ ઓફીસર તેને દાદરમાં જ સામો મળ્યો. સુમને હસતે મ્હોંએ પેલી નોટો તેની સામે ધરી અને કહ્યું: "લ્યો સાહેબ ! આપ જે વસ્તુની શોધમાં આવ્યા

છો, તે વસ્તુ હું આપના હાથમાં મૂકું છું."

આ શબ્દો સાંભળીને પોલીસ ઓફીસર ચમક્યો અને બોલ્યો: "તમે કોણ છો? આ મકાનની માલેક બાઈ પ્રીતિગૌરી સન્મુખરાય કોણ છે અને ક્યાં છે?"

"ચાલો, હું આપને એમની મુલાકાત કરાવું." એમ કહીને સુમન પોલીસ ઓફીસરને પ્રીતિના દિવાનખાનામાં લાવ્યો. પોલીસ ઓફીસરે પ્રીતિને જોતાં જ તેને ઓળખી. જેની ઉપર બદમાશો તરફથી અનેક કાવતરાં થયાં કરે છે તે જ એ પ્રીતિગૌરી છે એવું તેને ભાન થતાં તે કાંઈક નિરાશ થયો. પોલીસ ઓફીસરના મનમાં ઘણી હોંશ હતી કે આ મોટો ગુન્હો પોતાને હાથે પકડાવાથી સરકાર તરફથી મોટું ઇનામ મળશે, પરંતુ આ પણ પ્રીતિ સામેનું કાવતરૂં જ હશે એવું અર્ધ અનુમાન તે તુરત જ કરી ગયો, એટલે તેને ઇનામની આશા મૂકી દેવી જ પડી. તે બોલ્યો: "હા, એ પ્રીતિગૌરીને હું ઓળખું છું. આ બનાવટી નોટો છે તે તેમની જ હોવી જોઇએ."

સુમન બોલ્યો: "અત્યારે તો તે તેમના કબજામાંથી મળી છે, પરંતુ એ બનાવમાં કેવું કાવતરૂં થયું છે તે હું આપને કહીશ. આપને વિશ્વાસ આવશે?"

"તમે કોણ છો?"

"હું 'સુપ્રભાત' પત્રનો સબ એડીટર છું."

"ઘણી ખુશીથી તમારે જે કહેવું હોય તે કહો." પોલીસ ઓફીસરે કાંઈક વિનયથી જવાબ આપ્યો.

બ્લોટિંગ પેપરના ટુકડાથી માંડીને સઘળી વાત સુમને પોલીસ ઓફીસરને કહી સંભળાવી અને બ્લોટિંગ પેપર પણ બતાવ્યો. "એક શરાફ" ની સહીથી ચીઠ્ઠી લખનાર પોતાની ઓફીસનો રિપોર્ટર

નરોત્તમ જ હોવો જોઇએ એવું પણ તેણે જણાવ્યું. વિશેષમાં તેણે કહ્યું: "સાહેબ! આ આબરૂદાર કુટુંબનાં માણસો નોટો બનાવે એ વાત માનવા જેવી નથી. આપની ઇચ્છા હોય તો ભલે આખા મકાનની જડતી લો; હું ધારૂં છું કે આ ઉપરાંત બીજા કાંઇ વહેમવાળા પદાર્થો પણ તે બદમાશોએ આ ઘરમાં મૂકયા હશે, પરન્તુ અત્યારસુધીમાં અમારા હાથમાં તો માત્ર આટલી નોટો જ આવી છે."

"એ ભલે ગમે તેમ હો, પરન્તુ આ નોટો તમારા મકાનમાંથી જ હાથ લાગી છે, એટલે મારે મકાનની તપાસ કરવી જોઇએ અને તમોને ગેટપર પણ લઇ જવાં જોઇએ." પોલીસ ઓફીસરે કહ્યું.

"તે માટે અમને કશો વાંધો નથી; પરન્તુ તમે જાણો છો કે આ સઘળાં આબરૂદાર માણસો છે: ગેટપરથી તેમને પાછા આવવા દેવાને બહુ વિલંબ ન થાય તો હું આપનો આભારી થઇશ."

"નહિ, નહિ, આ સઘળી વિગતો હું સુપરિન્ટેન્ડન્ટ સાહેબને કહીશ, એટલે તુરત જ તે તમોને છૂટાં કરશે"

એમ કહીને પંચનાં માણસોને બોલાવીને પોલીસ ઓફીસરે મકાનની જડતી લેવા માંડી. બે કલાકસુધી એ કામ ચાલ્યું પરન્તુ બીજી કાંઇ શકદાર વસ્તુ મળી નહિ. પછી બનાવટી નોટો સાથે સૌને ગેટપર લીધાં ત્યાં તેઓ સઘળાની જુબાની લખી લેવામાં આવી, ત્યારબાદ પોલીસ સુપરિન્ટેન્ડન્ટે પેલા પોલીસ ઓફીસરને પ્રશ્ન કર્યો: "શશાહની સહીથી આ ચીઠી લખનાર નરોત્તમને તમે પકડ્યો છે કે નહિ?"

"ના સાહેબ!"

"એ તમે કેવી ભૂલ કરી છે? જ્યારે આ સુમનલાલે બ્લોટિંગ પેપરના ટુકડા સાથે તમારી ખાત્રી કરી આપી છે કે આ ચીઠી

લખનાર એ **નરોત્તમ** જ છે, તો પછી તમે તેની તજવીજ કેમ કરી નહિ ? જાઓ, તેને ઉતાવળે પકડી લાવો."

સુપરિન્ટેન્ડન્ટનો આ હુકમ થતાં જ એ પોલીસ ઓફીસરને ત્યાંથી ઉતાવળે રવાના થવું પડ્યું. 'સુપ્રભાત' પત્રની ઓફીસમાંથી જ **નરો-ત્તમ**નો પત્તો લાગ્યો. **નરોત્તમ** જાણતો નહોતો કે બ્લોટિંગ પેપરના ટુકડા ઉપરથી જ તેના ઉપર ધાડ આવશે, તેથી તે નિશ્ચિંત હતો. એટલામાં પોલીસ ઓફીસર તેની પાસે આવ્યો અને માત્ર તેનું નામ પૂછીને જ તેને ગેટપર આવવા કહ્યું. **નરોત્તમ** ગભરાયો ખરો; પણ બહારથી હિંમત બતાવીને ગેટપર આવ્યો, પરંતુ ત્યાં સુમનને જોતાં જ તેનાં હાજાં નરમ થઈ ગયાં. પોલીસ સુપરિન્ટેન્ડન્ટે તેને પેલી ચિઠ્ઠી સંબંધે કેટલાક પ્રશ્ન કર્યા પણ તેના તેણે સીધા જવાબ આપ્યા નહિ, એટલે સાહેબે જરા દમ ભરાવીને ગુસ્સો કરવા માંડ્યો, છતાં **નરોત્તમે** કૃત્રિમ રીતે હિંમત બતાવવા માંડી.

આ જોઈને સુમન બોલ્યો: "**નરોત્તમ**! તું નકામો શાને ફાંફાં મારે છે ? તારા હાથની જ આ ચિઠ્ઠી છે અને આ બ્લોટિંગનો ટુકડો તે ઉપર છપાયો છે તે પણ હાજર છે, છતાં તું એ ચિઠ્ઠીના અક્ષરો નાકબૂલ કરતો હોય તો આપણી ઓફીસમાંથી તારા હાથદસ્કતના જોઈએ તેટલા નમૂના મળી આવશે. શું તું નાકબૂલ કરવાથી બચી જઈ શકશે ?"

હવે **નરોત્તમ** હિંમત હારી ગયો. તેનું મ્હોં વીલું પડી ગયું. તે સમજ્યો કે પોતે ગુન્હામાં બરાબર સપડાયો છે. થોડી વાર રહી, વિચાર કરીને તેણે પોલીસ સુપરિન્ટેન્ડન્ટને કહ્યું: "સાહેબ ! જો મને માફ કરો તો એક ઘણી જ અગત્યની વાત હું આપને કહું."

"નહિ, એ વાત જાણ્યા વિના હું તને ગુન્હો માફ કરવાનું વચન

આપી શકું જ નહિ; માટે મારી સાથે સીધી રીતે વાત કર."

"સાહેબ! હું આપને ખાનગીમાં કાંઈક કહેવા માંગું છું."

"તો ભલે." એમ કહીને સુપરિન્ટેન્ડન્ટે પોતાની પાસેના સઘળા માણસોને બહાર કાઢી મેલ્યાં અને પછી કહ્યું: "હવે તારે જે કહેવું હોય તે કહે."

સાહેબ જરા ચમકયા હોય તેવું જણાયું, તોપણ તેમણે ભ્રૂકુટી ચડાવીને કહ્યું: "તો વળી તું એવડો ગુન્હેગાર છે! હું તારા શ્યામલાલથી ડરી જઈશ, એમ શું તું માને છે બચ્ચા?"

"નહિ સાહેબ! પણ હું એમ કહેવા માંગું છું કે મને છોડી દેવાથી આપને ઘણો સારો લાભ થશે."

"હવે હું સમજ્યો. એ બદમાશ ટોળી નહિ પકડાવાનું કારણ મારા જાણવામાં આવ્યું; પણ હું તને તો કોઈ રીતે છોડીશ નહિ. બોલ, આ કાવતરું કરવાનું કારણ શું હતું?"

"આપ મારો ગુન્હો માફ કરવાના જ નથી, તો મારે જે કાંઈ કહેવું હશે તે હું કોર્ટમાં કહીશ." નરોત્તમે સીધો જવાબ આપ્યો.

"અને જો હું તને માફ કરું, તો તું મને કઈ વાત કહે?"

"ઘણી જ અગત્યની વાત કહું. કહો તો આખી શ્યામસમાજને પકડાવી આપું." નરોત્તમે સુપરિન્ટેન્ડન્ટને લલચાવવા માંડ્યો.

"એમ તો હું ન માનું. સમાજની સાથે શ્યામલાલ પણ પકડાય, એવી તું જો શરત કરે તો હું તને તારો ગુન્હો માફ કરવાનું વચન આપું."

"એમ પણ હું કરી શકું; પરન્તુ એમ થાય તો મારો ગુન્હો માફ કરવા ઉપરાંત મને સારું ઇનામ પણ મળવું જોઇએ." નરોત્તમે માંગણી કરી.

"તે પણ મળશે."

"ત્યારે અત્યારે મને છૂટો મેલો; એ લોકોને ક્યાં અને ક્યારે પકડવા તે વિષે તપાસ કરીને હું આપને બાતમી લાવી આપું."

"નરોત્તમ! એવી રીતે તું મને થાપ આપી જઇ શકીશ નહિ, સમજ્યો? તું એ સમાજની અંદર જ છે તો તેઓનું સ્થળ અને સમય જાણતો હોવો જોઇએ, માટે તું અહીં જ ખબર આપ. તે પ્રમાણે તજવીજ કરીને અમે તે લોકોને પકડીશું."

"સાહેબ! એમ કરવાથી બધો ઘાણ બગડી જશે, માટે મેં કહ્યો તે ઉપાય સારો છે. આપને જો મારા પર વિશ્વાસ ન આવતો હોય તો મારા પર ચોકસી રાખવાને બે માણસો મોકલો."

"ભલે તેમ કરીશ; પણ સાંભળ. શ્યામલાલ બહુ ચતુર અને લુચ્ચો માણસ છે; તે ચારે બાજુની ખબર રાખતો રહે છે, માટે તારી કે અમારી હીલચાલ કોઇના જાણવામાં આવવી ન જોઇએ.

"નહિ સાહેબ! હું ધારૂં છું કે માત્ર ત્રણ ચાર કલાકમાં જ અહીં પાછા આવીને આપને હું સંપૂર્ણ ખબર આપી શકીશ. સાંજ પડી ગઇ છે, એટલે હવે કાંઇ બહુ વાર થશે નહિ." નરોત્તમે કહ્યું.

"બહુ સારૂં; જા, મારા બે માણસો અમદાવાદી વાણીયાના વેશમાં તારી પાછળ રહેશે. પણ યાદ રાખજે; જો દગો કરીશ તો તારા પૂરા બેહાલ થશે!"

"નહિ સાહેબ! હું ગમે તવો માણસ છું, પણ વચનનો એક છું." એમ કહી નરોત્તમ બહાર નીકળ્યો અને ગેટમાંથી ચાલતો થયો. સુમન, પ્રીતિ, નંદરામ અને બીજાઓ તો માત્ર તેને ચાલ્યો જતો જોઇને સ્તબ્ધ જ બની ગયા. સુપરિન્ટેન્ડન્ટે ગેટમાં બેઠેલા પોતાના બે વેશધારી જાસૂસોને ઇશારત કરી અને ધીમેથી કાંઇક સૂચના કરી

એટલે તેઓ નરોત્તમની પાછળ પાછળ ચાલ્યા. સુપરિન્ટેન્ડન્ટે પ્રીતિ, સુમન તથા નંદરામને ઘેર જવા પરવાનગી આપી અને કહ્યું: " હું તજવીજ કરું છું."

## પ્રકરણ ૪૧ મું.

### નિષ્ફળ હલ્લો.

રાત્રિના નવ વાગ્યા હતા. પોલીસ સુપરિન્ટેન્ડન્ટ સાહેબ પોતાના બંગલામાં તૈયાર બનીને ઉત્સુકતાથી બેઠા હતા. બે–ત્રણ પોલીસ અધિકારીઓ, નરોત્તમ અને બે બીજા બાતમીદારો તેમની પાસે જ બેઠા હતા. તેમના વદન ઉપર ફેલાઇ રહેલી ચપળતાથી તે કાંઇ ખાસ કામને માટે બહાર જવાની તૈયારીમાં હોય એમ જણાતું હતું. તેમણે નરોત્તમની સામે નજર કરીને કહ્યું: " ત્યારે આપણે અહીંથી દશ વાગતાં પહેલાં નીકળવું સારું છે કે બરાબર દશ વાગે જ ?"

" શ્યામસમાજ બરાબર દશ વાગે મળવાની છે. કેટલાક માણસો વહેલા પણ આવે છે અને કેટલાક બરાબર વખતે જ આવે છે, પરંતુ દશ ઉપર પાંચ મિનિટસુધી તેઓ રાહ જોઇને પછી પોતાના કામકાજની વાતચીત ચલાવે છે."

" ત્યારે આપણે બરાબર દશ અને પાંચ મિનિટે ત્યાં પહોંચીએ એવી રીતે અહીંથી નીકળીએ તો કાંઇ વાંધો નહિ." સુપરિન્ટેન્ડન્ટે કહ્યું.

" હા સાહેબ, એ ગોઠવણ બરાબર છે." એક પોલીસ અધિકારીએ એ વાતને ટેકો આપતાં કહ્યું.

" ત્યારે તમે ટેલીફોન કરો કે આપણા ચાળીસ માણસો અહીં

બરાબર નવ ને પીસ્તાળીસ મિનિટે પહોંચે અને તેઓ સઘળા ભાડાની મોટારમાં જ બેસીને આવે." સુપરિન્ટેન્ડન્ટે હુકમ કર્યો.

પોલીસ અધિકારીની સૂચના મુજબ પોલીસ સ્ટેશન ઉપર ટેલીફોનનો સંદેશો મોકલાવ્યો. પછી સુપરિન્ટેન્ડન્ટે **નરોત્તમ**ને કહ્યું: "**નરોત્તમ**! **માટુંગા**ના જે બંગલામાં **શ્યામસમાજ** મળે છે ત્યાંસુધી મોટાર જાય તેવો માર્ગ છે ને?"

"હા સાહેબ! **શ્યામસમાજ**ના કેટલાક સભાસદો પણ મોટારમાં બેસીને જ ત્યાં આવે છે." **નરોત્તમે** જવાબ આપ્યો.

"એમ?" સુપરિન્ટેન્ડન્ટે આશ્ચર્ય દર્શાવ્યું.

**નરોત્તમે** પોતાની સલામતીને માટે પોલીસને મળી જઇને **શ્યામ**સમાજને તથા તેના નાયક **શ્યામલાલ**ને પકડવાનું આ પગલું ભર્યું હતું; પરંતુ તે કાંઇ કેવળ ભયરહિત નહોતો. મંડળીમાંથી ફુટી જનારના કેવા હાલ થાય છે તે **નરોત્તમ** જાણતો હતો કારણકે **રામા**નું ખૂન કરીને તેના મુડદાને દરિયામાં ફેંકી દેવાનું કામ કરવામાં તે પોતે જ શામેલ હતો. આ કારણથી **શ્યામલાલ**ને પકડાવ્યા પછી પોતે **મુંબઇ**માં સુખે રહી શકશે નહિ એવી તેની ખાત્રી હોવાથી તેણે પોલીસ સુપરિન્ટેન્ડન્ટ પાસે સારા ઇનામની પણ આશા દર્શાવી હતી. તેની ધારણા એવી હતી કે એ ઇનામ મળી જાય તો પછી હમેશને માટે **મુંબઇ**નો ત્યાગ કરીને કોઇ બીજે સ્થળે જઈ રહેવાનું અને ત્યાં કાંઇ ધંધો કરીને કમાઇ ખાવાનું તેનાથી બની શકે.

બરાબર વખત થયો એટલે પોલીસનાં માણસો મોટારમાં બેસીને ત્યાં આવી પહોંચ્યાં. સુપરિન્ટેન્ડન્ટ, પોલીસ અધિકારીઓ અને **નરોત્તમ** એક બીજી મોટારમાં ગોઠવાયા અને તેઓ સઘળા **માટુંગા** તરફ ચાલ્યા. બરાબર દશ ને પાંચ મિનિટ થઇ એટલે તેઓ **શ્યામસમાજ**ના

મકાન પાસે આવી પહોંચ્યા અને મકાનના દરેક બારી-બારણા પાસે હથિયારબંધ પોલીસ ગોઠવાઇ ગઇ. મકાનની અંદર ઝગઝગાટ બત્તીઓ બળી રહી હતી એમ ઉઘાડી બારીઓ ઉપરથી સ્પષ્ટ જણાતું હતું. નીચેનું મુખ્ય દ્વાર બંધ હતું, ત્યાં આગળ સાહેબ ગયા અને બારણાને જોરથી લાત મારી પણ તે ઉઘડયું નહિ એટલે તેમની સૂચનાથી એક સિપાઇએ બૂમ મારી: "ઓએ મકાનવાલે! દરવાજા ખોલ દો, સાહેબ આયે હૈં!"

પણ કોઇએ માંહેથી જવાબ આપ્યો નહિ તેમ જ દરવાજો ઉઘાડ્યો નહિ. બે-ત્રણ વાર ફરીથી બૂમ મારવામાં આવી પણ કશો જવાબ મળ્યો નહિ. નીચેની બંધ બારીઓને હચમચાવી જોવામાં આવી તો તેમાંની એક બારી ઉઘડી ગઇ, પરંતુ બીજી બધી બારીઓ અંદરથી બંધ માલૂમ પડી. મકાનના નીચેના ભાગમાં પણ દીવા બળી રહ્યા હતા. બે સિપાઇઓ એ બારીમાંથી અંદર કૂદી પડ્યા અને તેમણે અંદરથી મુખ્ય દરવાજો ઉઘાડી નાંખ્યો એટલે તેઓ અંદર પેઠા. નીચેના ભાગમાં કોઇ પણ માણસ તેઓના જોવામાં આવ્યું નહિ. સિપાઇઓએ બે ચાર બૂમો મારી પરંતુ કશો જવાબ મળ્યો નહિ. પારકા મકાનમાં કોઈ પણ માણસની હાજરી વિના અંદર જવામાં સુપરિન્ટેન્ડન્ટને પણ જોખમ જણાવા લાગ્યું. તેમણે ધીમેથી પોતાની પાસેના પોલીસ અધિકારીને કહ્યું: "મને લાગે છે કે બદમાશો ઉપર ભરાઈ રહ્યા હશે અને આપણે ઉપર જઇએ તો એકાએક મારામારી કરવાનો તેમનો વિચાર હશે."

"પણ કદાચ તેઓ છટકી ગયા હશે તો?"

"તેઓને આપણી હીલચાલની બાતમી અગાઉથી મળી ગઇ હોય તો એમ પણ બને ખરૂં."

બે સિપાઇઓને હથિયારો સાથે ઉપર મોકલવામાં આવ્યા, તો ખરેખર ત્યાં કોઇ જોવામાં આવ્યું નહિ! એક મોટા હોલની મધ્યમાં તુરત જ બાળી નાંખવામાં આવેલા કાગળોના તણખા અને રાખ પડેલાં હતાં. ઉપર ગએલા સિપાઇઓએ સાહેબને ઉપર બોલાવીને એ સઘળું બતાવ્યું. સાહેબે નરોત્તમ સામે જોયું. નરોત્તમનું વદન ફીકકું પડી ગએલું જોવામાં આવતું હતું!

સાહેબે પૂછ્યું: "કેમ નરોત્તમ! આ બધા લોકો કયાં ગયા?"

નરોત્તમે જવાબ આપ્યો: "સાહેબ! આપને મારા પર અવિશ્વાસ આવે એવો જ આ બનાવ બન્યો છે, પરંતુ હું ખરૂં કહું છું કે આ લોકો કેવી રીતે છટકી જઇ શકયા તે હું બિલકુલ જાણતો નથી. આપ એટલું તો માની શકશો કે એ લોકોનું ખરેખરૂં રહેઠાણ મેં આપને બતાવ્યું છે."

"હા, એટલું તો હું માની શકું છું, કારણકે, નહિતો આ મકાનનો આવી રીતે ત્યાગ કોઇ પણ કરી જાય નહિ. પરંતુ તેથી અમારા ગુન્હેગારો તો અમારા હાથમાં આવી શકયા જ નહિ, ખરૂં કે નહિ?"

"હા સાહેબ! પરંતુ તેમાં મારો હાથ નથી. એ લોકો બહુ ખબરદાર છે એટલું જ નહિ, પણ તેમનો પગાર ખાઇને બાતમી આપનારા ખુદ પોલીસના જ કેટલાક માણસો છે, એટલે આપણી તજવીજની ખબર તેઓને અગાઉથી મળી ગઇ હોય એ બનવાજોગ છે." નરોત્તમે વિશેષ ખુલાસો કર્યો.

"તે ગમે તેમ હોય, પણ તેથી તું તારો છુટકારો મેળવી શકયો નથી. તાગ પરનો ગુન્હો હવે ઊભો જ રહ્યો છે અને તે માટે તારા ઉપર કામ ચલાવવામાં આવશે." સુપરિન્ટેન્ડન્ટે ખુલ્લું કહી સંભળાવ્યું.

"સાહેબ ! મેં આપના બાતમીદાર તરીકે કામ કરીને મારી જાતને ભયંકર જોખમમાં મેલી છે. મુંબઈના રસ્તાઓ ઉપર ફરવાને પણ હવે હું અશક્ત બની ગયો છું, કારણકે શ્યામલાલ મને પોતાના મંડળના દ્રોહી સભાસદ તરીકે જીવતો નહિ રહેવા દેવાને કાંઇ પણ કર્યા વિના રહેશે નહિ."

"તને મેં ગુન્હેગાર નહિ ગણવાનું વચન આપ્યું હતું, તે આ લોકોને પકડી આપવાની શરતે આપ્યું હતું. એક કામ થાય તો બીજાનો ગુન્હો માફ કરવાની ભલામણ અમે સરકારને કરી શકીએ, પરંતુ તેમ થયા વિના તારો ગુન્હો કેવી રીતે માફ થઇ શકે ? માટે તારે અમારી સાથે અમારા ગુન્હેગાર તરીકે પાછા ગેટપર આવવું જોઇશે."

નરોત્તમ નિરાશ બની ગયો. તેનામાં કાંઇ પણ બોલવાનું સામર્થ્ય રહ્યું નહિ સુપરિન્ટેન્ડન્ટે મકાનની તપાસ લીધી પરંતુ ખાલી ફરનીચર વિના બીજું કશું મુદ્દાવાળું હાથ લાગ્યું નહિ. મકાનના માલિકને રાતોરાત મળીને પૂછગાછ કરવામાં આવી પરંતુ તે કાંઇ ખબર આપી શક્યો નહિ. તેણે માત્ર એટલું જ કહ્યું કે "રૂના વેપારીઓની એક ખાનગી સીંડીકેટને એ મારૂં મકાન મેં ભાડે આપેલું છે અને તેની ભાડાચીઠ્ઠી પુનશી મેઘરાજ નામના કોઇ કચ્છી વેપારીના નામની છે." પુનશી મેઘરાજ નામનો માણસ બીજે દિવસે હાથ લાગ્યો, પરંતુ ઘર-ધણી કે નરોત્તમ તેમને ઓળખી શક્યા નહિ અને ભાડાચીઠ્ઠીવાળો બનાવટી પુનશી મેઘરાજ કોઇ હશે એવી તેમની ખાત્રી થઇ.

નરોત્તમને જેલમાં મોકલી દેવામાં આવ્યો અને તેના ઉપર બનાવટી નોટો પરાયા ઘરમાં મૂકીને તેને ફસાવવાનો યત્ન કરવાનો આરોપ મેલવામાં આવ્યો હતો. એ મુકદ્દમાની તપાસ ચલાવવામાં આવી તેમાં મુગ્ધન, પ્રીતિ અને નંદરામને પણ જુબાની આપવી પડી હતી.

નરોત્તમ પોતાનો બચાવ બરાબર રીતે કરી શકયો નહિ, કારણકે ચીઠ્ઠીના અક્ષરો અને બ્લોટિંગ પેપરનો ટુકડો તેના શત્રુરૂપે કામ કરી રહ્યા હતા. એ ગુન્હાને માટે તેને પાંચ વર્ષની સખ્ત મજુરી સાથેની કેદની સજા થઇ અને નરોત્તમે નીચું માથું ઘાલીને તે સાંભળી.

શ્યામસમાજના ઘણા સભાસદો જૂદાં જૂદાં કાવતરાંઓ કરતી વખતે પોલીસના હાથમાં જઈ ચઢ્યા હતા અને તેમને સજાઓ પણ થઇ હતી, પરંતુ તેવા સભાસદો છેવટસુધી મંડળ પ્રત્યે એકનિષ્ઠ રહેતા હોવાથી એ સમાજ તરફથી તેમને જેલમાં પણ ઘણી મદદ મળવા પામતી અને તેઓને દુઃખ વેઠવું પડતું નહિ, પરંતુ નરોત્તમની સ્થિતિ તેથી ઉલટી જ બની હતી. તે છેવટની ઘડીએ બેવફા બન્યો હોવાથી મંડળ તરફથી તેને કાંઇ જ મદદ મળવાનો સંભવ નહોતો અને તેને જેલનાં સર્વ દુઃખો વેઠવાં પડે તેમ હતું. ન્યાયાધીશના મુખમાંથી સજાનો ઉદ્ગાર સાંભળીને નરોત્તમ બે સિપાઇઓના પહેરા વચ્ચે કોર્ટના દરવાજામાંથી નીકળ્યો એટલે એક કાળા વર્ણનો પ્રચંડ શરીરવાળો પુરૂષ તેની તરફ આવ્યો અને બોલ્યો: "કેમ, નિમકહરામ કુતરા! તને તારી દુષ્ટતાનો બરાબર બદલો મળ્યો છે ને?"

નરોત્તમે જોયું કે તે પુરૂષ પોતે જ શ્યામલાલ હતો. નરોત્તમની આંખમાં સહેજ આંસુ દેખાયાં એટલે શ્યામલાલને ખડખડ હસવું આવ્યું!

## પ્રકરણ ૪૨ મું.

### ભયંકર અકસ્માત!

"ઓહો! સુમનલાલે મારા પર કેટલા બધા ઉપકારો કરેલા છે?

પોતાની જીંદગીને જોખમે, અત્યંત ભયમાં આવી પડીને અને કેટલીક વાર ઉદરપોષણ માટેની નોકરીની પણ પરવા કર્યા વિના તે મારા પરની આફતોમાં મને મદદ કર્યા કરે છે. રાત-દિવસ કે સવાર-સાંજના ભાન વિના, ભૂખતરસની દરકાર કર્યા વિના તે મારે માટે આટલો શ્રમ ઉઠાવે છે ! આવા એક મિત્ર ઉપર શંકા રાખીને મેં તેમને કેટલું દુઃખ લગાડ્યું તેનું જ્યારે મને સ્મરણ થાય છે, ત્યારે શરમને લીધે મ્હોં આડે હાથ દીધા વિના રહેવાતું નથી ! ઇશ્વરે મારો અને પિતાજીનો મેળાપ પણ કરાવ્યો નહિ, નહિતો પિતાજીની સાથે તેમની ઓળખાણ થાત અને ઘણું કરીને નંદરામ કાકાની સલાહથી અમારું લગ્ન પણ ગોઠવાઈ જાત ! પરન્તુ દુર્ભાગ્યે એ મેળાપ પણ થયો નહિ !

"પણ મને એક મોટી નવાઇ એ લાગે છે કે પુનઃ પિતાજીએ પત્ર પણ લખ્યો નહિ, તેમ જ તેમને બગીચામાં નહિ મળવા માટે ઠપકો દેનારા સમાચાર પણ કહાવ્યા નહિ; એ સઘળા બનાવનું શું કારણ હશે ? શું તેમને મારા પર-મારી બેદરકારીપર ગુસ્સો આવ્યો હશે ? ખરેખર, તેમ જ હોવું જોઇએ. વર્ષોના ગુપ્તવાસ પછી મને પ્રત્યક્ષ જોવા ઇચ્છનારા પિતાજી તરફ મારું આવું વર્તન કોઇ પણ મનુષ્યને ગુસ્સે કર્યા વિના ન જ રહે અને તેથી જ પિતાજીએ મારા પર પુનઃ પત્ર પણ લખ્યો નહિ હોય ! હવે તેમના રહેઠાણના ખબર વિના હું તેમને કેવી રીતે મળવા જઈ શકું ? અથવા તેમને કયા સીરનામાથી પત્ર લખું ? ઓ પ્રભુ ! આ અનાથ બાળાને આટલાં વર્ષ પણ પિતૃ-દર્શનથી વંચિત રાખવા જેટલો નિષ્ઠુર તું કેમ થયો છે ?"

પ્રીતિ આવા વિચારોને અંતે શોકાતુર બની ગઇ હોય તેમ આંસુ સારવા લાગી. થોડી વારે શાંત થઇને પુનઃ સુમન સંબંધી રમ્ય વિચારોમાં તેનું ચિત્ત પરોવાતાં તે દુઃખના આવેગને વિસરી ગઈ.

એટલામાં ટેલીફોનની ઘંટડી વાગી. તે ઉઠી અને ટેલીફોન ઉપર કાન માંડી બોલી: " હેલાવ ! "

તુરત જ એક ભયાનક ઘોઘરો ઘાંટો—ભયભીત અને છાતીફાડ સ્વર સંભળાયો: " ઓ પ્રીતિગૌરી ! દોડો, જલ્દી આવો ! સુમનલાલ મોતની અણી ઉપર છે ! "

" હેં હેં ! પણ શું થયું છે ? સુમનલાલ ક્યાં છે ? તમે કોણ છો ? "

" જલ્દી આવો—ફ્રીયર રોડપર ડા. રેણુકરના દવાખાનામાં આવો ! સુમનલાલને ભયંકર અકસ્માત્ થયો છે ! " સામો જવાબ મળ્યો.

" ભયંકર અકસ્માત્ ! હેં ? અને શું તે મોતની અણી ઉપર છે ? એકાએક એમ શાથી થયું ? "

" એવું બધું પૂછવા માટે ન થોભો ! તે તમારા દર્શનને માટે આતુર છે—માત્ર થોડી મિનિટ હવે તે જીવી શકશે."

" પણ હું એકલી કેમ આવું ? નંદરામ કાકા ઘરમાં નથી."

એક મિનિટસુધી કશો જવાબ ન મળ્યો. પ્રીતિએ " હેલાવ " કહ્યા કર્યું. પુનઃ અવાજ આવ્યો: " તમને શું જરા પણ વિચાર નથી ? સુમનલાલ માત્ર તમારૂં નામ જપી રહ્યા છે અને તમે તેમને મરતી વખતે પણ મળવાની આનાકાની કરો છો ? "

" પણ કૃપા કરીને મને કહેશો કે તેમને શો અકસ્માત્ નડ્યો છે ? "

" ફ્રીયર રોડપર બંધાતા એક મોટા મકાન ઉપરથી એકાએક મોટા પત્થર તુટી પડવાથી રસ્તાપર જતા સુમનલાલની પીઠ અને માથાપર વાગ્યા છે ! પીઠનું હાડકું તુટી ગયું છે અને મગજમાંથી લોહી વહી જાય છે ! ડાક્તર રેણુકરે આશા છોડી છે. "

"ઓહો ? શું એવું બન્યું છે ? ચાલો, હું હમણાં જ મોટરમાં દોડી આવું છું." પ્રીતિએ જવાબ આપ્યો.

તેણે એકદમ જેમ તેમ વસ્ત્રો પહેરી લીધાં અને મોટાર મંગાવી. માત્ર દશ જ મિનિટમાં તે ફ્રીયર રોડપર ડા. રેણુકરના દવાખાનામાં આવી પહોંચી. ડાક્તર રેણુકરના બે માણસો એક ઓરડામાં ઉતાવળા ઉતાવળા હાથમાં દવાની શીશીઓ સાથે આવજા કરી રહ્યા હતા. પ્રીતિ એકદમ એ ઓરડા તરફ ધસી ગઇ, પરન્તુ ડાક્તરના માણસે તેને ઓરડામાં જવાની ના કહી.

પ્રીતિએ આશ્ચર્યથી પૂછ્યું: "કેમ, સુમનલાલ છેને ?"

"હા, પણ તે હમણાં બેભાન બની ગયા છે-મગજમાંથી બહુ લોહી વહી ગયું છે. ડાક્તર સાહેબે અંદર બીજા કોઇને પણ આવવા દેવાની મના કરી છે."

"પણ મને તો ખાસ બોલાવવામાં આવી છે."

"તો થોડી વાર બહાર થોભો. તે ભાનમાં ન આવે ત્યાંસુધી કાંઇ તમારી સાથે વાતચીત કરી શકે તેમ છે ?"

"પણ હું તેમની સ્થિતિ જોવા માંગું છું."

"બહેન ! મહેરબાની કરીને હઠ ન કરો તો સારૂં. ખરૂં કહેવરાવો તો અત્યારે તેમની એવી સ્થિતિ છે કે તે જોતાં કદાચ તમે જ બેભાન બની જશો. હજી તમે બાળક છો, માટે તેમને કાંઇક સારૂં થાય પછી ભલે ખુશીથી જજો."

"અરે, આ તે કેવી વાત છે ?" પ્રીતિ કંઇક ગુસ્સો કરતી બોલી: "મને તેમને મળવા માટે જ ઘણી ઉતાવળે બોલાવવામાં આવી છે અને હવે મને અંદર જતી અટકાવવામાં આવે છે ?"

"હા બહેન ! પણ તમે જરા મોડાં આવ્યાં છો. પાંચેક મિનિટ

જો તમે વહેલાં આવ્યાં હોત, તો તમે સુમનલાલ સાથે વાતચીત પણ કરી શકત, કારણકે તે વખતે તે ભાનમાં હતા અને તેમની સૂચનાથી જ તમને બોલાવવામાં આવ્યાં હતાં; પણ મને માફ કરો તો કહું કે તમારી બેદરકારીથી જ તમે મોડાં પહોંચ્યાં છો—ટેલીફોનપર વાતચીત કરવામાં જ તમે પાંચ મિનિટનો વખત તો નકામો ગાળી નાંખ્યો."

"શું હું બેદરકાર હતી? તમે આ કેવું બોલો છો? સુમનલાલને માટે હું બેદરકાર હોઇ શકું જ કેમ?"

"ગુસ્સો ન કરશો; સુમનલાલને માટે તમે દરકારવાળાં હશો, પરંતુ તમારે ટેલીફોનપર વખત નહિ ગાળતાં તુરત જ દોડી આવવું જોઈતું હતું. તમે જરા મોડાં આવ્યાં, દર્મિયાનમાં તે બેભાન બની ગયા અને અત્યારે તેમની પથારીની અને તેમના પોતાની એવી ખરાબ સ્થિતિ છે કે તે જોતાં જ તમને ચક્કર આવ્યા વિના નહિ રહે; માટે તમે થોડી વાર બહાર થોભો અને ડાક્તર સાહેબ કહે ત્યારે અંદર આવજો."

એટલામાં ઓરડામાંથી ડાક્તરનો ગુસ્સાભરેલો ઘાંટો સંભળાયો: "અરે વસંતરાવ! એ કોની સાથે થડભાંજ કરી રહ્યો છે? જલ્દી સ્પીરીટની બાટલી કેમ લાવતો નથી?"

વસંતરાવ ઉતાવળો અંદર દોડી ગયો અને નિરાશ થએલી પ્રીતિ બહાર ખુરશીપર ગમગીન ચહેરે બેસી રહી. સુમનલાલની વધારે ગંભીર સ્થિતિ સાંભળીને તેના દિલમાં મોટી ઉથલપાથલ ચાલી રહી હતી. તે વારંવાર ઉંચી નીચી થતી હતી, પરંતુ ઓરડાની અંદર ડાક્તર, તેના માણસો તથા બીજા એકાદ બે માણસોના શબ્દોચ્ચાર વિના બીજું કશું સંભળાતું નહોતું. તેઓના શબ્દો પણ બહુ અંશે સુમનલાલની સ્થિતિ સંબંધે હતા. જેમ જેમ વધારે ક્ષણો જવા

લાગી તેમ તેમ પ્રીતિના હૃદયમાં નિરાશાનો વધારે ને વધારે સંચાર થવા લાગ્યો. તેનાં અંતશ્ચક્ષુઓની સામે સુમનના અનેક ઉપકારપ્રસંગોનું અદૃશ્ય ચિત્રપટ ફરવા લાગ્યું અને એ ચિત્રપટના જ દર્શનમાં પ્રીતિ ભાન ભૂલી જવા લાગી—તદાત્મ બની જવા લાગી. મંગળ કરતાં અમંગળ વિચારો અત્યારે તેના મગજમાં વધારે આવતા હતા અને 'શું થશે?' એ વિચારે તેને દિઙ્મૂઢ બનાવી મેલી હતી.

એટલામાં વસંતરાવ ઓરડાની બહાર દોડતો આવ્યો, એટલે પ્રીતિનું ધ્યાન ભગ્ન થયું. તેણે વસંતરાવની સામે જોયું. વસંતરાવ પ્રીતિ પાસે આવીને બોલ્યો: "પ્રીતિગૌરી! ચાલો બ્હેન, ચાલો!"

પ્રીતિએ આશાતુર હૃદયે પ્રશ્ન કર્યો: "કેમ, તેમને હવે સારૂં છે?"

"છેવટે તો આશા નથી જ, પરન્તુ અત્યારે તેમણે આંખો ઉઘાડી છે."

"અને મારી સાથે તે બોલી શકશે ખરા કે?"

"ના, વાચા તો હવે બંધ થઇ ગઇ છે."

પ્રીતિ એ ઓરડા તરફ ધાઈ અને સત્વર અંદર પેઠી. તેની પાછળ વસંતરાવ પણ અંદર ગયો અને તેણે ઓરડાનું દ્વાર બંધ કર્યું.

## પ્રકરણ ૪૩ મું.

### હિવાની પ્રીતિ!

ડા. રેણુકરના ઓપરેશનના ઓરડામાં પ્રવેશ કરીને પ્રીતિએ એક કાળો પડદો ખસેડ્યો કે જેની પાછળ સુમનલાલનું બિછાનું હોવાનું પ્રીતિ માનતી હતી; પરન્તુ એ પડદો ખસેડતાં જ પ્રીતિએ જોયું કે પોતે ઠગાઈ હતી!

બિછાના ઉપર કોઇ શાલ ઓઢીને સૂતું હતું ખરૂં, પરન્તુ તે સુમનલાલ નહોતો, તેમ જ તેને અકસ્માત્ નડયો નહોતો. ડા. શેણુકરના માણસે અકસ્માત્ની ગંભીરતા વિષે જે જે વાતો કહી હતી તે તદ્દન ખોટી હતી. પ્રીતિનો વિશ્વાસ સંપાદન કરવા માટે જ તેણે એ બનાવટી વાત કહી હતી.

પ્રીતિ બિછાનાની પાસે આવતાં જ તેણે જોયું કે પોતે પુનઃ બદમાશોના હાથમાં ફસાઇ હતી, તેથી તત્ક્ષણ તે ત્યાંથી પાછી ફરી, પરન્તુ બિછાના ઉપર સૂતેલા પુરૂષે એકદમ ઉઠીને–તેની પાછળ ધાઇને તેનો હાથ પકડ્યો. પ્રીતિએ બૂમ મારી પણ તુરત જ તેના મ્હોંમાં પેલા પુરૂષે પોતાના હાથમાંના રૂમાલનો ડૂચો માર્યો, એટલે તે પુનઃ બૂમ મારી શકી નહિ! તુરત તેને હાથ પગ બાંધીને બિછાનાપર નાંખવામાં આવી, એટલે પ્રીતિ કેવળ ચેતનહીન બની ગઇ!

પેલો પુરૂષ કે જે શ્યામલાલ પોતે હતો, તે હવે બહાર આવ્યો અને ભયભીત દેખાવ ધારણ કરીને પ્રીતિના શોફર પાસે ગયો. તેણે શોફરને કહ્યું: "સુમનલાલ બહુ ગંભીર માંદગીમાં છે અને પ્રીતિ બ્હેન ગભરાય છે, માટે તમે મોટાર સાથે જઇને સત્વર નંદરામને બોલાવી લાવો. હવે તે ઘેર આવી ગયા જ હશે અને ન હોય તો જ્યાં હોય ત્યાંથી બોલાવી લાવો."

શોફર મોટાર લઇને તુરત ઉપડ્યો અને ઘર તરફ ચાલ્યો. તે ત્યાંથી ખસ્યો એટલે પ્રીતિ સંબંધી ગોઠવણ કરવાનું હવે શ્યામલાલને ફાવ્યું! તેણે પ્રીતિના હાથના પોંચા ઉપર એક નાજુક હથીયારવડે ચાર પાંચ જગ્યાએ થોડું થોડું લોહી કાઢ્યું! એ વેદના પ્રીતિથી વેઠી શકાતી નહોતી, પરન્તુ બીજો કોઇ માર્ગ નહોતો! બૂમ પાડવાને તે અશક્ત બની હતી અને તેથી મુંગે મોઢે એ દુઃખ સહન કરવું

પકડ્યું હતું. પછી શ્યામલાલે તેના માથાના સારી રીતે ગુંથેલા—હોળેલા વાળ છોડી નાંખ્યા—અસ્ત વ્યસ્ત કરી નાંખ્યા. તેનાં કપડાં ઉપર શાહીનો ખડીઓ ઢોળીને તેને ડાઘ પાડ્યા. પગમાંના પોલીશ કરેલા બુટને એક બે સ્થળેથી ફાડી—તોડી નાંખ્યા. એ પ્રમાણે તેને કદરૂપી બનાવવાનો કાંઇક યત્ન કર્યા પછી શ્યામલાલે કહ્યું: "જો પ્રીતિ ! હવે તું મારા હાથમાંથી છૂટી શકવાની નથી. આજસુધી તું મારા માણસોને હાથે ઘણી વાર પકડાઇ અને ઘણી વાર છૂટી, પરન્તુ આજે તું મારા પોતાના હાથમાં આવી છે. મારી પાસેથી છૂટવાના હવે બે જ માર્ગો છે. કાંતો તારે મને સુવર્ણપ્રતિમા આપી દેવી, અથવાતો જે માર્ગે તારી માતા ગઇ છે તે માર્ગે જવું અર્થાત્ મરણ પામવું. તારા પિતાને માર્ગે તું જઇ શકશે નહિ. જ્યાંસુધી તું છૂટી હતી, ત્યાંસુધી તારે માટે એવો ગુપ્તવાસ ખુલ્લો હતો, પરન્તુ હવે એ માર્ગ રહ્યો નથી. અહીંથી હવે હું તને કોઇ બીજે સ્થળે લઇ જઇને રાખું છું. જ્યારે મને સુવર્ણ-પ્રતિમા મળશે, ત્યારે જ તું છૂટીને તારે ઘેર જશે. સીધી રીતે જો તું મારી સાથે આવીશ, તો સારી વાત છે, નહિતો આ જ સ્થિતિમાં તને ગાડીમાં નાંખીને હું લઇ જઇશ. બોલ, તારી શી મરજી છે ?"

પ્રીતિએ શ્યામલાલના મ્હોં સામે માત્ર ટગર ટગર જોયાં કર્યું. તેની આંખમાં આંસુ ઝમી આવ્યાં, પરંતુ તે આંસુ નિર્દય શ્યામલાલની પાસે નિરર્થક હતાં. તેણે કાંઇક બોલવાની ઇચ્છા બતાવી, પરન્તુ મ્હોંમાં ડૂચો હોવાથી તે બોલી શકી નહિ. તેને બોલવા દેવા માટે શ્યામલાલે તેના મ્હોંમાંથી ડૂચો કાઢી નાંખ્યો, એટલે તે હાંફતી ધીમેથી બોલી: "શ્યામલાલ ! તું મને શાને પજવે છે ? હું ઇશ્વરના અને મારા પિતાના સોગંદ લઇને કહું છું કે સુવર્ણ-પ્રતિમા ક્યાં

છે, તે હું બિલકુલ જાણુતી નથી. તને ધન જોઇતું હોય તો મારી પાસે જે થોડું ધન છે તે તું લઈ જા, પરંતુ મારા ગરીબ પિતા ઉપરનું વૈર હવે છોડી દે! તારી શક્તિ અને હિંમતને હું ખરેખર વખાણું છું, પરન્તુ તેનો ઉપયોગ આ માર્ગે શાને કરે છે? તેથી તને થોડા ધન સિવાય બીજો શો લાભ થશે?"

**શ્યામલાલ** હસ્યો અને બોલ્યો: "ધનને માટે તો આ બધી મુશ્કેલી વેઠવી પડે છે. સુવર્ણ-પ્રતિમા ક્યાં છે તે તું નથી જાણુતી તે મને ખબર છે, પરન્તુ તને પાશમાં લીધા વિના એ અમૂલ્ય વસ્તુ **નંદરામ** કે **સન્મુખરાય** મને આપે તેમ નથી, તેથી તારા જેવા સુકોમળ પુષ્પ તરફ મને આટલી ક્રૂરતા ધારણુ કરવી પડે છે."

**પ્રીતિ**એ ઉષ્ણુ નિઃશ્વાસ નાંખ્યો. તે કાંઇ જ બોલી નહિ. **શ્યામલાલ** આગળ બોલ્યો: "હવે જ્યાંસુધી મને તે વસ્તુ નહિ મળે ત્યાંસુધી તારે અમારી કેદમાં જ રહેવું પડશે; બોલ, તારી રાજીખુશીથી તું અમારી સાથે આવીશ કે બળાત્કારે તને અમારે લઇ જવી?"

**પ્રીતિ**એ તેનો પણુ કાંઇ જવાબ આપ્યો નહિ, એટલે **શ્યામલાલે** પુનઃ **પ્રીતિ**ના મ્હોંમાં ડૂચો માર્યો; એક બ્રુમ-ગાડીને બારણા પાસે તૈયાર રાખવામાં આવી અને તેમાં **પ્રીતિ**ને લાવીને બેસાડવાને માટે બે માણુસોએ તેને ઉંચકી. ઓરડીમાંથી બહાર નીકળતાં તેણે તરફડીયાં મારીને છૂટવાનો યત્ન કરવા માંડ્યો. હાથપગ અફાળવા માંડ્યા, પરન્તુ તે બાંધેલા હોવાથી તેનું જોર ચાલ્યું નહિ. તેને આમ કરતી જોઇને રસ્તાપર જતા કેટલાક લોકો ઊભા રહ્યા અને "શું છે? શું છે? એ છોકરીને કેમ બાંધી છે?" એમ પૂછવા લાગ્યા.

તેને ગાડી પાસે લાવીને ગાડીમાં બેસાડવા માંડી, પણ હવે

પ્રીતિએ વધારે તોફાન કરવા માંડયું. લોકો વધારે એકઠા થવા લાગ્યા. ગાડીમાં બેસાડવા જતાં તેના પગે બાંધેલું દોરડું જરા ઢીલું થયું એટલે તેના પગ છૂટા થઇ ગયા! આથી શ્યામલાલ જરા ગભરાયો. બીજી બાજુએ એકઠા થયેલા લોકો કાંઇ કાંઇ અનુમાનો અને સવાલો કરતા હતા.

પગ છૂટા થયા એટલે પ્રીતિએ નાસી જવાને તાણખેંચ કરવા માંડી તેના ફાટેલા બૂટ, વીખરાઇ ગએલા વાળ, ડાઘાવાળાં કપડાં, એ બધું જોઇને લોકોને સમજણ પડી નહિ કે આ બધો શો પ્રકાર છે. શ્યામલાલે એકઠા થએલા લોકોને કહ્યું: "ભાઈ! એ મારી દિકરી છે. તે દિવાની બની ગઇ છે. તેના હાથ તો જૂઓ! તે દિવાનાપણામાં પોતાને હાથે પગે બચકાં ભરીને લોહી કાઢે છે, તેથી હાથ બાંધ્યા છે અને મ્હોંમાં ડૂચો મારવો પડ્યો છે. બહુ તોફાન કરે છે એ તો તમે જુઓ છો! પગ બાંધ્યા હતા તે પણ છોડાવી નાંખ્યા. ડાક્તર સાહેબે આ સર્ટીફીકેટ લખી આપ્યું છે કે તે દિવાની બની ગઈ છે માટે તેને ગાંડાની ઇસ્પીતાલમાં રાખવી; હવે અત્યારે હું તેને ત્યાં જ લઇ જવા માંગું છું. પણ મારા કર્મના ભોગ છે કે રસ્તા વચ્ચે તે આવા ફજેતા કરે છે!"

શ્યામલાલનું આ કહેવું સાંભળીને લોકોની ખાત્રી થઈ કે એ છોકરી ખરેખર દિવાની બની ગઇ છે, તેથી લોકો વેરાઇ જવા લાગ્યા અને શ્યામલાલે જોરથી પ્રીતિને ઉચકીને તેને ગાડીમાં નાંખી પોતે અંદર બેસી, બારણું બંધ કરી નાંખ્યું. ગાડી પૂર વેગે દોડતી ચાલી. ડા. રેણુકર અને તેનાં માણસો પોતાનું મકાન બંધ કરીને ચાલતા થઈ ગયા!

ત્યારપછી દશેક મિનિટે નંદરામ ત્યાં આવી પહોંચ્યો અને ડાક્ત-

રનું દવાખાનું બંધ જોતાં જ તે અને શોકૂર બન્ને ગભરાયા અને એક બીજાની સામે જોવા લાગ્યા. નંદરામે શોકૂરને કહ્યું: “ યાકુબ ! આપણે ફસાયા છીએ ! બદમાશો પ્રીતિને ઉઠાવી ગયા. સુમનલાલના અકસ્માતની વાત તદ્દન ખોટી છે–બનાવટી છે. હવે અહીંથી એકદમ ‘ સુપ્રભાત ’ પત્રની ઑફીસે આપણે જવું જોઈએ.”

“ પણ એકવાર આપણે કોઈને પૂછીએ કે ડાક્તરે ક્યારે દવા-ખાનું બંધ કર્યું ? ”

શોકૂરે બાજુના એક વ્હોરા વેપારીને તે વિષે પૂછ્યું. તેણે કહ્યું: “ કોઈ દિવાની થઈ ગએલી છોકરીને બાંધીને ગાડીમાં નાંખી ડાક્તર સાહેબ તેને ગાંડાની ઇસ્પીતાલે મૂકવા ગયા છે.”

આ સાંભળતાં નંદરામ બદમાશોની યુક્તિને પામી ગયો. તેણે “ સુપ્રભાત ” પત્રની ઑફીસ તરફ મોટર દોડાવી. પાંચ મિનિટમાં જ તે ત્યાં આવ્યો. સુમન તો ઑફીસના કામમાં ગુંથાએલો હતો. નંદ-રામે તેને સઘળી વાત કહી. સુમન તે સાંભળીને મંત્રમુગ્ધવત્ સ્થિર બની ગયો ! પ્રીતિની સ્થિતિની ખરેખરી ચિન્તા હવે તેને થવા લાગી. ઘણીવાર પ્રીતિને સુમન બચાવી શક્યો હતો, પરન્તુ આ વખતે તેને શોધી કાઢવાનું જ ઘણું મુશ્કેલ હતું, એટલે તે વધારે ગુંચવાયો હતો. તેણે નંદરામને કહ્યું: “ બદમાશોએ આ વખતે ખરેખરી યુક્તિ ઉપ-યોગમાં લીધી છે અને અકસ્માત્ થવાના બ્હાના હેઠળ તેમને એક-લાંને પકડવામાં આવ્યાં છે. પાસે આપણું કોઈ પણ માણસ નહોતું અને તેમને ક્યાં લઈ જવામાં આવ્યાં હશે તે વિષે આપણે કશું અનુમાન પણ કરી શકીએ તેમ નથી; માટે એક વાર તે સંબંધે આપણે પોલીસને ખબર કરવી જોઈએ અને પછી વિશેષ તજવીજ કરવી જોઈએ.”

નંદરામની ચપળતા પણ આ વખતે કોણ જાણે ક્યાં ચાલી ગઇ હતી. તે કશું બોલ્યો નહિ. છેવટે તે અત્યંત અકળાઇને બોલ્યો: "સુમનલાલ ! હવે હું હિંમત હારી ગયો છું. તમે અનુમતિ આપો તો હું અત્યારે ને અત્યારે સુવર્ણપ્રતિમા શ્યામલાલને આપી દેવા તૈયાર છું."

---

## પ્રકરણ ૪૪ મું.

---

### નનામો પત્ર અને તેનો જવાબ.

નંદરામની નિરાશા અને કંટાળો જોઇને સુમન આશ્ચર્ય પામ્યો નહિ, કારણકે કોઇ પણ માણસની સહનશીલતાનોએ અવધિ હોય છે એવું સુમન સમજતો હતો. નંદરામે સુવર્ણપ્રતિમાના સંરક્ષણને માટે ઘણું દુ:ખ સહન કર્યું હતું, એટલુંજ નહિ પણ એ વસ્તુને માટે પ્રીતિ ઉપર અનેક આફતો આવી પડી હતી તેમાંથી તેનું રક્ષણ કરતાં નંદરામને ઘણું કષ્ટ વેઠવું પડયું હતું. માનસિક વ્યાધિમાં જીવનની પ્રત્યેક ક્ષણને વીતાવવી પડે એવી સ્થિતિમાંથી છૂટા થવાનો એક માર્ગ માત્ર રહ્યો હતો અને તે એ હતો કે સુવર્ણપ્રતિમા શ્યામલાલને આપી દેવી; પરન્તુ તેમ કરવામાં એક વાંધો માત્ર એટલો જ હતો કે સન્મુખરાયને તેના સંરક્ષણને માટે નંદરામે જે વચન આપ્યું હતું અને જે વચન ઉપર વિશ્વાસ રાખીને સન્મુખરાય ગુપ્તવાસમાં વર્ષોસુધી નિશ્ચિંત રહી શકયો હતો તે વચનનો તેથી ભંગ થતો હતો. નિરાશ થતા નંદરામને આશ્વાસન આપતાં સુમન બોલ્યો: " કાકા ! એમ તમે ગભરાઓ નહિ. પ્રીતિગૌરી ઉપર આ મોટી આફત આવી પડી છે ખરી, પરન્તુ આમ નિરાશ થઇને હિંમત હારી જવી જોઇતી નથી. વર્ષોથી

જે વસ્તુના સંરક્ષણને માટે અતુલ પરિશ્રમ ઉઠાવ્યો છે તે વસ્તુને આવી રીતે શત્રુના હાથમાં મૂકી દેવી, તે ઉચિત નથી."

"પણ પ્રીતિની સ્થિતિનો મને બહુ ભય રહે છે. તે કુંવારી બાળા એકલી એ બદમાશોના હાથમાં ગઇ છે તેથી તેને માટે હું ગભરાઈ જઉં છું."

"એમ ગભરાવાની કાંઈ જરૂર નથી. પ્રીતિગૌરી ચતુર છે–બુદ્ધિવાળાં છે. આપણે તેમને શોધી કાઢી શકીએ ત્યાંસુધી હરકોઈ રીતે તે પોતાનું સંરક્ષણ કરી લેશે."

"છતાં મને ભય રહે છે. શત્રુની કેદમાં તે પોતાનું રક્ષણ કેવી રીતે કરશે ?"

"મને તેમની ચતુરાઇનો વિશ્વાસ છે; છતાં આપણે નિશ્ચિંત બેસી રહેવાના નથી. એક વાર આ ખબર આપણે પોલીસને આપીને ફરિયાદ નોંધાવીએ. પછી એક વાર તમારા મકાનપર જઇને જોઇએ કે તેમણે કાંઈ વિશેષ હીલચાલ કરી છે ? અને ત્યારપછી તેમને માટે આપણે જાતે વિશેષ તજવીજ કરીશું." સુમનલાલે માર્ગ બતાવ્યો.

"તમે એ બધી યોજના કરો; મારામાં તો હવે ધૈર્ય રહી શકતું નથી."

નંદરામ અને સુમનલાલ 'સુપ્રભાત' પત્રની ઓફીસમાંથી નીકળીને પ્રીતિને ઘેર આવ્યા. ત્યાં આવતાં તેમને માલૂમ પડ્યું કે કોઇ અજાણ્યો માણસ નંદરામના નામનો એક પત્ર આપી ગયો હતો. સુમનલાલે ઉતાવળે તે પત્ર ફોડ્યો અને વાંચ્યો. તેમાં નીચે મુજબ લખેલું હતું:

"પ્રીતિ અમારી કેદમાં છે. અમને કાંતો પાંચ લાખ રૂપિયા અને કાંતો સુવર્ણપ્રતિમા મળશે, ત્યારે જ તેને મુક્ત કરીશું. થોડા

દિવસ અમે રાહ જોઇશું અને તમે કાંઇ જ આપશો નહિ, તો પ્રીતિને સ્વર્ગે મોકલીશું."

સુમને એ પત્ર વાંચ્યો તે સાંભળીને નંદરામ થરથરવા લાગ્યો, પરન્તુ સુમનને તો હસવું જ આવ્યું. તેની એ ચેષ્ટા જોઇને નંદરામ આશ્ચર્ય પામ્યો અને બોલ્યો: "સુમનલાલ! આ વખત હસવાનો નથી. એ બદમાશોની માંગણીને વશ થયા વિના આપણો છૂટકો જ નથી."

"તમે અધીરા ન થાઓ. એ ખોટી બ્હીક છે. પ્રીતિગૌરીના શરીરને જરા પણ ઇજા આવવાની નથી. તે બદમાશો જાણે છે કે જ્યાંસુધી પ્રીતિ જીવે છે, ત્યાંસુધી જ તેઓને તેની પાસેથી કાંઇ ધન કે સુવર્ણપ્રતિમા મળવાનો સંભવ છે. પ્રીતિના મરણથી તેઓનું કશું વળે તેવો સંભવ નથી. તેઓનો બધો યત્ન ધનને માટે જ છે અને પ્રીતિને મારી નાંખવાની હિંમત તેઓ બિલકુલ ચલાવી શકે તેમ નથી. પરન્તુ હવે આપણે આ પત્ર સાથે પોલીસને ખબર આપવી જોઇએ."

નંદરામ અને સુમન ત્યાંથી નીકળીને પોલીસમાં ફરિયાદ નોંધાવવા માટે ચાલ્યા. ઇન્સપેકટરને એ પત્ર બતાવતાં અને ઠગાઈની સઘળી વિગત કહેતાં તે ચમક્યો અને પ્રીતિનું ખૂન થવાની બીતિથી તે એકદમ સચેત થયો. તેણે પોતાના હાથ નીચેના બે સબઇન્સ્પેકટરોને બોલાવ્યા અને તેમને સર્વ વિગત કહી એ ટોળીના નાયક શ્યામલાલને પકડી લાવવા ફરમાવ્યું. એક ઇન્સ્પેકટરે તેનો જવાબ આપતાં કહ્યું: "સાહેબ! આ પત્ર કેવળ નનામો છે. આ કામ શ્યામલાલનું જ હોય એવી કશી ખાત્રી વિના તેને કેમ પકડી શકાય?"

ઇન્સપેકટરે પોતાની તીવ્ર નજરને સબઇન્સ્પેકટરના ચહેરા તરફ લંબાવી અને ક્ષણભર મૌન્ય ધારણ કરી-જરા વિચાર કરી કહ્યું: "એ પણ ખરી વાત છે; ત્યારે આ મી. સુમનલાલની ફરિયાદ સંબંધે

તપાસ ચલાવવી જોઇએ ખરી કે નહિ ? તે જ શ્યામલાલનું નામ લે છે."

"સાહેબ ! શ્યામલાલનું નામ પ્રીતિગૌરીની પજવણીના સંબંધમાં જાણીતું થઇ ગએલું છે, તેથી તે કદાચ તેનું નામ લેતા હશે. શ્યામલાલ સારો માણસ નથી, એ તો હું પણ જાણું છું; પરન્તુ આ ફરિયાદમાં તેને પકડવાના કાંઇ વાજબી પુરાવાઓ આપણી પાસે નથી; પછી તો આપનો હુકમ હોય તો તેને શોધી કાઢીને પકડવા તૈયાર છું."

"ના, ના. એટલી કાંઇ ખાસ જરૂર નથી; કેમ ધોંડોપંત ?" ઇન્સપેક્ટરે બીજા સબઇન્સ્પેક્ટરને સંબોધીને કહ્યું.

"હા સાહેબ; પણ જો કાંઇ પુરાવો કે ખાત્રી હોય તો એકદમ વોરંટ કાઢીને આપણે તેને પકડી શકીએ." ધોંડોપંતે જણાવ્યું.

"ના, એવી કાંઇ જરૂર નથી." ઇન્સપેક્ટરે કહ્યું. તેણે પોતાના બન્ને સબઇન્સ્પેક્ટરોને તુરત રજા આપી અને પછી સુમનને ધીમેથી કહ્યું: "તમે જાઓ; તમારી ફરિયાદ સંબંધે હું મારી જાતે તપાસ ચલાવીશ."

સુમન ત્યાંથી જતો રહ્યો. નંદરામ અને તે પ્રીતિને ત્યાં આવ્યા અને દિવાનખાનામાં બેઠા; પરંતુ બેમાંથી એકકેને ચેન પડયું નહિ. છેવટે સુમનને એક બુટ્ટો સૂજ્યો. તે તેણે નંદરામને કહ્યો. તે બુટ્ટો એ હતો કે શ્યામસમાજને પાંચ લાખ રૂપિયા આપવાને તત્પરતા બતાવનારો જવાબ લખવો અને પછી કાંઇ યુક્તિ કરીને છટકી જવું. દર્મિયાનમાં પ્રીતિને પકડીને કયાં કેદ કરવામાં આવી હશે તે વિષે કાંઇ નવી માહિતી મળવાનો સંભવ હતો.

"એ ખરૂં છે; પરન્તુ આપણે તેમને આપણો જવાબ કેવી રીતે પહોંચતો કરી શકીએ ?" નંદરામે જાણવા માંગ્યું.

"એનો તો સહેલો ઉપાય છે. 'સુપ્રભાત' પત્રમાં જ આપણે

તેનો જવાબ આપીશું." સુમને માર્ગ દર્શાવ્યો.

"ત્યારે હવે કશાએ વિલંબવિના તેમ કરો. તમે એ જવાબ છપાવવાને જલ્દી જાઓ. જવાબ કાલે સ્હવારે બહાર પડી જાય તેમ કરજો." નંદરામે ભલામણ કરી.

સુમન સત્વર ત્યાંથી ચાલી નીકળ્યો. ઓફીસમાં આવીને તેણે જવાબ લખી નાંખ્યો અને છાપવા માટે આપી દીધો. એ જવાબ નીચે મુજબ હતો:

## નનામા પત્રનો જવાબ.

તમારો નનામો પત્ર મળ્યો છે. તમારી બેમાંની એક માંગણી સ્વીકાર્યા સિવાય હવે અમારો છૂટકો નથી. બીજી માંગણી તો અમે પૂરી કરી શકીએ તેમ નથી, કારણકે તે સાચવી રાખવાનું વચન તેના માલેકને અપાઇ ચૂક્યું છે તે અમારે પાળવું જોઇએ. પણ પહેલી માંગણી અમે પૂરી કરી આપીશું. તમને અમારે ક્યારે અને ક્યાં મળવું તે વિષે ખુલાસો કરો.

લી. નં. અને સુ.

આ જવાબ છાપવા આપીને સુમન ઇન્સ્પેક્ટરની પાસે ગયો અને તેને પોતાની હીકમત સમજાવીને જવાબ પણ વંચાવ્યો. ઇન્સ્પેક્ટરે કહ્યું: "તમે એ માર્ગે યત્ન કર્યા કરો; હું બીજે માર્ગે યત્ન કરું છું. આ જગ્યાએ થોડા વખતથી હું નવો આવ્યો છું. શ્યામલાલને પકડવો તે સહેલી વાત નથી એવું હવે મને સમજાય છે, કારણકે પોલીસની અંદર પણ કેટલાક માણસો એવા છે કે જેઓ શ્યામલાલનો પગાર ખાય છે. તેટલા માટે બે સબઇન્સ્પેક્ટરોને મેં સુપરિન્ટેન્ડન્ટની પરવાનગીથી ગુપચુપ કેદમાં મોકલી દીધા છે."

સુમન આ સાંભળીને ભય તથા આશ્ચર્ય પામ્યો. શ્યામબાલની સત્તા કેટલી વ્યાપક છે તેનું તેને ભાન થયું. તેણે ઇન્સ્પેક્ટરનો આભાર માન્યો અને તુરત પાછો તે નંદરામની પાસે આવ્યો.

## પ્રકરણ ૪૫ મું.

### શ્યામસમાજનું નવું મથક.

તે જ દિવસના 'સંખ્યાપ્રકાશ' નામના દૈનિક પત્રમાં નીચે પ્રમાણે જવાબ છપાએલો સુમનના વાંચવામાં આવ્યો.

### નં. અને સુ. ના સંદેશાનો જવાબ.

"તમારો જવાબ અમે વાંચ્યો છે. તમે એમાંની હરકોઇ માંગણી માન્ય રાખો તે અમને કબુલ છે. કાલે સ્હવારે ૮ થી ૧૦ ની વચ્ચે તમે બેઉ જણ માંગણીની વસ્તુ સાથે તૈયાર થઇને રહેજો; અમારો વિશ્વાસુ માણસ તમને બોલાવવા આવશે."

'સંખ્યાપ્રકાશ' સાથે લઇને સુમન નંદરામને મળવા આવ્યો. નંદરામે જવાબ વાંચીને સુમનને પૂછ્યું: "બોલો, હવે શું કરવા ધારોછો ?"

"મારો વિચાર એવો છે કે એક વાર તેને મળવા જવાનું સાહસ તો કરવું." સુમને જણાવ્યું.

"અને કદાચ સાહસ કરવામાં ફસાઇ ગયા તો ?"

"આપણે સાવધાનતાથી વર્તીશું. આપણો ઇરાદો માત્ર એ બદમાશોનું નિવાસસ્થાન જાણવાનો છે કે જેથી પ્રીતિગૌરીને આપણે છોડાવી શકીએ."

" તમારી આ રીત તો મને બહુ ભયંકર લાગે છે ભાઇ ! ભલે, હું તો તમારી સાથે દોરાવા તૈયાર છું. તમારી મરજીમાં આવે તેવી ગોઠવણુ કરો." નંદરામે ચિન્તાતુર વદને કહ્યું.

"તમે કશી ચિન્તા કરશો નહિ. હું જે કાંઇ સાહસ કરૂં છું તેના જોખમનો સંપૂર્ણ વિચાર કરીને જ કરૂં છું. વળી આ વખતે એક એવો પોલીસ ઇન્સ્પેકટર આપણી મદદમાં ઊભો છે કે જે આગલા ઇન્સ્પેકટરો કરતાં જૂદી જ તરેહનો છે. બીજાઓ ફૂટેલા અને શ્યામલાલનો જ ખાનગી પગાર ખાનારા હતા, ત્યારે આ ઇન્સ્પેકટર ડાહ્યો અને નિખાલસ છે. મારા જાણવામાં આવ્યું છે કે શ્યામસમાજનો પગાર ખાનારા સંખ્યાબંધ સિપાઇઓ અને તેમના ઉપરીઓને કેદમાં પૂરવામાં આવ્યા છે."

" તેઓને કેદમાં પૂરવાથી શો લાભ ? તેમને નોકરીમાંથી દૂર કરવાથી જ પોલીસનું અને પ્રજાનું હિત સચવાત."

"નહિ, તમારી ભૂલ છે. તેમને બરતરફ કરવામાં આવે તો શ્યામસમાજ ખરી વાત સમજી જાય પરન્તુ તેને ગફલતમાં રાખવા માટે તેઓને ગુપચુપ કેદમાં પૂરવામાં આવ્યા છે."

" ત્યારે તમે આજે ઇન્સ્પેકટરને મળશો ?"

" હા, મળીશ; પણ અહીંથી સીધો મળવા નહિ જઉં; કારણ કે શ્યામસમાજના માણસો મારી પૂંઠ પાછળ ભમતા હોય એવો મને વહેમ આવે છે. હું કાંઇક યુક્તિ કરીશ; પણ જરૂર ઇન્સપેકટરને મળીને કાંઇક બંદોબસ્ત કરીશ."

એમ કહી સુમન નંદરામથી છૂટો પડ્યો.

* * * *

બીજા દિવસનું પ્રભાત થયું. આઠ વાગતાં જ સુમન નંદરામની

પાસે આવીને બેઠો. પોણા નવ વાગ્યા, એટલે એક અજાણ્યો માણસ હાથમાં કેટલાંક બંધ કરેલાં પરબીડીયાં લઇને આવ્યો અને નંદરામની પાસે આવીને બોલ્યો: " પ્રીતિગૌરી ક્યાં છે ? "

" એ બહાર ગયાં છે, તમને તેમનું શું કામ છે ? "

" એમના નામનું એક આમંત્રણપત્ર છે." પેલા માણસે જવાબ આપ્યો.

" તો તે મને આપતા જાઓ, હું તેમને જરૂર આપીશ."

પેલો માણસ સુમન ભણી જોઇને બોલ્યો: " આપનું નામ જ સુમનલાલ કે ? "

" જી હા ! " સુમને જવાબ આપ્યો.

તુરત જ પેલા માણસે સુમનની સામે પોતાનો હાથ ધર્યો. સુમને જોયું કે તેની હથેળીમાં કાંઇ લખાણ કરવામાં આવેલું હતું અને તે નીચે મુજબ હતું:

" શ્રી. નં. અને શ્રી. સુ.

" આવનાર માણસ વિશ્વાસુ છે. મેં મોકલ્યો છે. તેની સાથે તમે બન્ને આવો. જો મનમાં પાપ કે કપટ રાખશો તો હેરાન થશો અને જો વિશ્વાસ રાખીને ખુલ્લા મનથી આવશો તો તમારો વાળ પણ વાંકો થશે નહિ. જે લાવવાનું છે તે લઇને જ આવજો. બદલામાં તમારી વસ્તુ તૈયાર છે."

સુમન શ્યામલાલની ચતુરાઇ પાસે મ્હાત થઇ જતો હોય તેવું તેને લાગ્યું. તેણે પેલા માણસની હથેળીમાંનો સંદેશો વાંચીને તેને પૂછ્યું: " ત્યારે તમે જ અમોને તેડવા આવ્યા છો કે ? બહુ સારૂં: અમે તો ક્યારનાએ તૈયાર થઇને બેઠા છીએ."

"ત્યારે ચાલો; બહાર ગાડી રાહ જોઇ રહી છે." પેલાએ જવાબ આપ્યો.

તુરત જ બન્ને જણુ ઉઠ્યા. પોતાના મનમાં કાંઇ પણ કપટભાવ છે તેવો દેખાવ તેમણે કર્યો નહિ. તેઓ સીધા પેલા માણસની સાથે જ ચાલ્યા. નીચે ઉતરીને તેઓ ગાડીમાં બેઠા એટલે કશી સૂચના વિના જ ગાડીવાને ગાડી હાંકી.

*  *  *  *

સુમન સમજતો હતો કે પોતે મોટા જોખમવાળું સાહસ ઉઠાવ્યું હતું અને તેમાં સહીસલામત રીતે પાર પડવું તે ઘણું ક્લિષ્ટ હતું. **શ્યામ**લાલ બહુ ચતુર માણસ હતો અને તે કાંઇ સહેજમાં ફસાઇ જાય તેવો સંભવ નહોતો. **પ્રી**તિને તેણે ક્યાંએ કેદ કરી હશે તે વિષે કશું અનુમાન કરવું નિરર્થક હતું; તોપણ સામાન્ય રીતે સુમન માનતો હતો કે પોલીસની ધાડથી **મા**ટુંગાનું એ સમાજનું મથક બંધ થવાથી પુનઃ તેઓએ પોતાનું મથક ક્યાં રાખ્યું હશે તે જાણવાથી **પ્રી**તિનો પણ પત્તો લગાડી શકાય ખરો. આ પ્રમાણે વર્તવાથી **શ્યા**-મસમાજનું નવું મથક જાણવામાં આવી જાય એવી સુમન આશા રાખતો હતો.

પરન્તુ **શ્યામ**લાલ કાંઇ ઓછો ચતુર નહોતો! આ કાર્યમાં સુમ-નની કાંઇ પણ કપટપટુતા કે યુક્તિ હોવાનો સંશય તેને પહેલેથી જ આવ્યો હતો અને તેથી તેણે બહુ જ સાવધાનતાથી કાર્ય કરવાની સઘળી ગોઠવણ કરી હતી. તેનો માણસ સૌથી પહેલાં **નં**દરામ અને સુમનને ભોઇવાડાની બીજી ગલીના એક મકાનના મેડા ઉપર તેડી ગયો. તે સ્થળે બે માણસો રાહ જોતા બેઠા હતા. દશેક મિનિટ રોકા-ઇને તે બે માણસો **નં**દરામ અને સુમનને પ્રીન્સેસ ડોક ઉપર જવાને

રસ્તે લઇ ગયા અને ત્યાં એક મકાનમાં તેમને બેસાડ્યા. સુમને ધાર્યું કે શ્યામસમાજે પોતાના મથક તરીકે આ એકાન્ત સ્થળ જ પસંદ કર્યું હશે અને આ જ સ્થળ તેનું મથક હશે. ત્યાં નંદરામ અને સુમનને માટે ચાહ મંગાવવામાં આવી, પરંતુ સુમન અને નંદરામે પીવાની ના કહી. તેમને એ ચાહમાં કાંઇ કંઇ હોવાનો વહેમ આવ્યો. તેમની સાથે આવેલા બે માણસોમાંના એકે કહ્યું: "સાહેબ! કાંઇ વહેમ રાખશો નહિ. એક વાર ખુલ્લા મનથી વાતચીત થઇ એટલે પછી કાંઇ વાંધા પડતું કામ કરીએ એવા અમે મૂર્ખ નથી."

સુમન સમજ્યો કે પોતાનો વહેમ એ માણસોના જાણવામાં આવ્યો છે. તોપણ તે બોલ્યો: "નહિ, નહિ. અમે ઘેરથી ચાહ પીને જ નીકળ્યા છીએ એટલે હવે ફરીથી ચાહ પીશું નહિ."

"તો જેવી આપની ઇચ્છા."

પરંતુ તે સ્થળ શ્યામસમાજનું મથક નહોતું. પેલા બે મુસલમાનોને સુમન તથા નંદરામની સાથે મોકલવામાં આવ્યા. તેઓ તેમને ગાડીમાં બેસાડીને દાદરના એક એકાંત બંગલામાં લેઇ ગયા.

બંગલાના એક વિશાળ દિવાનખાનામાં સુમન અને નંદરામ પા કલાકસુધી એકલા બેસી રહ્યા પરંતુ કોઇ તેમને મળવા આવ્યું નહિ! તેઓ પુનઃ પુનઃ પોતાની આસપાસ જોવા લાગ્યા, પરંતુ તેઓ કાંઇ નિશ્ચય કરી શકયા નહિ. અહીંથી પણ પોતાને કોઇ બીજે સ્થળે લઇ જવામાં આવશે કે શું એવો તેમને સંશય રહ્યો હતો.

સુમને પોલીસ ઇન્સ્પેકટર સાથે અગાઉથી કરી રાખેલી ગોઠવણ પ્રમાણે ચાર વેશધારી વિશ્વાસુ કોન્સ્ટેબલો સાયકલપર બેસીને સુમનની ગાડીની પાછળ ને પાછળ ચાલ્યા કરતા હતા. તેઓના વેશ જુદા જુદા હતા તેથી સામાન્ય રીતે કોઇને સંશય આવે એવો સંભવ નહોતો. તે

વેશધારીઓ **પ્રીતિના મકાનેથી** જ પાછળ પડેલા હતા અને સુમનની ગાડીની આગળ પાછળ જ રહેતા હોવાથી અહીંસુધી તેઓ આવી પહોંચ્યા હતા. આસપાસમાં છૂટક છૂટક દૂર રહીને અથવા પાસેથી સાયકલપર પસાર થઇને તેઓ બારીક નજર રાખી રહ્યા હતા. સુમનના લક્ષમાં તે વાત હતી, પરન્તુ તે અત્યારસુધી એમ માનતો હતો કે આ હીલચાલ **શ્યામ**સમાજવાળાઓ સમજી શકશે નહિ; પરન્તુ બંગલાના ઉપરના માળની એક નાની બારીમાંથી ગુપચુપ જોઇ રહેલો **શ્યામ**લાલ સમજી ગયો હતો કે સુમન કપટબુદ્ધિથી વર્ત્યો હતો. સુમનના કપટની સામે પોતે પણ કપટ કરવાનો હવે તેણે નિશ્ચય કર્યો.

## પ્રકરણ ૪૬ મું.

### ખૂન કરવાનો યત્ન.

**શ્યામ**લાલની પાસે તે વખતે **મન**હરલાલ અને **મોહિની** બેઠાં હતાં. તેઓને જ્યારે **શ્યામ**લાલે કહ્યું કે સુમન કપટથી વર્ત્યો છે, તેની પાછળ પાછળ પોલીસનાં માણસો આવ્યાં છે અને તેઓએ આપણું નવું મકાન પણ જોઇ લીધું છે એ બહુ ખોટું થયું છે;" ત્યારે તેઓ બન્ને ચમકી ઉઠ્યાં અને ભયમાં પડ્યાં. **મન**હરલાલ તો બહુ જ ભયમાં પડ્યો અને તેનું મુખ્ય કારણ ઘણું વિલક્ષણ હતું.

**મન**હરલાલ કાયસ્થ કોમનો એક જાણીતો પુરૂષ હતો. તેનો પિતા ઝવેરાતનો વેપાર કરતો હતો અને હવે તો **મન**હરલાલ પણ એ જ ધંધામાં પડ્યો હતો, પરંતુ પિતાના દાબને લીધે તેને પોતાનાં દુરાચરણો છુપાવવાની જરૂર પડતી હતી, એટલું જ નહિ, પણ મોજ-

શોખને માટે જે કાંઇ નાણાં જોઇતાં હતાં તે પણ તેને ઘરમાંથી નહિ મળી શકવાને લીધે કરજ કરીને, કાંઈ છૂપો વેપાર કરીને અથવા-તો **શ્યામસમાજ**નાં કુટિલ કામો કરીને મેળવવાં પડતાં હતાં. એક આબરૂદાર ઝવેરીના પુત્ર તરીકે મુંબઈમાં તેનું સારૂં નામ હતું પરન્તુ તેનાં છૂપાં દુરાચરણો કોઇ જાણતું નહોતું એટલે હજીસુધી તેની આબરૂને ધક્કો પહોંચ્યો નહોતો. **મોહિની** એક દુઃશીલ યુવતી હતી અને **મનહરલાલ** સાથેનો તેનો સંબંધ અનિષ્ટ મિત્રાચારીનો જ હતો. **મોહિની**ને **શ્યામસમાજ**માં દાખલ કરાવીને પોતાની પ્રિયતમા તરીકે ગણના કરવામાં **મનહરલાલ** અગ્રેસર થયો હતો અને તેનું સઘળું ખર્ચ **મનહરલાલ** જ પૂરૂં કરતો હતો. **મનહરલાલે** તેને એક ભાડાના એકાંત બંગલામાં રાખી હતી અને **પ્રીતિ**, **નંદરામ** તથા **સુમન** **મોહિની**ને **મનહરલાલ**ની પરણેલી સ્ત્રી તરીકે જ પિછાણતાં હતાં. અત્યારે **મનહરલાલ** અને **મોહિની** **શ્યામસમાજ**ના મથકમાં હોવાથી અને પોલીસ તરફથી ધાડ આવી પહોંચવાથી **મનહરલાલ** સૌથી વધારે અકળાયો હતો, તેનું મુખ્ય કારણ એ હતું કે તેની એક આબરૂદાર વેપારી તરીકેની કીર્તિને ધક્કો લાગવાનો સંભવ હતો એટલું જ નહિ, પણ **શ્યામસમાજ** સાથેનો તેનો સંબંધ ઉઘાડો પડવાથી તેને અનેક પ્રકારની હાનિઓ વેઠવી પડે તેમ હતું. પરંતુ **મોહિની**નો ભય તેવા પ્રકારનો નહોતો. **પ્રીતિ** તેને પોતાની બ્હેન અને **મનહરલાલ**ની પત્ની જાણતી હતી, તે ઉઘાડું પડી જવા ઉપરાંત **શ્યામસમાજ** સાથેનો તેનો સંબંધ ઉઘાડો પડી જાય, તો પછી **પ્રીતિ** સાથે વધારે વખતસુધી સખીભાવને ટકાવી શકાય નહિ અને સુવર્ણપ્રતિમા મેળવવાના કાર્યમાં વિઘ્ન આવીને પડે એવો તેને ભય હતો. આ કારણથી **મનહરલાલ** અને **મોહિની** ત્યાંથી કોઇ પણ રીતે છટકી

જવાનો લાગ શોધવા લાગ્યાં. **શ્યામલાલ**ને તેમણે તે સંબંધે પૂછ્યું, ત્યારે તેણે પણ કહ્યું કે હમણાં તો કશો લાગ મળે તેમ નથી, પરન્તુ તમે તૈયાર થઇ રહેજો અને જ્યારે લાગ મળી જાય ત્યારે છટકી જજો."

સુવર્ણપ્રતિમા મેળવવા માટેના **શ્યામલાલ**ના સઘળા યત્નો એક પછી એક નિષ્ફળ જવા લાગ્યા એટલું જ નહિ પણ થોડા યત્ને તે વસ્તુ પ્રાપ્ત થવાની તેની ધારણા હતી તે અફળ ગઇ, તેનું મુખ્ય કારણ સુમન હતો. જો એ નવી વ્યક્તિ **શ્યામલાલ**ના માર્ગમાં ન આવી હોત, તો આજે સુવર્ણપ્રતિમા ક્યારનીએ તેના હાથમાં આવી ગઇ હોત. પરન્તુ **સુમન**રૂપી વિઘ્નથી **શ્યામલાલ**ને અને તેના આખા મંડળને બહુ વેઠવું પડ્યું હતું. અત્યારે પુનઃ જે કપટ પોતાની સામે રચવામાં આવ્યું હતું તે પણ સુમન તરફનું જ હતું એવું **શ્યામલાલ** સારી પેઠે સમજતો હતો. બહાર પોલીસનાં માણસોનો ભય તૈયાર ઊભો હોવા છતાં એક વાર **સુમન**નું કાટલું કાઢી નાંખવું એવો ક્રોધ-ભર્યો નિશ્ચય તેણે કર્યો અને માત્ર બે જ મિનિટમાં તે સંબંધી સઘળી તૈયારીઓ પણ કરી.

**મોહિની** અને **મનહરલાલ** વિના માત્ર એક જ માણસ અત્યારે **શ્યામલાલ**ની પાસે હતો. **શ્યામલાલે** તે માણસને સઘળી યોજના સમજાવી અને પછી તે **સુમન** તથા **નંદરામ**ને મળવાને, તેઓને જ્યાં બેસાડવામાં આવ્યા હતા ત્યાં આવ્યો. એક ગોળ ટેબલની ફરતી ત્રણ ચાર ખુરશીઓ મેલવામાં આવી હતી તેમાંથી પાસેપાસેની બે ખુરશીઓપર **નંદરામ** તથા **સુમન** બેઠા હતા. હસતે વદને આવીને **શ્યામલાલ** તેમની પાસે બેઠો અને બન્ને જણની સાથે સ્નેહદર્શન નિમિત્તે હાથ મિલાવ્યા. **નંદરામે** તે વખતે સખ્ત કંપ અનુભવ્યો. જે

પોતાનો ભયંકરમાં ભયંકર શત્રુ હતો, જેના ત્રાસમાં **પ્રીતિ**ની માતાનું મરણ થયું હતું, જેના જુલમથી **પ્રીતિ**ના પિતાને ગુપ્તવાસ લેવો પડ્યો હતો અને જે પોતાની પુત્રી તુલ્ય **પ્રીતિ**ને અત્યારે કેદખાનામાં પૂરી રહ્યો હતો, તેની સાથે પોતે અત્યારે સ્નેહભાવથી હસ્તમેલાપ કરતો હતો એવું સ્મરણ થતાં તેનું હૃદય થરથરી ઉઠ્યું હતું. તેની એ લાગણી **શ્યામલાલ**ના સમજવા બહાર રહી નહોતી.

આવતાં વાંત જ **શ્યામલાલ** બોલ્યો: "તમને જરા બેસી રહેવું પડ્યું તે માટે મારે માફી માંગવી જોઇએ. અરે, કૃષ્ણા! જરા બે કપ ચાહ લાવ તો!"

સુમન બોલી ઉઠ્યો: "નહિ, નહિ, અમારે માટે તસ્દી લેશો નહિ. અમે ચાહ પીને જ આવ્યા છીએ."

"ભલે, ચાહ નહિ તો સોડા–લેમન–જીંજર જેવું કાંઈ પીઓ. કૃષ્ણા! ચાહ નહિ લાવતો, પણ બે ચાર બાટલી સોડા–લેમન અને જીંજરની લાવ."

"અમારે માટે શાને તસ્દી લો છો?"

"એમાં તસ્દી કાંઇ નથી. જ્યારે હવે તમે અમારા સ્નેહી થવાના છો, ત્યારે એ કાંઇ તસ્દી કહેવાય નહિ."

પોતાનો કસબ ફીક્કો ન પડી જાય, તેટલા સારૂ સુમને બહુ આનાકાની કરી નહિ. એટલામાં ચાર પાંચ જુદી જુદી જાતનાં પીણાંની બાટલીઓ લાવીને કૃષ્ણાએ **શ્યામલાલ** પાસે મૂકી. તે બાટલીઓ ફોડ્યા બિનાની જ હતી એટલે કાંઇ કેફી વસ્તુના મિશ્રણની શંકાને અવકાશ નહોતો. **શ્યામલાલે** તેમાંની ત્રણ બાટલીઓ ફોડી અને પીણું કાચના પ્યાલામાં રેડ્યું. એકમાં સોડા હતો તે **નંદરામને** આપ્યો.

બીજામાં જીંજીર હતું તે સુમનને આપ્યું અને ત્રીજો લેમનનો પ્યાલો પોતાની સમીપમાં મેલ્યો. ત્યારપછી તેણે સુમનને પૂછ્યું: "કહો, હવે આપનો શો વિચાર છે?"

સુમન બોલ્યો: "વિચાર તો અમે આપને વર્તમાનપત્રદ્વારા જ જણાવ્યો છે. હવે અમે તમારી સાથેનું વૈર વધારવા માંગતા નથી. તમને પાંચ લાખ રૂપીયા આપીને તમારી સાથે સમાધાન કરવાનો અમારો ઇરાદો છે. પણ મારે તમને પૂછવું જોઇએ કે ત્યારપછી અમને પ્રીતિગૌરીને કે સન્મુખરાયને તમારી તરફથી કશો ત્રાસ વેઠવો નહિ પડેને?"

"નહિ, બિલકુલ નહિ. પછી અમને તમારે તમારા મિત્ર સમજવા." શ્યામલાલે જવાબ આપ્યો.

"પણ તેની જામીનગીરી શી?"

"જામીનગીરી માત્ર શ્યામલાલના મ્હોંનું વચન."

"અને તે વચન અફળ નહિ જાય?"

"ના, નહિ જાય. અમારી પ્રવૃત્તિને તમે ગમે તેવી માનતા હો, તોપણ તમે એટલું નક્કી માનજો કે અમે ટેકીલા તો છીએ જ."

"તો અમોને તમારી શરત સર્વાંશે કબૂલ છે."

"તમે રૂપિયા લાવ્યા છો?"

"ના."

"કેમ વારૂ? મેં તમને તે લઇને જ આવવાનું લખ્યું હતું."

"પણ અમને ફસાઇ જવાનો ભય હતો. તમારી સાથે આટલી વાતચીત થયા પછી અમારો તે ભય દૂર થયો છે. હવે અમે ઘેર જઇને તમને પાંચ લાખની ચલણી નોટો આપી જઇએ છીએ."

"ત્યારે ત્યાંસુધી પ્રીતિગૌરીને છૂટાં કરી શકાશે નહિ." શ્યામલાલે ખુલ્લું કહ્યું.

"ત્યાંસુધી તે સુરક્ષિત રહે એટલે બસ છે." એમ કહી સુમને વખત જોવા માટે ગજવામાંથી ઘડીયાળ કાઢ્યું. ઘડીયાળ ઢાંકણાવાળું હતું. ચાંપ દબાવીને ઢાંકણું ઉઘાડ્યું. સત્તાનવ વાગ્યા હતા તે તેણે જોયું, પણ તે સાથે ઘડીયાળના ચકચકિત ઢાંકણામાં તેણે જે એક પ્રતિબિંબ જોયું તેથી તે ચમક્યો. તેણે જોયું કે શ્યામલાલનો માણસ કૃષ્ણો હાથમાં એક ઉઘાડી લાંબી છરી લઇને પાછળથી ધીમે ધીમે સુમનની તરફ આવતો હતો. સુમન અને નંદરામ બન્નેની પીઠ તે બાજુએ હોવાથી બેમાંથી એકે જણના જોવામાં એ હીલચાલ આવી શકી નહોતી, પરંતુ સુમનના સદ્દભાગ્યે ઘડીયાળના ઢાંકણામાંના પ્રતિબિંબે તેને ચેતાવ્યો! પેલો માણસ છરી સાથે નજીક આવી પહોંચે તે પહેલાં તો જીંજરથી ભરેલો પ્યાલો તેણે ઉપાડ્યો અને તે પ્યાલો જ છૂટો કૃષ્ણાના મ્હોંપર માર્યો! કૃષ્ણાની આંખમાં જીંજરનું પાણી પડવાથી તેની આંખો બળવા લાગી અને માથામાં કાચનો પ્યાલો વાગવાથી માથું ફૂટ્યું. પરંતુ શ્યામલાલ તુરત જ સોડાની એક ભરેલી બાટલી લઇને સામે થયો. સુમન પાસે તેવું કશું હથીયાર નહોતું, તોપણ તે હિંમતથી કદાવર બાંધાના શ્યામલાલની સામે થયો અને નંદરામ પણ તેમાં જોડાયો.

એકલો શ્યામલાલ સુમન અને નંદરામને પહોંચી વળે તેમ હતું, પરન્તુ નંદરામે એક યુક્તિ કરી. તેણે બીજું કશું નહિ કરતાં શ્યામલાલનો પગ પકડ્યો અને તે ઉંચો કર્યો એટલે શ્યામલાલ નીચે પડ્યો અને સુમન બાથંબાથામાં તેની ઉપર પડ્યો! શ્યામલાલને સખ્ત પછાડ વાગી અને જમીનપર માથું અફળાવાથી કળ ચડી એટલે તેને

એમ ને એમ મેલીને સુમન તથા નંદરામ મકાનમાંથી નાઠા ! બહાર આવીને તેમણે પોલીસના માણસોને સઘળી વાત કહી. તેમણે મકાનને બારણે પહેરો બેસાડ્યો અને મકાનને ઘેરવાને પોલીસનાં બીજાં માણસોને બોલાવવાને ટેલીફોન કર્યો.

## પ્રકરણ ૪૭ મું.

### ખરૂં સ્વરૂપ ઓળખાયું !

સુમનના કપટથી શ્યામલાલ બરાબર ફસાઇ ગયો હતો, પણ તેથી તે હિંમત હારી ગયો નહિ. સુમન તેને જમીનપર પછાડીને બહાર નાઠો કે તુરત જ તે ઊભો થઇ ગયો અને આસપાસ જોયું તો જણાયું કે પોલીસના જે ચાર માણસો સુમનની પાછળ પાછળ આવેલા હતા, તેમાંના બે જણ પોલીસના વધારે માણસોને બોલાવવાને ટેલીફોન કરવા દોડ્યા હતા અને બીજા બે માણસો મકાનના દ્વાર તરફ માત્ર નજર કરીને ઊભા હતા. શ્યામલાલ તુરત મોહિની અને મનહરલાલની પાસે આવ્યો અને તેમને વસ્તુસ્થિતિ કહી. મોહિની કાંઇ યુક્તિ બતાવી શકે તે પહેલાં તો શ્યામલાલને જ માર્ગ સૂઝી આવ્યો. એ જ મકાનના એક ઓરડામાં પ્રીતિને કેદ કરવામાં આવી હતી. શ્યામલાલે તે ઓરડો ઉઘાડીને પ્રીતિને છોડી દીધી અને તેને નાસી છૂટવા કહ્યું ! પ્રીતિ હર્ષના આવેગથી બ્હેબાકળી બની ગઇ અને તે એકદમ મકાનની બહાર દોડી પ્રીતિને બહાર નાસી આવેલી જોતાં જ પોલીસ કોન્સ્ટેબલો આશ્ચર્ય પામ્યા અને પ્રીતિની પાસે આવીને તેને તેના છૂટી જવા વિષેની વિગત પૂછવા

મંત્રા. **પ્રીતિ**–કોઈ પણ અજાણ્યા માણસને જોઇને ભય પામવાને ટેવાઇ ગએલી **પ્રીતિ** એ વેશધારી કોન્સ્ટેબલોને જોઇને પણ ભય પામી, પરન્તુ જ્યારે તેઓએ તેને ધીરજ આપી અને જણાવ્યું કે "સુમનની સૂચનાથી અમે તમારો બચાવ કરવાને તથા દુષ્ટ **શ્યામ**-લાલને કેદ કરવાને આવ્યા છીએ;" ત્યારે તેને કાંઈક નિરાંત વળી અને તેણે જણાવ્યું: "**શ્યામલાલે** એકદમ આવીને મને છૂટી કરી તથા નાસી છૂટવાનું કહ્યું તે સિવાય બીજું કશું હું જાણતી નથી."

શ્યામલાલે પોતાની મેળે **પ્રીતિને** છૂટી કરી એ વાત સાંભળીને કોન્સ્ટેબલો નવાઇ પામ્યા ખરા. તેમ કરવાનો **શ્યામલાલનો** ખરો હેતુ શું હશે તે વિષે તેઓ અનુમાન કરવા લાગ્યા અને જો ઉતાવળે પોલીસનાં માણસો આવી પહોંચે તો એકદમ મકાનને ઘેરો ઘાલીને અંદર તપાસ ચલાવવાનો વિચાર કરવા લાગ્યા. **પ્રીતિને** એક ભાડાની ગાડીમાં બેસાડીને તેઓએ તેને તેના મકાનપર રવાના કરી દીધી.

થોડી વારમાં પોલીસ ઇન્સ્પેકટર પચીસ માણસો સાથે ત્યાં આવી પહોંચ્યો અને તેણે મકાનને ઘેરો નાંખ્યો. સઘળાં બારી બારણાં અને મુખ્ય દ્વાર પાસે પોલીસનો પહેરો બેસાડ્યો અને પછી મકાનની અંદર પ્રવેશ કરી એકે એક ઓરડાની તપાસ ચલાવી. પરન્તુ નિરાશ! **શ્યામલાલ, મોહિની, મનહરલાલ** અને **શ્યામલાલનો** માણસ **કૃષ્ણો** સઘળા મકાનમાંથી ક્યાંય નાસી ગયાં હતાં! જે વખતે પોલીસ કોન્સ્ટેબલો **પ્રીતિની** સાથે વાતચીત કરવામાં ગુંથાયા હતા તે જ વખતે તેઓ સઘળાં મકાનની પાછળ પડતી ગટર તરફના બારણામાંથી નીકળીને છટકી ગયાં હતાં! **પ્રીતિને** છૂટી કરવાનો **શ્યામલાલનો** હેતુ પોલીસના માણસોને એક જ સ્થળે થોડી વાર રોકી રાખવાનો હતો અને એ હેતુમાં તે એ રીતે પાર પડ્યો હતો. એક વાર ફરીથી

પોલીસ શ્યામસમાજના નાયકને પકડવાને અશક્ત નીવડી. તેણે મકાનની તપાસમાં એ મંડળની કેટલીક સામગ્રી મેળવી પરન્તુ તે બહુ મુદ્દાવાળી નહોતી.

*        *        *        *

પ્રીતિ ઘેર આવી અને તેને સહીસલામત પાછી આવેલી જોતાં જ નોકર–ચાકરો અત્યંત હર્ષ પામ્યા પરન્તુ સુમન કે નંદરામને નહિ જોવાથી પ્રીતિએ એકદમ પ્રશ્ન કર્યો: “ પણ નંદરામ કાકા ક્યાં છે ? ”

“ તેઓ બન્ને આજે સ્હવારના એક અજાણ્યા માણસની સાથે ગયા છે તે હજી પાછા આવ્યા નથી. ” એક ચાકરે જવાબ આપ્યો.

સુમન અને નંદરામની કશી હકીકતની ખબર પ્રીતિને નહોતી એટલે તે બહુ જ ચિંતા કરવા લાગી ને અધીરાઇથી આમ તેમ જોઇને ટેલીફોન તરફ દોડી. ‘ સુપ્રભાત ’ પત્રની ઓફિસમાં ટેલીફોન કર્યો અને સામો સુમનનો જવાબ મળ્યો ત્યારે જ તેને નિરાંત વળી. પરન્તુ ટેલીફોનપરથી પાછા ફરીને દિવાનખાનામાં આવતાં જ તેણે જોયું કે મોહિની તેને મળવાને આવી હતી અને હસતે ચહેરે પ્રીતિની ખુશાલી પૂછવાની શરૂઆત કરતી હતી.

પરન્તુ મોહિનીને જોતાં જ પ્રીતિના ચહેરાપરની નસો ખેંચાઇ આવી. તેને એકાએક ગુસ્સો ચડી આવ્યો અને તે લાલચોળ બની ગઇ. મોહિનીએ પ્રેમથી પૂછ્યું: “ કેમ બ્હેન ! ખુશીમાં તો છેને ? હરામખોરોએ તને કશી ઇજા તો નથી કરીને ? ”

આ કપટભાવથી પ્રીતિને વધારે ગુસ્સો આવ્યો. તે એકદમ બોલી ઉઠી: “ ઓ ચંડાળણી ! તું જલ્દી અહીંથી ચાલી જા; નહિ. તો જાન ગુમાવીશ. તેં મારી બ્હેન બનીને આટલું બધું કપટ ચલાવ્યું ! મને મારા ભોળપણને માટે હવે બહુ પસ્તાવો થાય છે.”

આ જવાબ સાંભળીને મોહિની નવાઇ પામી. શ્યામસમાજ સાથેનો પોતાનો સંબંધ પ્રીતિના જાણવામાં ન જ આવી શકે એવી રીતનું વર્તન તેણે અત્યારસુધી ચલાવ્યું હતું, એટલે પ્રીતિ પોતાને ખરા સ્વરૂપમાં ઓળખી ગઇ હોય એમ તેને જણાયું નહિ. તો પછી પ્રીતિ તરફથી આવો તોછડો ગુસ્સાભર્યો જવાબ મળવાનું કારણ શું હોઇ શકે? આ પ્રશ્ન મોહિનીએ પોતાના મનને પૂછ્યો પરન્તુ તેનો તેને સંતોષકારક જવાબ મળી શકયો નહિ. તે નિષ્કપટ ભાવનો દેખાવ કરતી બોલી: " બ્હેન! આ તું શું બોલે છે? તારૂં ભાન કયાં છે? હું મોહિની તારી સાથે વાતચીત કરૂં છું તેની તને ખબર છે કે?"

" હા, મોહિની! શ્યામસમાજ માંહેની એ દુષ્ટાની સાથે હું વાતચીત કરૂં છું તે મારા ધ્યાનમાં છે; અરે કોઇ આવો અને આ દુષ્ટાને મારી પાસેથી દૂર કરો!"

મોહિની ચેતી ગઇ! તે સમજી કે ગમે તે કારણથી પણ પોતે ખુલ્લી પડી ગઇ છે. નોકરચાકરો આવીને પોતાને ધક્કા-મુક્કી કરીને બહાર કાઢે તે કરતાં પોતાની મેળે ઉઠીને બહાર જતી રહે તેમાં તેને વધારે ડહાપણ જણાયું. તે સત્વર ઉઠી અને બહાર ચાલી ગઇ. નીચે ઉતરતાં જ નંદરામ અને સુમન તેને સામા મળ્યા. મોહિનીને ભય અને સંકોચ લાગ્યો, પરંતુ મોહિનીના ખરા સ્વરૂપ વિષે હજી સુમન અજાણ્યો જ હતો એટલે સુમને હર્ષ સાથે પૂછ્યું: " ઓહો! મોહિનીબાઇ! તમે કયાંથી? ઘણે વખતે તમારો મેળાપ થયો!"

મોહિનીએ મંદ સ્મિત કરીને જવાબ આપ્યો: ' હા, હું બહારગામ ગઇ હતી. પ્રીતિ શત્રુના હાથમાંથી સહીસલામત છૂટી આવી તે બહુ સારૂં થયું."

" તમે તેમને મળ્યાં?"

"હા; તેમને નળીને જ હું પાછી ફરૂં છું. જરા ઉતાવળનું કામ છે." એમ કહી મોહિની સપાટાબંધ ચાલી અને નંદરામ તથા સુમન પ્રીતિને આવી મળ્યા. અત્યારસુધી ચિંતાતુર રહેલા નંદરામને પ્રીતિને જોતાં જ હર્ષાનુભવનો પાર રહ્યો નહિ.

એ દિવસના મનઃસંતાપથી કરમાઇ ગયેલું પ્રીતિનું વદનકમળ જોઇને પણ સુમનને આનંદ થયો. બપોરે સૂર્યના તાપથી વિશીર્ણ બની ગયેલી પાંદડીઓવાળા ગુલાબમાં સાંજની વધતી જતી શીતલતાને લીધે રસનો ઉભરો ભરાવા લાગે ત્યારે જેમ નવું ચૈતન્ય આવે છે, તેમ પ્રીતિના ચહેરામાં અત્યારે સ્નેહી જનોના મેળાપથી નવો રસ ભરાતો જતો હતો—નવું ચૈતન્ય આવતું જણાતું હતું. નંદરામે સ્નેહપૂર્વક પ્રીતિના માથાપર હાથ ફેરવ્યો અને મમતાથી આંખમાં આંસુ લાવતાં કહ્યું: "બ્હેન! એ દુષ્ટના કેદખાનામાં તને કાંઇ ઇજા તો થઇ નથી ને?"

"ના, કાકા! માત્ર ત્યાં ભયનું જ રાજ્ય હતું, પણ કાંઇ સંકટ નહોતું. પરંતુ તમે જાણ્યું કે? દુષ્ટ મોહિની અને તેનો ધણી મનહરલાલ શ્યામસમાજમાં છે!"

"શું મોહિની શ્યામસમાજમાં?" સુમન એકદમ ખુરશીપર બેસતાં બેસતાં આશ્ચર્યથી ઊભો રહી ગયો તે ચિત્રવત્ દેખાવા લાગ્યો.

પ્રીતિ બોલી: "હા, મોહિની એ દુષ્ટોની જાસુસ તરીકે કામ કરતી હતી. આગળ પાછળની વિગતો મેળવીને, જુનાં સગાં, મિત્રો વગેરેની ઓળખાણ આપીને તે મારા કાકાની દિકરી બ્હેન બની બેઠી હતી; પરન્તુ વસ્તુતઃ તે કોઇ બનાવટી સ્ત્રી જ હતી. શ્યામસમાજનાં દુષ્કૃત્યોને ટેકો આપવાને તેણે આ સંબંધ બાંધ્યો હતો અને ચતુરાઇથી તે તે નિભાવી રહી હતી. શ્યામસમાજના મકાનમાં

કેદ પુરાઇને મેં મોહિની તથા મનહરલાલ વચ્ચેની વાતચીત સાંભળી હતી તે ઉપરથી હું તેને ખરા સ્વરૂપમાં ઓળખી ગઇ છું."

"ઓહો ! શું ત્યારે તેનો ઉદાર સ્વભાવ અને ગરીબ લોકોનું હિત કરવાની યોજના એ બધી બનાવટ જ ?"

"એટલું જ નહિ પણ એકવાર તે માંદગીના ઢોંગમાં બોલતાં બોલતાં તમારા હાથમાં બેભાન બનીને પડી ગઇ હતી અને બરાબર તે જ વખતે હું ત્યાં આવી પહોંચી હતી, મને ગુસ્સો ઉપજ્યો હતો, એ સઘળી બનાવટ જ હોવી જોઇએ; આપણી વચ્ચે વિક્ષેપ ઊભો કરવાને જ એ કરામત કરવામાં આવી હોવી જોઇએ એવું હવે મને સ્પષ્ટ સમજાય છે."

એ બધું સ્મરણમાં ઉભરાઇ આવતાં સુમન સ્તબ્ધ બની ગયો. નંદરામ બોલ્યો: "સુમનલાલ ! કહો વારૂ, એ દુષ્ટા ઉપર મને લાંબા વખતથી જે સંશય રહ્યા કરતો હતો તે ખરો કે ખોટો ?"

"ખરો સંશય ! પણ મને મારી મૂર્ખતાઓ ઉપર હવે ક્રોધ આવે છે ! શું અત્યારસુધી હું એને બિલકુલ ઓળખી શક્યો જ નહિ ?"

સુમન વિચારમાં મુગ્ધ બન્યો. પ્રીતિ એ ઉપકારી પુરૂષના વદન-માંથી નિઝરતા અમૃતનું પાન કરી રહી હોય તેમ નેત્રોને તેના તરફ સ્થિર ટેકાવી રહી.



# પ્રકરણ ૪૮ મું.

## શ્યામલાલની ચિંતા.

"આપણી અથાગ કોશેશ છતાં, આપણને આપણા દરેક કામમાં હાર જ મળે છે, મોહિની! તને અને તે સાથે મને પ્રીતિ પીછાણી ગઇ; હવે આપણે શી તરકીબ અજમાવીશું?" મનહરલાલે મોહિનીને પ્રશ્ન કર્યો.

"હા, તમે ખરૂં કહો છો કે આપણને હાર ઉપર હાર મળે છે. પ્રીતિ, નંદરામ અને સુમનની ચતુરાઇ કરતાં વધારે ખબરદારીથી આપણે કામ લઇએ છીએ, છતાં આપણને સફળતા મળતી નથી અને એ બધાં બચી જાય છે. તો પછી આપણે એટલું માનવું જોઇએ કે ભાગ્ય તેઓની તરફેણમાં છે અને આપણું ભાગ્ય આપણી તરફેણમાં નથી." મોહિનીએ ઉત્તર આપ્યો.

"નહિ, છટ્! ભાગ્ય વળી કેવું? હું એવી વાતો માનતો જ નથી. આપણામાં હજી કેટલીક ખામીઓ છે અને તેથી આપણે ફાવી શકતા નથી." મનહરલાલે પોતાનો અભિપ્રાય જણાવ્યો.

"શી ખામીઓ તમને જણાય છે?"

"આપણે ઊગતા શત્રુનું મૂળમાંથી નિકંદન કરવાની દરકાર કરતા નથી તેનું જ ફળ આજે આપણે ભોગવીએ છીએ. સુમન અને પ્રીતિનો સંબંધ બરાબર જામતાં પહેલાં જ જો આપણે સુમનનો કાંટો કાઢી નાંખવાની તજવીજ કરી હોત તો આજે સુમનની યુક્તિઓ આગળ આપણી યુક્તિઓને નિષ્ફળ જવાનો વખત આવ્યો ન હોત! કેમ ખરૂં કે નહિ?" મનહરલાલે મોહિનીની સામે જોઇને કહ્યું.

"ત્યારે તમે એ સૂચના પહેલાંથી મંડળને કેમ કરી નહિ?" મોહિનીએ પૂછ્યું.

"અરે, મેં તો ઘણી વાર કહેલું; પણ શ્યામલાલ ઉંધો છે તો! તેણે મારૂં માન્યું જ નહિ. તેનો સિદ્ધાંત એવો છે કે બનતાંસુધી માણસનું ખૂન કરવાના ગુન્હામાં સપડાવું નહિ."

"એ સિદ્ધાંત સાચો છે. કોઈ પણ દીર્ઘદૃષ્ટિથી તેણે એ સિદ્ધાંત બાંધ્યો હશે એમ હું માનું છું." મોહિનીએ જણાવ્યું.

"અરે, એમાં શી દીર્ઘદૃષ્ટિ છે? માર્ગમાં આવતા કાંટાને દૂર કરવો એ જ ખરી દીર્ઘદૃષ્ટિ છે; તેટલા માટે હવે હું શ્યામલાલને એવું કહેવાનો છું કે સુમન અને નંદરામ એ બન્નેનું એકે તડાકે ખૂન કરી નાંખીને સુવર્ણ–પ્રતિમાનો પત્તો મેળવવો જોઇએ."

મોહિની મનહરલાલનો આ વિચાર જાણીને થરથરી ગઇ. એકી સામટાં બબ્બે ખૂનો કરવાની મનહરલાલની યુક્તિ બહુ ભયંકર હતી. તે બોલી: "નહિ, નહિ, એ સાહસ કરવામાં માલ નથી, મારા મનહર! એ વાત હવે પડતી મૂકો અને મારી સૂચના તો એવી છે કે સુવર્ણ–પ્રતિમા મેળવવાનો વિચાર જ હવે છોડી દો, કારણકે આપણી પાછળ સરકાર સખ્તાઇથી પડી છે."

"શું સુવર્ણ પ્રતિમાને છોડી દેવી? ઘેલી! આ તું શું બોલે છે? જેને માટે આખું મંડળ વર્ષોથી મહેનત કરી રહ્યું છે એટલું જ નહિ પણ જેની પાછળ હજારો રૂપિયાનું ખર્ચ કર્યું છે, તે કામ હવે શું પડતું મેલવું? મોહિની! એકાએક તું આવી નિરાશ કેમ બની ગઇ છે? તારી પહેલાંની બધી હિંમત ક્યાં ચાલી ગઇ છે?"

"મનહરલાલ! હું ખરૂં કહું છું કે પ્રીતિ મારૂં ખરૂં સ્વરૂપ પિછાણી ગઇ, ત્યારથી મારાં હાજાં નરમ થઇ ગયાં છે! તેણે મારો

એવો તો તિરસ્કાર કર્યો છે કે, તેની એ વખતની ભૃકુટી મારા સ્મરણ-માંથી બિલકુલ ખસનાર નથી."

"અને તેટલા ખાતર શું તું આપણો બધો શ્રમ ધૂળમાં મેળવવા તૈયાર થઇ છે?"

"તેટલા માટે જ નહિ, પણ કોણ જાણે શાથી, હવે મને બહુ ભય લાગે છે. જાણે કે આપણે સઘળાં કેદ પકડાઇને દેશપાર જવાનાં હોઇએ અને ભય તથા શોક થતો હોય, એવી લાગણીઓનો અનુભવ મને થાય છે!"

"તું તો ખરેખર વ્હેમી છે! એમાં ભયને સ્થાન જ ક્યાં છે? એવી ભ્રમણાથી શામાટે ડરી જવું જોઇએ? તારો પહેલાંનો નિશ્ચય અને હિંમત એ બધું ક્યાં ગયું?"

"તમે ગમે તેમ કહો, પણ મારૂં ઉંડું અંતર હવે કબૂલ થતું નથી."

"ત્યારે શું તું હવે અમારાં કાર્યોમાં શામેલ નહિ રહે?" મનહર-લાલે કાંઇક ભયચકિત થતાં પ્રશ્ન કર્યો.

"શામેલ તો રહીશ જ! વર્ષો પૂર્વે તમારી સાથે જે આશાથી સંબંધ બાંધ્યો છે અને જે આશાથી તમારા મંડળમાં હું દાખલ થઇ છું તે આશા જો કે પૂરી પડી નથી, તોપણ તે આશાનો હું ત્યાગ પણ કરી શકતી નથી અને તે આશા જ્યાંસુધી મારામાં જીવતી છે ત્યાંસુધી દરેક કાર્યમાં તમારી અનુષંગિની થયા વિના મારો છૂટકો જ નથી."

"હું તે સમજ્યો. તારી આશા હું પૂરી કરી શક્યો નથી એ માટે મને પણ દિલગીરી થાય છે પણ શું કરૂં? હજી મારા હાથમાં કાંઇ બાજી આવી નથી. જ્યાંસુધી પિતાજી જીવતા છે ત્યાંસુધી હું

એક મોટા ઝવેરીનો પુત્ર હોવા છતાં નિર્ધન છું અને જ્યારે સ્વતંત્ર થઇશ, ત્યારે મારા બધા ધનની અધિષ્ઠાત્રી તું જ છે એવું મારૂં વચન હું કદાપિ મિથ્યા થવા દઇશ નહિ."

"એ ધનની એક અધિષ્ઠાત્રી તો તમારા ઘરમાં છે."

"પણ તે માત્ર નામની જ છે. ખરેખરી તો તું જ છે. તે તારી દાસી થવાને સરજાએલી છે; તું અધીરી ન થા. એક વખત એવો પણ આવશે કે જ્યારે હું તને સંપૂર્ણ સંતોષ આપીશ અને તારી આશા પૂરી કરીશ." **મનહરલાલે મોહિનીને** આશ્વાસન આપ્યું.

"પુરૂષો કપટી હોય છે, પણ હું તમને તેવા માનતી નથી અને તેથી જ આટલાં વર્ષોસુધી જે આશાતંતુને આધારે ટકી રહી છું તે જ આશાતંતુપર વધારે ટકા રહેવાને હું તૈયાર છું. હું તમારી પરણેલી સ્ત્રી ભલે નથી, પરંતુ હું ઘેર ઘેર નાચતી-કૂદતી વેશ્યા તો નથી જ એ તમે સમજો છો."

"એ હું સંપૂર્ણ રીતે સમજું છું; આપણો સંબંધ પૈસાનો નથી પણ પ્રેમનો જ છે એ મારા ધ્યાનમાં છે. જો એ પ્રેમનું તત્ત્વ અસ્તિત્વમાં ન હોત તો આટલાં વર્ષોસુધી ભારે જોખમનાં કામો ઉઠાવવાનું અને મારી સાથે જોડાએલા રહેવાનું તેં કદી પસંદ ન કર્યું હોત, એ હું સારી પેઠે જાણું છું."

પોતાની કદર પોતાનો પ્રિયતમ સમજે છે એવું જાણીને મોહિની સંતુષ્ટ બની. તે હર્ષરોમાંચિત થતી બોલીઃ "ધન્ય છે મારા **મનહર**! તમે ખરેખરા ચતુર પ્રેમી છો હો ?"

એ વાર્તાવિનોદમાં **શ્યામલાલ** એકાએક આવી પહોંચવાથી ભંગ પડ્યો. **મનહરલાલે** જોયું કે તેનું મ્હોં ચિંતાતુર બની ગયું હતું. મોહિનીના નિવાસસ્થાનમાં **શ્યામલાલ** ભાગ્યે જ કોઈ વાર આવતો

અને આજે તેને એકાએક આવેલો જોઇને મનહરલાલ તથા મોહિનીને આશ્ચર્ય થયું. મનહરલાલ એકાએક ચિંતાતુર બનીને પૂછવા લાગ્યો: "કેમ શ્યામલાલ! શા ખબર છે?"

"ઘણા જ માઠા ખબર છે. પોલીસમાં જે જે આપણા જ માણસો હતા, તેઓ બધા કેદમાં પુરાયા છે એટલે પોલીસની ખાનગી હીલચાલની આપણને કશી ખબર મળતી નથી. આપણા કેટલાક સભાસદો પણ ઉઘાડા પડી ગયા છે અને પોલીસે તેમને પકડ્યા છે. હવે આપણે થોડા જ છૂટા છીએ. મને ભય લાગે છે કે હવે જે વખત જાય છે તેમાં મારા ઉપર અને તમો બન્ને ઉપર ધાડ આવશે." શ્યામલાલે જણાવ્યું.

મનહરલાલ ભ્રૂસંકોચન કરીને બોલ્યો: "એટલે સુધીવાત પહોંચી છે? પણ તમે શા આધારે કહો છો કે અમારા ઉપર પણ ધાડ આવશે?"

"મોહિની ખુલ્લી પડી તે સાથે તમે પણ ખુલ્લા પડી ચૂકયા છો. પોલીસ સમજી ગઇ છે કે તમે આ મંડળમાં છો."

મનહરલાલ જરા વિચારમાં પડતો ધીમેથી બોલ્યો: "એ વાત સાચી; પણ તેથી શું? હું એક વેપારી છું; મને કોઈ હાથ લગાડી શકશે નહિ અને કદાચ તેઓ કાંઈ કરવા ધારશે તોપણ તેઓને મારી સામે કાંઇ જ પૂરાવો મળી શકનાર નથી."

"તે સાથે એક બીજી વાત કહું." શ્યામલાલ બોલ્યો.

"શી?" મોહિનીએ પૂછ્યું.

"સરકારે એવું જાહેરનામું કાઢ્યું છે કે સન્મુખરાગે કશા ભય વિના ગુપ્ત વાસ છોડીને જાહેર થવું; સરકાર તેનો વાંકો વાળ થવા દેશે નહિ!"

મનહરલાલ એ સાંભળીને ખડખડ હસ્યો અને બોલ્યો: "આગળની પોલીસો તો ખાંડ ખાઈ ગઇ અને સન્મુખરાયનું રક્ષણ કરી શકી નહિ, તેથી તે બિચારાને ગુપ્ત વાસ લેવો પડ્યો છે; અને હવે વળી તે તેનો વાળ પણ વાંકો નહિ થવા દેવાની ખાત્રી આપવા આવી છે!"

શ્યામલાલ બોલ્યો: "પણ મારી ચિંતાનો વિષય એ છે કે જો આપણા બધા સભાસદો પકડાશે તો પછી આપણે શું કરીશું?"

"આપણે ત્રણ જણ આખી પોલીસને હંફાવીશું." મનહરલાલ હિંમતથી બોલ્યો: "આજસુધી તમારી સૂચના પ્રમાણે અમે કામ કર્યું છે; હવે તમે જરા મારી સૂચના પ્રમાણે કામ કરો."

પોતાની કુનેહ પ્રમાણે આખા મંડળને ચલાવીને મુંબઇની પોલીસને એક વાર હંફાવી નાંખનાર શ્યામલાલ અત્યારે ભય અને ચિંતાથી એવો ઘેરાઇ ગયો હતો કે મનહરલાલની સૂચના પ્રમાણે વર્તવાને તે તૈયાર થઇ ગયો. મનહરલાલના મુખમાંથી શી સૂચના બહાર પડે છે તે જાણવાને તે આતુર બન્યો અને તેના મુખ સામે એકીટસે જોઈ રહ્યો. મનહરલાલ બોલ્યો: "પહેલાં સુમન અને નંદરામને યમધામ પહોંચતા કરવાની ગોઠવણ કરવી છે. તેઓ બન્ને પ્રીતિના ઘરમાં એકઠા હોય તેવા વખતનો લાગ સાધીને કામ કરવું જોઇએ."

"તે ગોઠવણ તો હું કરી શકીશ." શ્યામલાલ બોલ્યો.

"બસ, એટલું કરો અને પછી જુઓ કે એક ક્ષણમાં હું પ્રીતિને મનાવું છું અને તેની પાસેથી સુવર્ણપ્રતિમા મેળવું છું." મનહરલાલે હિંમતથી કહ્યું.

"પણ તમે ચેતતા રહેજો. આપણું કામ પાર પડ્યા પહેલાં પોલીસ આપણું કપટ જાણી જાય નહિ."

" બિલકુલ જાણી શકશે નહિ."

**શ્યામલાલ** ગયો, એટલે **મનહરલાલે** મોહિનીને ગર્વથી કહ્યું: " જે કામ **શ્યામલાલ** વર્ષોથી કરી શક્યો નહિ તે હું એક દિવસમાં કરી આપું છું, જોઇ લેજે ! "

" કામ પાર પડશે ત્યારે જોઇશ."

" પાર પડવાનું જ. શું તું તે માટે શંકાશીલ છે ? "

" તમે ખૂનો કરી શકશો, પણ સુવર્ણપ્રતિમા મેળવી શકશો કે કેમ તે માટે મને શંકા છે."

" ઘેલી ! એ બે જીવતા છે તેથી જ અત્યારસુધી સુવર્ણપ્રતિમા મળી શકી નથી. એક છોકરીનું ગજું નથી કે તે સુવર્ણપ્રતિમા જાળવી શકે."

**મોહિની** કશું નહિ બોલતાં મૌન બેસી રહી.

---

## પ્રકરણ ૪૯ મું.

### મસલત અને નિરાશા.

છુપી પોલીસ ખાતાનો ઇન્સ્પેક્ટર, સુમન અને નંદરામ ' સુપ્રભાત ' પત્રની ઓફીસમાં બેસીને કાંઇ ગુપ્ત મસલત ચલાવી રહ્યા હતા. રાત પડી હતી અને ઓફીસના ઘણા ખરા માણસો ચાલ્યા ગયા હોવાથી અત્યારે એકાંત જ હતી અને તેથી એ મસલત ચલાવવામાં તેમને કાંઇ વિઘ્ન નડવાનો સંભવ નહોતો. આ સઘળી મસલત શ્યામસમાજની આગેવાન ગણાતી વ્યક્તિઓને પોલીસ તરફથી એકદમ પકડી લેવાને લગતી હતી.

ઇન્સ્પેકટરે કહ્યું: " મી. સુમનલાલ ! તમારી સઘળી વાત હું માન્ય રાખું છું. તમે જૂઠું કહેતા નથી એવી મારી ખાત્રી છે, પરંતુ તમારા કથનની સત્યતા મારે મારા ઉપરી અમલદારો પાસે કેવી રીતે પુરવાર કરી આપવી ? જ્યાંસુધી હું તેમ કરી શકું નહિ, ત્યાંસુધી એ બદમાશ મંડળના આગેવાનોને હાજતમાં પણ કેવી રીતે રાખી શકું ? "

સુમન બોલ્યો: " શ્યામલાલનાં કૃત્યો તો આખા મુંબઇમાં જાણીતાં છે અને બધી પોલીસ તેની બદમાશી સમજે છે. અત્યારસુધીમાં તેનાં ઘણાં માણસો કેદમાં પડ્યાં છે, પરન્તુ તે પોતે સંકડામણમાં આવી શક્યો નથી તેનું કારણ તમારા પોલીસ ખાતાના કેટલાક માણસોની ગેરરીતિ છે, તે પણ તમે જાણતા હશો."

" હા, તે હું જાણું છું; અને હું આ જગ્યાએ નવો નિમાયો છું તેનું કારણ પણ તે જ છે. પોતાની ફરજથી આડે માર્ગે જનારા માણસોને મેં કેટલાક દિવસથી હાજતમાં રાખ્યા છે તે પણ તમે જાણો છો. એક વાર હું કબૂલ કરૂં કે શ્યામલાલ ઉપર હું મારો હાથ અજમાવી શકું; પણ પેલા મનહરલાલ અને મોહિનીનું શું ? મનહરલાલ એક ઝવેરી છે અને ઝવેરી બજારમાં તેની આબરૂ પણ સારી છે. તેની સામે કશો પુરાવો નથી તેમ જ પોલીસનો ખરાબ રિપોર્ટ નથી. કોઈ ગુન્હો કરતાં તે પકડાયો નથી. અરે, તમે બધાં કેટલાંક વર્ષોથી તેને આબરૂદાર સમજીને તેના સહવાસમાં રહેતાં આવ્યાં છો, એટલું જ નહિ પણ મોહિનીને તેની પરણેલી સ્ત્રી તથા પ્રીતિની બ્હેન સમજતાં આવ્યાં છો ! હવે એ બે વિલક્ષણ વ્યક્તિઓ ઉપર હું કેવી રીતે આરોપ મેલી શકું ? જો તમે તેમને કોઇ પણ રીતે ગુન્હેગાર પુરવાર કરી શકો તેમ હો, તો આ ક્ષણે હું તેને કેદમાં મોકલી આપું અને દેશપારની જ સજા કરાવું ! "

"એવા પુરાવા મેળવવા તે પોલીસનું કામ છે. અમે શું કરી શકીએ? મનહરલાલ અને મોહિનીના સંબંધમાં અમે ઘણા વખત સુધી ભ્રમણામાં કુટાયાં છીએ એ વાત હું કબૂલ રાખું છું. ખરી રીતે આ નંદરામ કાકા કરતાં હું પોતે તેમાં વધારે દૂષિત છું, કારણકે મોહિનીના કપટી વર્તન ઉપર તેમને પહેલાં વહેમ આવ્યો હતો, તેમણે મને ચેતાવ્યો હતો, પરન્તુ હું તો તેના વર્તનથી–તેની સુશીલતાથી અંજાઈ ગયો હતો. હું તે જ વખતથી ચેતી શકયો હોત તો આ બધો મામલો આટલી ખરાબીએ પહોંચી શકત નહિ. એ બન્નેની સામે અમે પુરાવો પૂરો પાડી શકીએ તેમ નથી; પરન્તુ શું તમે તેમને શક ઉપરથી હાજતમાં ન રાખી શકો?"

"મી. સુમનલાલ! એક આબરૂદાર માણસ ઉપરનો શક એટલે શું? જેવો તેવો શક ત્યાં ચાલી શકે નહિ અને અમને અમારા તેવા વર્તન માટે ઉપરી અમલદારોને જવાબ આપવો પડે છે. મોહિનીનો ઠાઠ પણ એવો છે કે તેની આબરૂપર એકદમ હાથ નાંખતાં પહેલાં અમારે સો ગળણે ગળીને પાણી પીવું જોઇએ. શ્યામલાલ ઉપર મારો ડોળો છે, પણ તે એવો કયાંય છુપાયો છે કે બહુ તજવીજ કરતાં છતાં હાથમાં આવી શકતો નથી. અમારી આ બધી મુશ્કેલી તમે સમજી શકો છો. અમે અમારાથી બનતું તો કરીએ છીએ; પણ તમારે તેથી વધારે જે કાંઈ સૂચવવું હોય તે સૂચવો."

"એ બદમાશ મંડળના મકાન ઉપર બીજી ધાડ લઇ જવામાં આવી ત્યારે કાંઇ જાણવા જેવી વસ્તુઓ હાથ લાગી હતી કે કેમ?" સુમને પૂછયું.

"બહુ નહિ. જે કાંઈ હાથ લાગ્યું હતું, તેનો ઉપયોગ કરીને અત્યારસુધી પંદરેક બદમાશોને પકડીને જેલમાં મોકલી દીધા છે;

પરન્તુ મનહરલાલ અને મોહિનીને તે ઉપરથી પકડી શકાય તેમ નથી, કારણકે તેમનો સંબંધ એ વસ્તુઓ ઉપરથી સમજી શકાય તેમ નથી.”

સુમને નિરાશાથી નિઃશ્વાસ નાંખ્યો. નંદરામ બોલ્યો: “મોહિનીએ વર્તમાનપત્રોમાં કાંઇ લખાણો છપાવ્યાં હતાં, કોઇ સ્રીસમાજની સાથે મળીને તેણે કેટલુંક કામ કર્યું હતું, એ બધા ઉપરથી તેની સામે કાંઇ પુરાવો ઊભો કરી શકાય તેમ નથી ?”

સુમન બોલ્યો: “નહિ, નહિ; એ તો બધાએ તેના સારા વર્તનના પુરાવા છે. મોહિની એક વાર પકડાયા પછી જો તે છૂટી જવા માંગતી હોય તો તે તે પુરાવાઓનો ઉપયોગ કરી શકે; એટલે તે પુરાવા આપણા કામના નહિ પણ સામા પક્ષના કામના છે.”

નંદરામ બોલ્યો: “તો ઇન્સ્પેકટર સાહેબ! શ્યામલાલને પકડવાની તો તજવીજ કરો! કારણકે આ બધા તોફાનનો સૂત્રધાર તો તે જ છે.”

“હું તે સમજું છું. તેને શોધીને પકડી લેવાની તજવીજમાં જ હું છું; પરન્તુ એક વાર તે હાથમાંથી છટકી ગયા પછી તેને પુનઃ શોધી કાઢવો તે કામ ઘણું મુશ્કેલ છે. કદાચ તે કાંઈ યુક્તિથી વર્તે અને પોલીસને થાપ આપવા માંગે એમ પણ બનવાનો હવે સંભવ છે. હવે થોડા મહિનાસુધી તે ગુપ્ત રહે, તમને કાંઈ ઉપદ્રવ ન કરે, ત્યાંસુધી તે પોતાનું બળ પુનઃ એકઠું કરે અને પોલીસ અત્યારે આ કામ ઉપર મચી છે તે થોડી મુદત પછી તે ઉપર ઓછું ધ્યાન આપવા લાગે એટલે પછી પુનઃ તે પોતાનો વ્યાપાર શરૂ કરે એવું કદાચ બનશે એમ મને લાગે છે. આ સંભવ ખોટો નથી. પોલીસને થકવવાની આ એક યુક્તિ છે અને બદમાશો તે સારી પેઠે સમજતા હોય છે, એટલે હાલ તુરત શ્યામલાલને પકડવામાં પણ આપણને કદાચ

નિરાશા જ અનુભવવી પડે એ વધારે સંભવિત છે."

સુમન બોલ્યો: "અમે તો એવું સમજીએ છીએ કે આખું રાજ્ય તમો લોકો એટલે કે પોલીસના હાથમાં છે કારણકે તમે ધારો છો તે તમારી સત્તાને લીધે તુરત કરી શકો છો, પરન્તુ તમારો માર્ગ પણ કાંઇ ઓછી મુશ્કેલીઓવાળો નથી. બદમાશોને તમારો ભય હોય છે, તો તમને બદમાશોનો ભય હોય છે ખરો !"

"એ તો સ્વાભાવિક છે. જેઓ ખરા બદમાશો છે, તેઓ પોલીસનાં માણસો કરતાં ઓછા ચતુર હોય છે એમ તમે માનશો નહિ. એ બદમાશોની યુક્તિ–પ્રયુક્તિથી તો કેટલાક માણસોને પોલીસ ખાતામાંથી હમેશને માટે નીકળી જવું પડ્યું છે, અથવાતો નોકરીમાં બદનામ થવું પડ્યું છે, સાહેબ !"

"તમે સાચું કહો છો. પણ હવે મને એક બીજી શંકા ઉદ્ભવે છે. જ્યારે હજી **શ્યામસમાજ**ના આગેવાનો જ છૂટા છે, ત્યારે સરકારે સન્મુખરાયને ગુપ્તવાસમાંથી બહાર પડવાનું અને તેનો વાંકો વાળ પણ નહિ થવા દેવાનું જાહેરનામું શામાટે બહાર પાડ્યું ? એ તો સન્મુખરાયને વધારે ભયમાં મેલવા જેવું થાય." સુમને જણાવ્યું.

"**શ્યામ**સમાજનો કેટલોક ભાગ અમારા હાથમાં આવી ગયો છે, પરન્તુ તેનું બળ તો ઘણે ભાગે તૂટી ગયું છે. પોલીસમાં જેઓ ફૂટેલા હતા તેઓ ઉપર અંકુશ મેલાયાથી એ મંડળનું ઘણું બળ હરાઇ ગયું છે. **શ્યામ**લાલ પોતે ગભરાયો છે અને આ જાહેરનામાથી તેને વધારે ગભરાવવો એ જ અમારો હેતુ છે. એથી **શ્યામ**લાલ સમજશે કે પોલીસ બરાબર રીતે તેની પૂઠે પડી છે અને હવે તેનાં તોફાનો વધારે વખત ચાલશે નહિ. વસ્તુતઃ તેને ડરાવવાને જ આમ કરવામાં આવ્યું છે ખરૂં, છતાં મને લાગે છે કે સન્મુખરાય જો હવે બહાર

પડે તો પહેલાં જેટલો ભય તો તેને ભોગવવો ન જ પડે." ઇન્સ્પેક્ટરે જણાવ્યું.

એટલામાં ટેલીફોનની ઘંટડી વાગી અને સુમન તુરત ઉઠયો. રાત્રિના નવ વાગ્યા હતા. ટેલીફોન પાસે ગયો તો સુમનને જણાયું કે પ્રીતિ તેને કાંઇ કહેવા માંગતી હતી. પ્રીતિ ટેલીફોનમાં બોલી:
"સુમનલાલ ! નંદરામ કાકા ત્યાં છે ?"

"હા છે, કેમ શું કામ છે ?"

"તેમને તેડીને તમે જલ્દી અહીં આવો. હું ભયમાં છું."

"વળી શો ભય આવી પડ્યો ?"

"વળી કોઇ બીજો પુરૂષ મારો બનાવટી બાપ બનીને આવ્યો છે અને મારો ખરો બાપ હોવાનું કહેવા લાગ્યો છે!" પ્રીતિ બોલી.

"હેં !! એ વળી શું ? પણ તમે ગભરાશો નહિ. અમે આવીએ છીએ અને આવીએ ત્યાંસુધી તે બદમાશને ભલચાવીને કોઇ પણ રીતે થોભાવી રાખજો."

"પણ તમે જલ્દી આવો."

સુમન ઉતાવળો ઉતાવળો ઇન્સ્પેક્ટર અને નંદરામ પાસે આવ્યો અને ટેલીફોનની વાત કહી. તે સાંભળીને તેઓ બન્ને પણ સત્વર ત્યાં પહોંચી જવાને અધીરા બન્યા. ઇન્સ્પેક્ટર બોલ્યો: "તમે બન્ને ગાડીમાં જલ્દી જઇ પહોંચો. હું પોલીસનાં બીજાં માણુસો સાથે તુરત આવી પહોંચું છું."

નંદરામ અને સુમન 'સુપ્રભાત' ની ઓફીસમાંથી દોડતા બહાર નીકળ્યા.

# પ્રકરણ ૫૦ મું.

## એક વધારે કોશેશ.

મનહરલાલની હિંમત ઉપર અવલંબી રહીને શ્યામલાલે ઇષ્ટસિદ્ધિ કરવાને એક વધારે કોશેશ કરવાનો નિશ્ચય કર્યો હતો અને મોહિનીએ પણ તેમાં કાંઇક અધૂરા મનથી જોડાવાની હા કહી હતી. હોલવાતી આગમાંથી થોડા તણખા બાકી રહે અને તેમાંથી જેવી રીતે પુનઃ આગ સળગાવી શકાય છે, તેવી રીતે એક નવી આગનો ભડકો શા માટે ન સળગાવી શકાય, એવો મનહરલાલનો મુદ્દો હતો. શ્યામ-સમાજના કેટલાક બદમાશો પોલીસને હાથ ગયા હતા પણ હજી કેટ-લાક છૂટા રહ્યા હતા. તેમાંના ત્રણ હિંમતવાળા અને મજબૂત માણ-સોને મનહરલાલ તથા શ્યામલાલે મળીને શોધી કાઢ્યા અને તેમની સાથે મળીને સુમન તથા નંદરામનું કાટલું કાઢી નાંખવું એવો તેમણે સંકેત કર્યો. સંકેતની સિદ્ધિ માટે પ્રીતિના મકાનની પાસે એક બના-વટી ભિખારીનો પહેરો મૂકવામાં આવ્યો હતો. સુમન અને નંદરામ બન્ને જે વખતે એકી સાથે ઘરમાં હોય ત્યારે પ્રીતિના મકાનમાં પેસી જઇને બન્નેનાં ખૂન કરી છટકી જવું એવી ગોઠવણ કરવામાં આવી હતી અને તે માટે રાત્રિનો વખત પસંદ કરવામાં આવ્યો હતો.

માણસોની, સાધનોની અને સમયની સઘળી ગોઠવણ કરીને મન-હરલાલ મોહિનીની પાસે આવ્યો અને ઉત્સાહથી બોલ્યો: “ ડિયર ! હવે તું મારૂં પરાક્રમ જોઇ લેજે. ઈશ્વરની કૃપા હશે તો આજે રાત્રે અને નહિતો છેવટે કાલે કે પરમ દિવસે રાત્રે હું મુખ્ય મંત્રની સાધના કરી લઇશ, એટલે કે સુવર્ણપ્રતિમાની પ્રાપ્તિનાં જે બે મુખ્ય વિઘ્નો

નડે છે એ વિઘ્નોને વિદારી નાંખવામાં સફળ થઇશ. પોલીસ જખ મારે છે. આપણી ગતિનો અવરોધ કરવાની પોલીસમાં તાકાત નથી."

"તમે કેવી ગોઠવણ કરી છે વારૂ ?" ધીમે સ્વરે અને નિરાશાપૂર્ણ વદને **મોહિની**એ પૂછ્યું.

"જો, આવી ગોઠવણ કરી છે. હું, તું અને **શ્યામલાલ** ઉપરાંત બીજા ત્રણ લઠ્ઠપઠ્ઠ વિશ્વાસુ માણસોએ હથિયારો અને બીજાં સાધનો સાથે **પ્રી**તિના મકાનની આસપાસમાં છુપાવું. અમે બધાએ નહિ ઓળખી શકાય તેવો વેશ પહેરીશું અને તારે પણ ચાહુદણનો પોશાક પહેરી લેવો. **પ્રી**તિના મકાનની પગથી ઉપર એક વેશધારી ભિખારીને સાંજથી બેસાડી રાખવાની ગોઠવણ અમે કરી છે. જે વખતે **નં**દરામ અને **સુ**મન એકી સાથે **પ્રી**તિના મકાનની અંદર હશે, તે વખતે તે આપણને ખબર આપશે એટલે આપણે અંદર ઘસી જઇશું અને બન્નેને ઉડાડી મેલીશું"

"પણ એટલું કરતાં બધા પકડાઇ જશો તો ?" **મોહિની**એ પૂછ્યું.

"**મોહિની** ! તું આવી અપશુકનની જ વાત કેમ બોલે છે ? બરાબર તેજ વખતે કાંઈ પોલીસ નવરી પડીને બેઠી છે ? "

"હું અપશુકનની વાતો બોલું છું, પણ નિરર્થક બોલતી નથી. મને હવે કંઈ સારાં ચિન્હો જણાતાં નથી. આપણું બળ બહુ તુટી ગયું છે અને પોલીસ ઘણા જોરથી આપણી પાછળ પડી છે. આપણું સઘળું કપટ પણ સામા પક્ષના જાણવામાં આવી ગયું છે છતાં હજી તમને તમારા પ્રયત્નોમાં વધારે આશા રહે છે એ જ મને તો નવાઇની વાત લાગે છે."

**મનહરલાલ** કટાણું મ્હોં કરીને બોલ્યો: "આવી નિર્બળ વાત

આજે પહેલી જ વાર હું તારા મુખમાંથી સાંભળું છું, મોહિની ! શું મારા પરનો તારો પવિત્ર પ્રેમ પણ ઘટી ગયો ?"

"નહિ વ્હાલા ! એમ હું ક્યાં કહું છું ? તમારા પ્રયત્નોમાં જોડાવાની પણ હું ક્યાં ના કહું છું ? હું તમારી સાથે તો આવવાની જ અને તમારા કાર્યમાં શામેલ પણ રહેવાની. તે માટે તમે જરા પણ અંદેશો લાવશો નહિ. મારૂં કહેવું એવું છે કે આપણું બળ ઘણું ઘટી ગયું છે માટે હાલ તુરત શાંત બેસી રહી, કેટલાક વખત પછી પુનઃ બળ એકઠું કરી પાછો યત્ન ચાલુ કરવો તે વધારે સહીસલામત માર્ગ છે."

"નહિ નહિ, એમાં મારો મત જૂદો પડે છે. એમ વખત જવાથી પોલીસના હાથ વધારે મજબૂત થાય અને તે વધારે બાતમી મેળવીને આપણી સામે બેવડા જોરથી લડી શકે, માટે તાતે ઘાએ ઉપાય કરવો તે જ વધારે સારૂં છે."

"તમારો એવો અભિપ્રાય હોય તોપણ ભલે. પણ શું આજે જ આપણા કાર્યની સિદ્ધિનો યોગ આવશે એમ તમે માનો છો ?"

"હા, કદાચ આવી જાય ખરો; પણ બે ત્રણ દિવસમાં તો નક્કી એ યોગ આવવાનો જ."

"એટલે એ લાગ ન મળે ત્યાંસુધી તો આપણે સઘળી તૈયારીઓ કરીને જવાનું ખરૂં જ ને ?" મોહિનીએ પૂછ્યું.

"હા, જવાનું અને રાત્રિનું અંધારૂં થાય એટલે આપણે વેશ બદલાવીને નીકળી જવાનું." મનહરલાલે ઉત્તર આપ્યો.

"રાત્રિના અંધારાને હવે કાંઇ વાર નથી. છ તો વાગી ગયા છે. તમે તમારો વેશ અહીં જ પહેરવાના છો કે બીજે ક્યાંય ?"

"અહીં જ! સઘળાએ ચોક્કસ ઠેકાણે એકત્ર થવું એવો સંકેત કરી રાખ્યો છે."

*    .    *    *    *

મનહરલાલ પોતાનો વેશ પહેરવા માટે ત્યાંથી એક ઓરડામાં ગયો, એટલે મોહિની મનહરલાલની સૂચના પ્રમાણે યાહુદણના પોષાકમાં સજ્જ થવા લાગી. પોતાના આ ધંધામાં તેણે અનેક તરેહના પોષાકો પહેરવાનો અભ્યાસ કર્યો હોવાથી અને મનહરલાલની કૃપાથી અનેક તરેહનાં વસ્ત્રોનો સંગ્રહ કર્યો હોવાથી એ કાર્યમાં તેને કોઇના પણ મદદ લેવી પડી નહિ. માથાના વાળની ટાપટીપ, કપડાં, બૂટ વગેરે સર્વ બાબતમાં આબેહુબ યાહુદણ બની જતાં તેને માત્ર એક કલાક લાગ્યો. પણ હજી મનહરલાલ નવરો પડ્યો નહોતો. તેને ફ્રેંચ બીયર્ડ પહેરીને એક પારસી જેન્ટલમેન બનવાનો વિચાર હતો અને એ પ્રકારનો વેશ આજે પહેલી જ વાર ધારણ કરવાનો હોવાથી તે કાંઇક અકળાતો હતો. કપડાં પહેરવામાં તો તેને બહુ વખત લાગ્યો નહિ પણ ફ્રેંચ બીયર્ડને બરાબર સ્વચ્છ રીતે ચોડીને ફાંકડા બનવા પાછળ તેણે ઘણો વખત ગાળ્યો, છતાં તેને અસંતોષ જ રહ્યો કારણ-કે તેને વારંવાર એવું જણાવા લાગ્યું કે જાણે તે ખરેખરો પારસી ન જ બની શક્યો હોય! છેવટે જ્યારે તે બરાબર સજ્જ થયો ત્યારે તેણે ઘડીયાળ સામે જોયું તો સાડાસાત વાગેલા જણાયા! ધાર્યા કરતાં ઘણું મોડું થઇ ગયું એમ જાણીને તે ઉતાવળો ઉતાવળો મોહિની પાસે આવ્યો.

મોહિની તો પોતાના પોષાકમાં સજ્જ બનીને ક્યારનીએ બેઠી હતી. આરામખુરશીમાં પડી પડી તે કાંઇ ઉંડા વિચારમાં લીન બની ગઇ હતી. મનહરલાલ ત્યાં આવી પહોંચ્યો એટલે તેના વિચારમાં ભંગ પડ્યો અને તેને જોતાં તે હસીને બોલી: "આવો મી. મંચેર-

શાહ! તમે તો બરાબર બન્યા છો હોં!"

"હં, મોહિની! તને લાગે છે કે હું બરાબર પારસી બન્યો છુ?"

"હા, બરાબર તમે પારસી જ છો. તમને કોણ હિંદુ કહી શકે? હું તો તૈયાર થઇને બેઠી છું, કહો, હવે કેટલી વાર છે?"

"અરે, હવે વાર શેની છે? સાડાસાત તો વાગી ગયા છે. ચાલ ઉઠ, પેલું મેજ ઉઘાડીને તેમાંથી બે રિવોલ્વર કાઢ."

"બે રિવોલ્વરની શી જરૂર છે?"

"કેમ? તને નહિ જોઇએ? એક હું રાખીશ અને એક તું રાખજે. વખત છે ને મામલો ગંભીર થઇ પડે તો એટલું બચાવનું સાધન જોઇએ જ." મનહરલાલે જણાવ્યું.

મોહિની ઉઠી. તેણે મેજ ખોલીને કંપતે હાથે બે રીવોલ્વરો લીધી અને તે મનહરલાલના હાથમાં આપી મનહરલાલે પોતાને હાથે તેમાં કારતુસો ચડાવી અને પછી તેમાંની એક રિવોલ્વર મોહિનીને આપી. મોહિની તે લેતાં લેતાં બોલી: "આ બચાવનું સાધન છે ખરૂ પરંતુ જરૂર પડે તો આપઘાતનું કરવાનું સાધન ખરૂં કે નહિ?"

આ સાંભળીને મનહરલાલ ચ્હીડાયો. તે બોલ્યો: "મોહિની! મને ગુસ્સો ચડે એવું જ તું બોલે છે! વર્ષોથી આખા મુંબઇને ત્રાહિ ત્રાહિ પોકરાવનારાઓ અમે શું આપઘાત કરવા જેવી મુશ્કેલીમાં આવી પડીએ ખરા? અમારી સમાજમાંથી જ્યાંસુધી એક પણ માણસ છૂટો રહેશે ત્યાંસુધી અમે સઘળા છૂટા છીએ એમ તું નક્કી સમજજે. નિરાશ થવું એટલે શું તે અમે કદિ સમજ્યા જ નથી. ચાલ, હિંમત રાખ અને નિરાશાના વિચારો છોડી દે." એમ કહીને મનહરલાલે મોહિનીનું બાહુડું પકડ્યું અને તેનામાં કૃત્રિમ રીતે હિંમત ભરી દેવાનો યત્ન કર્યો.

મોહિનીએ એક જ નિશ્ચય કર્યો હતો અને તે નિશ્ચય મનહર-લાલની સાથે વફાદારીથી જોડાઇ રહેવાનો જ હતો, એટલે તે કાંઈ આનાકાની તો કરવાની જ નહોતી. તેણે રિવોલ્વરને પોતાનાં વસ્ત્રોમાં છુપાવી અને ઓરડાની બહાર નીકળી. મનહરલાલ તેની સાથે સાથે ચાલ્યો. થોડે જઈને મોહિની બોલી: "પણ રહો, હું એક ચીજ વિસરી ગઈ." એમ કહેતાં જ તે પાછી ફરી અને પોતાના કબાટ ભણી ગઇ.

"શું વિસરી ગઈ વળી?"

મોહિનીએ કાંઇ જવાબ આપ્યો નહિ, પણ તેણે કબાટ ઉઘાડ્યું. તેમાંથી સોનાની સાંકળીવાળું અને મોતીથી જડેલું એક લોકેટ કાઢ્યું લોકેટ ઉઘાડીને તેણે તેમાં કાંઇક ભર્યું અને પછી એ સાંકળી તેણે કોટમાં પહેરી. મનહરલાલે કહ્યું: "ઠીક; તારા પોશાકમાં શું આટલા ઘરેણાની ન્યૂનતા હતી?"

"ઘરેણાની ખાતર નહિ, પણ તેના લોકેટમાં ભરેલા સેંટની ખાતર મેં તે ઘરેણું પહેર્યું છે." મોહિનીએ જવાબ આપ્યો.

બન્ને જણ વિક્ટોરીયામાં બેસીને બહાર નીકળ્યાં ત્યારે પોણા-બાર વાગ્યા હતા.

---

## પ્રકરણ ૫૧ મું.



## પ્રીતિનો પિતા.

માનસિક અને શારીરિક સંકટથી પ્રીતિનું મ્હોં માત્ર થોડા જ દિવસમાં કરમાઇ ગયું હતું. તેના વદનપરની લાલી અદૃશ્ય થઇ ગઇ

હતી. તેનું ચિત્ત દુઃખભારથી વ્યાકુળ બની ગયું હતું. કોઇ પણ અજાણ્યો માણસ ઘરમાં આવતાં તે ચોંકી ઉઠતી હતી. વ્યાકુળ ચિત્તને શાન્ત કરવા તે પુનઃ પુનઃ પુસ્તક હાથમાં લઇને વાંચવા મથન કરતી હતી, પરંતુ ચિત્ત સ્થિર થતું નહિ. ઘરમાં એકાદ ચાકરડી સિવાય બીજું કોઈ નહોતું. નંદરામ બહાર ગયો હતો અને બીજા ચાકરો કાંઇ કામસર ચાલ્યા ગયા હતા. વળી રાતનો વખત હતો. એટલામાં એક અજાણ્યો માણસ ઘરમાં આવ્યો અને પ્રીતિના દિવાનખાનાના બારણામાં જ આવીને ઊભો. પ્રીતિ ચમકીને તેની સામે જોઇ રહી, પણ કશું બોલી નહિ. પેલા માણસે જ પોતાના મુખમાંથી પહેલો ઉદ્ગાર કાઢ્યોઃ "પ્રીતિ ! બ્હેન ! તું મને ઓળખે છે ?"

પ્રીતિ આ ઉદ્ગાર સાંભળીને વધારે આશ્ચર્ય પામી. તેણે બત્તાને જરા સતેજ કરી અને જોયું પણ આગંતુક પુરૂષને તે ઓળખી શકી નહિ. તે બોલી: "તમે કોણ છો ? હું તમને ઓળખતી નથી. જો તમારે નંદરામ કાકા સાથે કાંઇ કામ હોય તો સ્હવારે આવજો. રાત્રે તે તમને મળી શકશે નહિ."

"નહિ બ્હેન ! મને તારૂં જ કામ છે. શું તેં મને ઓળખ્યો નહિ ? હું તારો પિતા સન્મુખરાય છું." આગંતુક માણસે કહ્યું.

પ્રીતિ પોતાના પિતાને મળવા જતાં એટલી બધી વાર ઠગાઇ હતી કે તેને આ કથન ઉપર વિશ્વાસ આવ્યો નહિ. તે સમજી કે આ વળી એક નવી બનાવટ હોવી જોઇએ. તે બોલી: "તમે ગમે તે હો, પણ હું કાંઇ તમને ઓળખતી નથી. અત્યારે તો તમે જાઓ. સ્હવારે ફરીથી મળવા આવજો."

"બ્હેન ! મારી પુત્રીના મુખમાંથી શું હું આવા શબ્દો સાંભળું છું ? પણ હા, તારો તેમાં વાંક નથી. તું ઘણી વાર ઠગાઇ છે, તેથી

તને મારા પર વિશ્વાસ ન આવે એ સ્વાભાવિક છે; પણ પ્રીતિ! હું ચાલ્યો જઇશ, તોએ દિવસે તો હું આવી શકીશ જ નહિ, કારણકે બદમાશોનો ભય હજી સર્વથા દૂર થયો નથી."

"તો તમારી મરજીમાં આવે ત્યારે આવજો; પણ કૃપા કરીને અત્યારે તો જતા જ રહો!" પ્રીતિએ અકળાઇને કહ્યું.

સન્મુખરાયનું હૃદય ભરાઇ આવ્યું હોય તેમ તે ગદ્‌ગદ્ કંઠે બોલ્યો: "પુત્રી! આટલે વર્ષે તને હર્ષપૂર્વક જોવાનો અવસર મને આજે પહેલી જ વાર મળ્યો છે; તે વખતે મારી અને તારી વચ્ચે સંશયનું જે કાળું વાદળું આવી રહેલું છે તેથી મને અત્યંત દુ:ખ થાય છે, પણ હું તને જરાએ દુઃખ આપવા ઇચ્છતો નથી. તને સુખી જોઇને જાતે સુખી થવા હું ગુપ્તવાસમાંથી બહાર આવ્યો છું અને તને મારાથી દુ:ખ થાય તો તે પ્રકાર મને કદાપિ ઇષ્ટ હોઇ શકે નહિ —"

સન્મુખરાય હજી તો બોલતો જ હતો, એટલામાં પ્રીતિ એકદમ ખુરશીપરથી ઉઠી અને ઓરડામાંથી બહાર ચાલી. ટેલીફોન પાસે જઈને તેણે 'સુપ્રભાત' પત્રની ઓફીસ સાથે જોડાણ કરી સુમનને ખબર આપ્યા કે પુનઃ તેનો એક બનાવટી બાપ નીકળી આવ્યો હતો, માટે તેણે જલ્દી આવવું.

પ્રીતિ પાછી પોતાની બેઠકમાં આવી. તેને સન્મુખરાયે પૂછ્યું: તેં કોને ટેલીફોન કર્યો, બ્હેન?"

"તેનું તમારે શું કામ છે? જ્યાંસુધી હું તમને ઓળખી શકું નહિ, ત્યાંસુધી તમારે મારા મકાનમાં ઊભા રહેવું એ કાંઇ વાજબી કહેવાય નહિ." પ્રીતિએ જરા ગુસ્સો કર્યો.

"હું ખુશીથી ચાલ્યો જઇશ; પણ જ્યારે સુમનલાલ અને નંદ-

રામ અહીં જ આવે છે, ત્યારે હું તેમને મળીને જ જઈશ." સન્મુખરાયે કહ્યું.

આ જવાબ સાંભળીને પ્રીતિના આશ્ચર્યનો પાર જ રહ્યો નહિ. તેણે ટેલીફોનપરના પોતાના બોલો સાંભળ્યા હોવા જોઇએ એવું પ્રીતિએ અનુમાન કર્યું; છતાં તે માણસ સુમનલાલ અને નંદરામને મળવાને થોડી વાર થોભવાની માંગણી કરતો હતો, તે પ્રીતિને મન નવાઇની વાત હતી. બનાવટી–વેશધારી સન્મુખરાય ત્યાંસુધી થોભવાની હિંમત ધરાવી શકે નહિ એમ પ્રીતિ માનતી હતી, એટલે તેને સહજ એવું લાગ્યું કે કદાચ એ પોતાનો ખરો પિતા હોય તો ?

પરંતુ એ શંકાના સમાધાનને હવે બહુ વાર નહોતી. થોડી જ વારમાં સુમન અને નંદરામ ત્યાં આવી પહોંચવાના હતા. સન્મુખરાય કશું નહિ બોલતાં રાહ જોઇને શાન્ત ઊભો હતો. તેનો ચહેરો ગમગીન દેખાતો હતો અને માથાપર કેટલાક સફેદ વાળ આવી ગયા હતા. શરીર કેવળ લોહી વિનાનું વિશીર્ણ બની ગયું હતું અને ડાચાં બેસી ગયાં હતાં. શરીરનો રંગ ફીક્કો અને કાળો પડી ગયો હતો. યુવાનીની સુંદરતાનું એક પણ ચિન્હ અત્યારે તેના ચહેરાપર નહોતું. તેની છબી સાથે તેના શરીરની સરખામણીમાં એ સન્મુખરાય કેવળ બીજો જ માણસ જણાતો હતો ! થોડી વારે તેની નજર પ્રીતિની માતાની એક મોટી છબી તરફ દોરાઇ અને તેની આંખમાંથી અશ્રુધારા વહી નીકળી.

પ્રીતિએ આ દસ્ય જોયું અને કોઇ અદસ્ય શક્તિથી જાણે તે પેલા પુરૂષને પોતાનો ખરો પિતા માનવાને પ્રેરાતી હોય તેમ તેના હૃદયમાં પિતૃભક્તિનો ઉભરો ઉભરાવા લાગ્યો. પોતે આસનપર બેઠી હતી અને પોતાનો પિતા પોતાની સામે પોતાની માતાની છબી તરફ

જોઇને આંસુ સારતો શાંત ઊભો હતો, એ દૃશ્ય તેને ધીમેધીમે અસહ્ય લાગવા માંડ્યું. વિશેષ નહિ તો તે પુરૂષને ખુરશી આપીને બેસવાનું કહેવા જેટલો વિવેક દર્શાવવાનું તેને મન થયું. પરંતુ તુરત તેને વહેમ આવ્યો કે કદાચ એ પોતાનો બનાવટી પિતા હોય અને આસપાસમાં તેના બીજા મળતીયાઓ ભરાઈ બેઠા હોય તો ? આ વહેમથી તે એટલો વિવેક દર્શાવતાં પણ અચકાઇ અને પિતાને અશ્રુ સારતો જોઇ રહી.

પરન્તુ તુરત જ તેને નવો તરંગ થયો. તેણે વિચાર્યું કે આટલો બધો વખત શાંત રીતે કોઇ પણ બદમાશ ઊભો રહે નહિ. તેણે પોતાની તૈયારી ક્યારનીએ કરવા માંડી હોય. પણ જ્યારે તે શાંત ઊભો છે અને ખરેખર સુમન તથા નંદરામની રાહ જોઇ રહ્યો છે, ત્યારે તે બનાવટી માણસ ન હોવો જોઇએ. પ્રીતિને આ બનાવમાં કાંઇક આનંદજનક રહસ્ય હોય એવું ભાન થવા લાગ્યું.

દશેક મિનિટ એ સ્થિતિમાં ચાલી ગઇ. જુદા જુદા મનસ્તરંગોની વચ્ચે પ્રીતિ કશું પણ બોલ્યા વિના શાંત બેસી રહી; એટલી વારમાં સુમન અને નંદરામ ઉતાવળા ઉતાવળા આવી પહોંચ્યા. એક આગલા પ્રકરણમાં આપણે જોઈ ગયા છીએ કે પ્રીતિના ટેલીફોનથી બનાવટી સન્મુખરાયનું આ કોઇ બીજું કાવતરૂં હોવાના વહેમથી તેઓ ઘણા ઝડપથી ત્યાં આવી પહોંચ્યા હતા !

નંદરામને જોતાં જ સન્મુખરાય તેને ભેટી પડ્યો અને બોલ્યો: " નંદરામ ! મારા વફાદાર બંધુ ! તેં મને ઓળખ્યો ? "

નંદરામને એ ચહેરો ઘણો ફરી ગયેલો લાગ્યો પરંતુ એ સ્વર તો તેણે તુરત જ ઓળખ્યો ! એ જ તેના માલીકનો સ્વર ! એ જ ખરો સન્મુખરાય ! તે હર્ષથી ઘેલો બની ગયો અને બોલ્યો: " હા,

મારા માલીક! તમારા સ્વરને મેં ઓળખી લીધો! હવે તમને મેં સંપૂર્ણ ઓળખ્યા! અહો! કેટલાં વર્ષો પછીનો આ મેળાપ" નંદરામની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં.

પ્રીતિનું હૃદય આનંદથી મુગ્ધ બની ગયું હતું! તે ઉતાવળે પિતાની સમીપમાં આવીને ઊભી અને સન્મુખરાયે તેના શિર ઉપર હાથ મૂકીને કહ્યું: "બ્હેન! આજે તું તારા પિતાને પહેલવહેલા ઓળખતાં શીખી!"

'હા પિતાજી!" પ્રીતિ મુક્ત કંઠે રડતી બોલી: "મેં તમને કોઇ વાર જોએલા નહિ અને વળી બનાવટી પિતાથી હું ઠગાએલી, એટલે મેં તમારી પ્રત્યે બહુ જ અવિનય દર્શાવ્યો, તે માટે મને પસ્તાવો થાય છે."

"નહિ બ્હેન! એ તારી સાવધાનતા માટે હું પ્રસન્ન થયો છું-" સન્મુખરાયથી આગળ બોલી શકાયું નહિ. વિશેષ બોલતાં તેનું હૃદય ભરાઇ આવ્યું.

પ્રીતિ બોલી: "પણ પિતાજી! હવે તો તમે હમેશને માટે ઘરમાં રહી શકશોને?"

"હા બ્હેન! સરકારે મને અભયવચન આપ્યું છે, તે ઉપર વિશ્વાસ રાખીને હું હવે મારા છેલ્લા દિવસો અહીં શાંતિમાં ગાળવા માંગું છું." સુમન તરફ જોઇને તે બોલ્યો: "અને આ મી. સુમનલાલ કે?"

"તમે તેમને ક્યાંથી પિછાણો?"

"આપણી સાથેના તેમના પરિચય વિષે મેં ઘણું જાણ્યું છે. છેલ્લા થોડાએક મહિનાથી હું મુંબઇમાં જ રહ્યો છું અને મેં તેમને કેટલીક વાર જોયા છે." સન્મુખરાયે જણાવ્યું.

એટલામાં પાછળથી કોઇ ઘાંટો પાડીને બોલ્યું: “ઓહો ! પિતા-પુત્રીનો મેળાપ પણ થઇ ચૂકયો છે ! ઠીક થયું.”

સૌએ પાછું વાળીને જોયું તો પાંચ-છ જૂદા જૂદા વેશધારીઓ ઓરડાની અંદર ધસી આવતા દેખાયા !

## પ્રકરણ ૫૨ મું.

### વિલક્ષણ અંત.

લાંબા વખતસુધી સાવધાનતાથી ગુપ્તવાસમાં રહેલો સન્મુખરાય આ આકસ્મિક પ્રકારથી ચમકી ગયો અને તેણે ઓરડામાં ધસી આવનારાઓ તરફ સભય નેત્રે જોયું. એ જૂદા વેશમાં પણ શ્યામલાલને તે તુરત ઓળખી ગયો અને વધારે ભય પામ્યો. શ્યામલાલના સાથીઓ પાસે હથીયારો હતાં, જ્યારે સુમન, નંદરામ કે સન્મુખરાય પાસે તેવું કશું નહોતું, તેથી તેઓ સઘળા બ્હેબાકળા બની ગયા. જોતજોતાંમાં તેઓએ દિવાનખાનામાં આવીને સૌને ઘેરી લીધાં. સુમને તેમની તરફ કરડાકીથી જોયું, પરન્તુ સૌના હાથમાં રિવોલ્વરો જોઇને તે પણ નરમ બની ગયો. મનહરલાલે એકદમ અકળામણ દર્શાવતાં કહ્યું: “સન્મુખરાય ! છેવટે તમને અમે બરાબર વખતે પકડી શકયા છીએ. અત્યારે અમારો છેવટનો નિશ્ચય માત્ર એક જ છે અને તે એ કે કાંતો સુવર્ણપ્રતિમા મેળવવી અને નહિતો એક માત્ર પ્રીતિ સિવાય તમને સર્વને યમધામ પહોંચતા કરવા !”

“મનહરલાલ ! આ તું શું કહે છે ? અમને યમધામ પહોંચતા કરવાથી તને શો લાભ થશે ?” સન્મુખરાય હિંમત આણીને બોલ્યો.

"તે સંબંધે વિચાર કરવાની કાંઈ જરૂર નથી. અમે સુમન તથા નંદરામનું ખૂન કરવાને જ આવ્યા છીએ, પરન્તુ તમને અહીં જોવાથી જ મેં સુવર્ણ-પ્રતિમા આપી દેવાને તમને છેલ્લી વાર કહેવાનું વાજબી માન્યું છે. અમે થોડી વાર પણ થોભી શકીએ તેમ નથી, માટે કાંતો અમને જવાબ આપો અને નહિતો મરવાને તૈયાર થાઓ!" શ્યામસમાજનો નાયક બનેલો મનહરલાલ રૂવાબથી બોલ્યો.

"તેનો હું શો ઉત્તર આપું? આટલાં વર્ષો ગુપ્તવાસમાં હું મૃતવત્ રહ્યો છું અને છેવટે ખરેખરી રીતે મરણ પામવાને હવે મને કશો ડર નથી—"

પરંતુ શ્યામલાલે જોયું કે આ વાતચીતનો લાભ લઇને સુમન ઓરડામાંથી બહાર છટકી જવાને ખસતો જતો હતો! તે ચતુર બદમાશે પોતાના હાથમાંની રિવોલ્વર તેની સામે ધરીને કહ્યું: "સુમનલાલ! ચેતજે; તારી ચતુરાઈ મારા ધ્યાનમાં છે; એક વાર હું તારાથી ઠગાયો છું, પણ હવે નહિ ઠગાઉં હોં!"

"હું તમને ઠગવા માંગતો પણ નથી. હું તમારી સાથે એક શરત કરવા માંગું છું."

"કઈ શરત?"

"સુવર્ણ-પ્રતિમા તો તમને કોઇ પણ રીતે મળશે નહિ—તેના બદલામાં અમે સઘળા મરી જવાનું વધારે પસંદ કરીશું. પરન્તુ તમને તેના બદલામાં કાંઈક નાણું આપવાનો અમારો ઈરાદો છે."

"હા, એ ઈરાદો દર્શાવીને જ તું મને ઠગી ગયો હતો, પરંતુ તારી એ ઠગાઇ વધારે વાર હવે ચાલશે નહિ."

"નહિ, આ કાંઇ ઠગાઇ નથી; અહીં ને અહીં તમને રૂપિયા આપવા અમે તૈયાર છીએ." સુમને જણાવ્યું.

વચમાં મનહરલાલ બોલ્યો: " તો જલ્દી ચાર લાખ રૂપિયા ગણવા માંડો; અમે વિલંબ કરવા માંગતા નથી."

" ચાર લાખ રૂપિયા ! " સુમન આશ્ચર્ય દર્શાવતો બોલ્યો: " એ કાંઇ બને નહિ ! "

" તો અમોને પણ સુવર્ણ-પ્રતિમા જ જોઇએ છે. " મનહરલાલ બોલ્યો.

" સુવર્ણ-પ્રતિમા તો અમારા સૌના જીવનના સાટામાં પણ નહિ મળે. તમે અમારાં ખૂન કરશો તેની કાંઇ ચિંતા નથી; પણ પછી પ્રીતિ તમને સુવર્ણ-પ્રતિમા કેવી રીતે આપવાની છે? તે વિષે તેને કશી માહિતી નથી." સન્મુખરાય બોલ્યો.

" તોપણ અમે અમારૂં ધાર્યું જ કરીશું." મનહરલાલ બોલ્યો.

પણ તે જ ક્ષણે પોલીસ ઇન્સ્પેકટર પંદર હથીયારબંધ માણસોની ટુકડી સાથે આવી પહોંચ્યો ! આપણે જોઇ ગયા છીએ કે સુપ્રભાત પત્રની ઓફીસમાં ઇન્સ્પેકટર, સુમન અને નંદરામ મસલત ચલાવતા બેઠા હતા; તે વખતે પ્રીતિ તરફનો ટેલીફોન એક નવા બનાવટી બાપના સંબંધમાં આવવાથી નંદરામ અને સુમન તુરત ત્યાં આવવા માટે નીકળ્યા હતા તથા ઇન્સ્પેકટર એ બનાવટી સન્મુખરાયને પકડવાને પોલીસના માણસોને ગેટપરથી લઇને પાછળથી આવવાનો હતો. અહીં બનાવટી સન્મુખરાયને બદલે ખરો સન્મુખરાય હતો એટલે તેને પકડવાનો નહોતો. પરન્તુ તેને બદલે શ્યામસમાજ ઉપર જ એ ધાડ કામે લાગે તેમ હતું ! શ્યામસમાજનો ઇરાદો સુમન અને નંદરામનાં ખૂનો કરવાનો હોવાથી, જે વખતે તેઓ બન્ને પ્રીતિના ઘરમાં હોય ત્યારે હલ્લો કરવાનો તેમનો નિશ્ચય હતો અને તેઓના ભિખારી

બાતમીદારે એ જ વખતે નંદરામ તથા સુમનને ઘરમાં જતા જોઇને બાતમી આપવાથી તુરત જ તેઓ હલ્લો લઇ આવ્યા હતા; પરંતુ તેમની પાછળ તેમના કાળરૂપ ઇન્સ્પેકટર આવતો હતો, તે તેમના જાણવામાં નહોતું! ઇન્સ્પેકટર પાછળ આવે છે એવું સુમન જાણતો હતો તેથી તે **શ્યામલાલ**ની સાથેની વાતચીત લંબાવીને વખત ગાળવા માંગતો હતો.

ઇન્સ્પેકટર પોતાનાં માણસો સાથે અંદર ધસી આવ્યો ખરો, પરન્તુ તે ત્યાંનું **પ્રકરણ** જોઇને ચમકયો! ઇન્સ્પેકટરને જોતાં જ બદમાશો આમ તેમ છટકવા લાગ્યા, પરંતુ તે જ ક્ષણે તે ત્રાડ મારીને બોલ્યો: "ખબરદાર! જેઓ નાસશો તેઓ મુડદું થઇને જ નીચે પડશો એટલું યાદ રાખજો!" પરંતુ **શ્યામલાલ** અને **મનહરલાલ** કાંઈ એ ડારાને ગણકારે તેવા નહોતા! તેઓએ કાંઈ જ વિચાર નહિ કરતાં પોલીસના માણસોની સામે રિવોલ્વરો છોડવા માંડી. તેમના ત્રણ ચાર બાર ખાલી ગયા એટલામાં ત્રણ જણ પોલીસને હાથે પકડાયા અને તેઓની પાસેથી રિવોલ્વરો ખુંચવી લેવામાં આવી. **શ્યામલાલ** પણ પકડાયો પરન્તુ **મનહરલાલ** અને **મોહિની** છટકયાં! તેઓની નાસભાગ ઇન્સ્પેકટરની ધ્યાન બહાર નહોતી. તે **મોહિની**ની પાછળ દોડ્યો અને તેને પકડી! **મોહિની**એ રીવોલ્વર છોડી, પરન્તુ તે ઇન્સ્પેકટરને નહિ વાગતાં આગળ નાસી જતા **મનહરલાલ**ને વાગી અને તે ભોંયે પડ્યો! ગભરાયેલી **મોહિની**ના જોવામાં પણ એ પ્રકાર આવી ચૂકયો અને તે બોલી ઉઠી: "ઓ પ્રભુ! મારા હાથે જ મારા પ્રિયતમનો ઘાત થયો?"

તુરત જ તેણે રીવોલ્વરને પોતાની જાત સામે તાકી, પરન્તુ ઇન્સ્પેકટરે તેના હાથમાંથી તે ખુંચવી લીધી! **મોહિની** આત્મઘાત

કરવા માંગતી હતી, પરન્તુ તે પ્રયત્નમાં તે બિલકુલ ફાવી શકી નહિ. તેણે ઇન્સ્પેકટરના હાથમાંથી છૂટવાને ખેંચતાણ કરવા માંડી પણ તે છૂટી શકી નહિ. એક મનહરલાલ સિવાય બીજા સઘળા જીવતા પકડાયા હતા. મનહરલાલ તો ગોળી વાગતાંની સાથે જ ઠાર થઇ ચૂક્યો હતો !

પકડાએલાના હાથમાં તથા પગમાં બેડીઓ પહેરાવવાનો ઉદ્યોગ હવે ચાલ્યો. કેટલાકના હાથ દોરડાંવડે બાંધવામાં આવ્યા અને કેટલાકને બેડીઓ પહેરાવવામાં આવી. શ્યામલાલના હાથમાં બેડી ઘાલતાં ઇન્સ્પેકટર બોલ્યો: " શ્યામલાલ ! આજે મેં એક મોટા સિંહને જીવતો પકડ્યો છે હોં ! "

શ્યામલાલ ગર્વથી બોલ્યો: " તેથી શું ? હું સિંહ હતો, ત્યારે તું પરાક્રમી કહેવાઇશ ! બકરાંઓનાં ગળાં કાપનારાઓ કાંઇ શિકારી કહેવાતા નથી."

" હા, તેથી જ પરાક્રમી કહેવાવા ઇચ્છતા શિકારીઓએ સિંહોનો આભાર માનવો જોઇએ." ઇન્સ્પેકટરે કહ્યું.

સૌને બરાબર કેદ કરીને મકાનની બહાર નીકળવાનું ફરમાવવામાં આવ્યું. પરન્તુ ઇન્સ્પેકટરે આશ્ચર્ય સાથે જોયું કે હાથમાં બેડી સાથે મોહિની એક મેજને અઢેલીને બેભાન પડેલી હતી ! તેના ગળામાં પહેરેલું લોકેટ તેના મ્હોંમાં હતું ! ઇન્સ્પેકટરે તેને બહુ જ ઢંઢોળી ત્યારે તેણે આંખો ઉપાડી પરન્તુ તુરત જ પાછી મીંચી વાળી. ઇન્સ્પેકટરે તેને પૂછ્યું: " તને શું થઇ ગયું છે ? "

મોહિનીએ ઓઠ ફફડાવવા યત્ન કર્યો, પરંતુ તેનાથી કશું બોલી શકાયું નહિ. તેના મ્હોંમાંથી લોકેટ કાઢીને તે જોવામાં આવ્યું તો જણાયું કે લોકેટને ખોલી નાંખવામાં આવ્યું હતું અને તેમાંનો કાંઇ

પદાર્થ મોહિનીએ ચૂસી લીધો હતો. થોડીએક ક્ષણોમાં તો તેની નાડી ચાલતી બિલકુલ બંધ પડી ગઇ !

ચાર કેદીઓને ગાડીમાં ઘાલીને ડુંગરીની જેલમાં પહોંચતા કરવામાં આવ્યા. ઇન્સ્પેકટર તેઓની સામેનો મુકદ્દમો ઘડી કાઢવામાં ગુંથાયો. મુડદાંઓને ઇસ્પીતાલમાં મોકલવામાં આવ્યાં.

---

## પ્રકરણ ૫૩ મું.

### સુવર્ણપ્રતિમા કયાં ?

જે વખતે પોલીસ ઇન્સ્પેકટર શ્યામલાલ અને તેના સાથીઓને કેદ કરીને લઇ ગયો, તે વખતે સન્મુખરાય છુટકારાના દીર્ઘ નિઃશ્વાસ સાથે હર્ષાતિરેકથી બેભાન બની જતો નીચે પડી ગયો ! નંદરામ તેને પડતો બચાવી લેવા માટે ધાયો, પરન્તુ તેનો પ્રયત્ન નિષ્ફળ જ ગયો અને સન્મુખરાયના મસ્તકપર ઇજા થઇ, તેમાંથી લોહી વહેવા લાગ્યું. પ્રીતિ આ જોઇને બહુ ગભરાઇ ગઇ, પરન્તુ સુમને તેને ધીરજ આપી અને થોડું કોલન વોટર તથા ગુલાબજળ લાવવાને કહ્યું. થોડી જ ક્ષણોમાં પ્રીતિએ તે લાવીને હાજર કર્યું. ગુલાબજળ મ્હોંપર છાંટવામાં આવ્યું અને કોલન વોટરમાં રૂમાલ ભીંજવીને સન્મુખરાયના માથા ઉપર મૂકયો એટલે થોડી વારમાં તેને શુદ્ધિ આવી. શુદ્ધિમાં આવતાં જ તે બોલ્યો: "નંદરામ ! નંદરામ ! હવે પેલી સુવર્ણ-પ્રતિમાનાં દર્શન મને કરવા દે !"

નંદરામ બોલ્યો: "એટલી ઉતાવળ કરવાની જરૂર નથી. હજી આપણે સંપૂર્ણ નિર્ભય થયા છીએ કે નહિ તેની તપાસ કરવા દો

અને પછી સુવર્ણ-પ્રતિમાને હું આપની સમક્ષ રજુ કરીશ. પ્રીતિએ પણ તે કોઇ વાર જોઇ નથી, તેથી તેને પણ તે જોવાની-પોતાની માતાની સુવર્ણમૂર્તિનો સાક્ષાત્કાર કરવાની અત્યંત અભિલાષા છે."

પ્રીતિ બોલી: "હા કાકા! તમે ખરૂં કહો છો. જે પ્રતિમાને માટે મેં આટલું કષ્ટ સહન કર્યું છે તે પ્રતિમાના સંબંધમાં તમારી વાત જ માત્ર મેં સાંભળી છે. તે કેવી છે તે મેં હજી જોઇ પણ નથી, તેથી તે જોવાની મને બહુ ઇચ્છા થાય છે."

"હા, બ્હેન! હું તારી એ ઇચ્છાને પૂરી કરીશ; પરન્તુ આપણે શિરેથી હજી ભય ટળી ગયો છે કે નહિ તે આપણે જાણવું જોઇએ."

સન્મુખરાય બોલ્યો: "નંદરામ! તું શાને ભય રાખે છે? મારો આત્મા હવે સાક્ષી પૂરે છે કે આપણે માથે સ્વલ્પ પણ ભય રહેવા પામ્યો નથી. માટે તું ભયની જરા પણ શંકા રાખ્યા વિના મને એ સુવર્ણ-પ્રતિમાનાં દર્શન કરાવ અને એ સ્નેહનાં આંસુ પાડી લેવા દે."

"મોટા ભાઈ! તમારી અધીરાઈને હું શાંત કરીશ, પણ તમે જાણો છો કે એ કાર્ય કાંઇ સરળ નથી."

"કાકા! શું સુવર્ણ-પ્રતિમાને કોઇ દૂરને સ્થળે છુપાવવામાં આવી છે? ત્યાંથી તેને અહીં લાવતાં શું બહુ મુશ્કેલી પડે તેમ છે?"

"ના બ્હેન! તે બહુ દૂર નથી." નંદરામે જવાબ આપ્યો.

"ત્યારે શું તે આપણા મકાનની અંદર છે?" પ્રીતિએ બીજો સવાલ કર્યો.

"ના, તે આપણા મકાનની અંદર નથી."

"ત્યારે શું તેને નજીકના કોઇ પડોશીના ઘરમાં સંતાડી છે?" પ્રીતિએ ઉત્સુકતાથી એક વધારે પ્રશ્ન કર્યો.

"ના બ્હેન ! તેમ પણ નથી !" નંદરામે એ ઉત્તર આપતાં જરા સ્મિત કર્યું.

આ જવાબ સાંભળીને પ્રીતિ આશ્ચર્યથી મૂઢ સરખી બની ગઇ. તે બોલીઃ "કાકા ! આ તમે શું બોલો છો ? હું જે કાંઇ પૂછું છું તેની તમે ના ને ના જ કહો છો, ત્યારે એ વસ્તુને ક્યાં સંતાડવામાં આવી છે વારૂ ?"

"તે હું તને કહું તે કરતાં તે વસ્તુ જ્યારે હું લાવું ત્યારે તને મારી મેળે બતાવું, એ જ વધારે સારૂં છે; માટે આજે તું જાગતી રહેજે. મધરાત પછી હું, તું અને મોટા ભાઇ એ વસ્તુ અહીં લાવીશું."

"પણ ક્યાંથી લાવીશું ? તમે તો કહો છો કે તે દૂર પણ નથી અને નજીક પણ નથી. વળી તે આપણા મકાનમાં પણ નથી; ત્યારે પછી તેને ક્યાં છુપાવી છે ?"

પ્રીતિના એ પ્રશ્નનો ઉત્તર નંદરામે ન આપ્યો, પણ તેની નજર અત્યારસુધી મૌન ઊભા રહેલા સુમન તરફ ગઇ એટલે તેણે કહ્યુંઃ "સુમનલાલ ! તમે પણ અમારી પાસે જ રહેશો ને ? તમારાથી એ કાંઇ ગુપ્ત રાખવાનો મારો ઇરાદો નથી."

"મારા પ્રત્યેના તમારા સદ્વિશ્વાસને માટે હું તમારો આભાર માનું છું."

સન્મુખરાય બોલ્યાઃ "તમારા પ્રત્યે વિશ્વાસ ન હોય તો પછી કોના પ્રત્યે હોય ? જીંદગીને જોખમે મારી પ્રીતિને અનેક પ્રસંગે બચાવનાર પ્રત્યે વિશ્વાસ ન હોય શું ? સુમનલાલ ! મારી આખી જીંદગીમાં બે માણસોનો મારા ઉપર એટલો ઉપકાર થયો છે કે જેનો બદલો હું કોઇ પણ રીતે વાળી શકું તેમ નથી. તે બે માણસોમાંનો એક આ નંદરામ અને બીજા તમે. સુવર્ણ-પ્રતિમા છેવટસુધી સલા-

મત રહી ને નંદરામથી અને પ્રીતિ જીવતી રહી શકી અને આટલે વર્ષે હું તેને મળી શકયો તે તમારા પરિશ્રમથી. તમો બન્નેને હું તેનો ગમે તેટલો બદલો આપું તોપણ તે તમારી સેવાના બદલામાં તુચ્છ ગણાયા વિના રહે નહિ."

મધરાત નજીક ને નજીક આવતી હતી અને હજીસુધી કોઇ જમ્યા નહોતા, તેથી સૌ તે વખતે ભોજન કરવા બેઠાં. બાર વર્ષના દેશવટામાં–ગુપ્તવાસમાં નિરાંતે પેટ ભરીને અન્ન ખાવાનો પ્રસંગ સન્મુખરાયને આજે પહેલવહેલો જ મળ્યો હતો. પુત્રીની સાથે ભાણા પર બેસવાનો અવસર તેના આખા જીવનમાં આજે પહેલો જ હતો. તે નિરાંતે જમ્યો અને થોડી વાર વિશ્રાંતિ લીધી એટલામાં રાત્રિના બાર વાગ્યા. પ્રીતિ મધરાત થવાની કયારનીએ રાહ જોઇ રહી હતી અને સુવર્ણપ્રતિમા જોવાને અધીરી બની ગઇ હતી. તેથી બરાબર બારના ટકોરા થયા એટલે તે નંદરામની પાસે આવી અને બોલી: "કેમ કાકા ! હજી કેટલી વાર છે ?"

"બ્હેન ! તું અધીરી ન થા. સુવર્ણપ્રતિમાને કયાં છુપાવવામાં આવી છે તે આપણે ચાર જણ ઉપરાંત બીજું કોઇ ન જાણે એવી રીતે હું તે કાઢવાનો છું. હજી ચાકરો જાગે છે; તેઓ સૂઇ જાય એટલે આપણે આપણા કાર્યમાં પ્રવૃત્ત થઇશું."

વળી એક કલાક વધારે ગયો અને ઘરમાં સૌ કોઇ જંપી ગયાં એટલે પ્રીતિ પુનઃ નંદરામ પાસે આવીને બોલી: "કાકા ! હવે તો વખત થયો છે, માટે ચાલો. હું બીજાં કપડાં પહેરી લઉં અને શોફરને મોટાર તૈયાર કરવા કહું ?"

"ના. આપણે કયાંય બહાર જવું નથી. ચાલ, હું આવું છું." એમ કહીને તે ઉઠયો. સન્મુખરાય તથા સુમનને સાથે લઇને તે

નીચે જ ઉતર્યો. ભોંયતળીએ એક પેટી ઉઘાડીને તેમાંથી તેણે બે સાંકળો કાઢી અને તે ઉંચકી લીધી. આ સઘળું પ્રીતિ આશ્ચર્ય સાથે જોઇ રહી હતી.

સન્મુખરાયના વિશાળ મકાનની પાછળ કેટલીક છૂટી જગ્યામાં એક નાનો બગીચો કરવામાં આવ્યો હતો. તે બગીચાના એક ખૂણામાં એક જૂનો કૂવો હતો. કૂવામાં પુષ્કળ પાણી હતું, પરંતુ લાંબા વખતથી તેમાંનું પાણી નહિ વપરાતું હોવાથી તેનો કોઇ ઉપયોગ કરતું નહોતું. બગીચાને માટે નળના પાણીનો તોટો પડતો ત્યારે કોઇ વાર બગીચા માટેનો ચાકર તે કૂવામાંથી પાણી ખેંચીને બગીચાને પાતો; પરન્તુ એવો પ્રસંગ વર્ષમાં એકાદ બે વાર ભાગ્યે જ આવતો, તેથી એ કૂવા તરફ કોઇનું પણ બહુ લક્ષ ખેંચાએલું રહેતું નથી. નંદરામ સૌને એ કૂવાના કાંઠાપર લઈ ગયો. કાંઠાપર ઊભા રહેતાં જ પાણીની ખરાબ ગંધ આવવા લાગી અને નંદરામ કપડાં ઉતારવા લાગ્યો. પ્રીતિ તે જોઇને બોલી: "કાકા ! શું તમે આવા ગંધાતા પાણીમાં પડવાના છો ?"

"હા બ્હેન !" એમ કહેતાં જ તે માત્ર એક ધોતીયાભેર કૂવામાં ઉતર્યો. પાણી ઉંડું હતું પરન્તુ નંદરામને તરતાં આવડતું હતું એટલે કશી ચિંતા નહોતી. તેણે પાણીની અંદર ઉતરીને ડુબકી મારી અને કૂવાને તળીએ તપાસ કરી, તો જે ત્રાંબાની પેટીમાં સુવર્ણપ્રતિમાને રાખવામાં આવી હતી તે પેટી ત્યાં ને ત્યાં જ પડેલી જણાઇ. તેણે પેટી બહાર ખેંચી કાઢવાની સૂચના કરી. એ પ્રમાણે થોડી વારમાં પેટી બહાર આવી, અને તેની પાછળ નંદરામ પણ કૂવામાંથી બહાર નીકળ્યો.

પેટીને ઉંચકીને મકાનની અંદર લાવવામાં આવી. તે એક ઘણી

મજબૂત પેટી હતી અને હવા પણ અંદર પ્રવેશી શકે નહિ એવી ગોઠવણ કરેલી હોવાથી પાણીને અંદર પેસવાનો કોઇ માગ જ મળી શકે તેમ નહોતું. જ્યારે પેટીને ઉઘાડવામાં આવી અને અંદરથી રૂના અસ્તરમાં વીંટેલી સુવર્ણપ્રતિમાને બહાર કાઢવામાં આવી ત્યારે તે પહેલાંના જેટલી જ તેજસ્વી અને આબાદ રહેલી સન્મુખરાયના જોવામાં આવી. પ્રીતિ અને સુમન તો એ પ્રતિમાની બહુમૂલ્યતા અને સુંદરતા જોઇને સ્તબ્ધ બની ગયાં. પ્રીતિએ માતૃભક્તિપૂર્વક એ પ્રતિમાને મસ્તક નમાવી વંદન કર્યું, પણ તે વખતે તેણે જોયું કે એ પ્રતિમાના દર્શનથી પિતાના મગજમાં જે સ્મરણ ઉભરાઇ આવ્યું હતું તે સ્મરણને લીધે તેનાં નેત્રોમાંથી અસ્ખલિત અશ્રુધારા વહન કરી રહી હતી!

## પ્રકરણ ૫૪ મું.

### ગુંચવાએલી આંટી.

સુમન નંદશમના જેટલા વિશ્વાસને પાત્ર થયો હતો, તેટલા જ સન્મુખરાયના વિશ્વાસને પાત્ર પણ તે થયો હતો અને તેથી સુવર્ણ-પ્રતિમા સંબંધી અત્યંત ગૂઢ રહસ્યથી પણ તેને જાણીતો કરવામાં આવ્યો હતો; ત્યારપછીના બે ત્રણ દિવસની અંદર શ્યામલાલ અને તેના પકડાએલા સાથીઓ ઉપર ન્યાયની કચેરીમાં જે તહોમતો મૂકવામાં આવ્યાં હતાં તે ઘણાં ગંભીર હતાં અને તેઓ સઘળાને ગુન્હેગાર ઠરાવીને સેશન્સમાં નોંધવામાં આવ્યા હતા. સેશન્સમાં તેઓને સખ્ત સજા થવાનો જ સંભવ હોવાથી અને હવે એ બદમાશ મંડળનું કામકાજ આગળ ચલાવે તેવો કોઇ બદમાશ છૂટો નહિ રહ્યો હોવાથી એ મંડળનું દુષ્ટ કાર્ય સર્વથા બંધ પડી ગયું હતું. સરકારી અમલદારોની

કાળજીથી પુનઃ એ બદમાશો જાગૃત થાય એવો પણ સંભવ રહ્યો નહોતો, એટલે હવે **સન્મુખરાય** કેવળ નિશ્ચિંત બની ગયો. તેથી તેનું ધ્યાન ખાસ કરીને સુમન તરફ ખેંચાયું હતું. સુમને **પ્રીતિ**ને માટે જે પરાક્રમો કર્યાં હતાં તે અસાધારણ હિંમત અને જોખમવાળાં હતાં, અને વળી તે સંપૂર્ણ રીતે વિશ્વાસને પાત્ર નીવડ્યો હતો, પરન્તુ એક યુવકના પરિશ્રમના બદલામાં તેને પોતાની પુત્રી આપી દેવી એવું સાટું **સન્મુખરાય**ને ગમતું નહોતું. તેનામાં બીજા ગુણો હોવા જોઇએ, એટલું જ નહિ પણ **પ્રીતિ**ની સંપૂર્ણ લાગણી સુમન પ્રત્યે હોવી જોઇએ, એવી **સન્મુખરાય**થી વાંચ્છના હતી. **પ્રીતિ** જ્યારે સંપૂર્ણ સમજદાર અને ઉમરલાયક કુમારિકા હતી, ત્યારે તેની લાગણી જાણવાની પોતાની ફરજ હતી, એમ **સન્મુખરાયે** માન્યું. તે વિષે **નંદરામે** જે કાંઇ કહ્યું હતું તેથી **સન્મુખરાય**ને પૂરો સંતોષ થયો નહોતો, પરંતુ તે માટે પુત્રીને પોતાને જ પૃચ્છા કરવી એ **સન્મુખરાય**ને કાંઇક અણઘટતું લાગતું હતું. પિતા ઘરમાં આવ્યા પછી **પ્રીતિ** સુમનની હાજરીમાં છૂટથી વર્તતી નહોતી—બોલતી ચાલતી પણ નહોતી, એટલે **સન્મુખરાય**ના મનને કિંચિત્ અંદેશો રહ્યા કરતો હતો. કોઇ વાર પ્રસંગ મળ્યે પોતે એ બન્નેની પરસ્પરની સંપૂર્ણ લાગણી વિષે જાણવાને ભાગ્યશાળી થાય એવી **સન્મુખરાય**ની ઇચ્છા હતી.

આજે તો પ્રભાતમાં ઉઠતાં જ **પ્રીતિ** કાંઇ વિચિત્ર કાર્યમાં પડેલી જોવામાં આવતી હતી. તે પોતાના દિવાનખાનામાં એક ગુંચવાએલી રેશમની આંટી ઉકેલવાના કામમાં નિમગ્ન બની ગઇ હતી. બે વર્ષ પહેલાં જ્યારે **પ્રીતિ** રેશમથી ભરવા—ગુંથવાનું કામ શીખતી હતી, તે વખતની એકાદ બે રેશમની આંટીઓ કબાટમાં ગુંચવાએલી-ગુંથાએલી પડી હતી. આજે તે આંટીઓ નજરે ચડી આવતાં તેને ઉકેલી નાંખીને

કોઇ કામમાં લેવાના હેતુથી તે એ કામમાં પડી હતી, પરન્તુ કામ એટલું મુશ્કેલ હતું કે તે કરતાં કરતાં તે થાકી ગઇ હતી, તોપણ હજી અર્ધી આંટી પૂરી ઉકેલી શકાઇ નહોતી. આંટીમાંથી છૂટા પાડેલા તાર ખીંટીઓ અને ખુરશીઓની ઉપર આડા અવળા ભેરવીને તેની ફીરકી વીંટી લેવામાં તે ગુંથાઇ હતી, પરન્તુ એવા તારોની એક જાળ આખા દિવાનખાનામાં ગુંથી હોયની, એવો દેખાવ નજરે પડતો હતો અને **પ્રી**તિ ગંભીર વદને તારની પાછળ આમ—તેમ જતી તેને ઉકેલતી જતી હતી! કામ એટલું કંટાળાભરેલું લાગતું હતું કે અર્ધી આંટી ઉકેલ્યા પછી **પ્રી**તિને એમ જ થયું કે આટલી મહેનત ઉઠાવવા કરતાં આખી આંટીને ફેંકી દીધી હોત તો જ વધારે ઠીક હતું! ખરેખર એ કામમાં તેને બહુ કંટાળો આવ્યો હતો અને તે એટલી થાકી ગઇ હતી કે કપાળપર પરસેવાનાં બિંદુઓ જામ્યાં હતાં, પરન્તુ અર્ધું કામ કર્યા પછી તેને અધૂરૂં મેલવું એ **પ્રી**તિને ગમ્યું નહિ, તેથી તે હજી નવા નવા તારો છૂટા પાડવામાં અને તેને ઉકેલવામાં એકસરખી રીતે ગુંથાઇ રહી હતી.

કામ પૂરૂં થાય તે પહેલાં તો સુમન તેના દિવાનખાનામાં આવીને ઊભો અને **પ્રી**તિને ગુંચવાએલી આંટીના કાર્યમાં પડેલી જોઇને તથા તેના વદનપર ચડેલો થાક જોઇને તે ખડખડ હસી પડ્યો! **પ્રી**તિએ સુમન તરફ જોયું અને તે હસીને બોલી: "આવો, આવો, સુમનલાલ! જુઓને આ ગુંચવાએલી આંટીએ મને થકવી નાંખી છે!"

સુમન હસીને બોલ્યો: "શું કહો છો? ગુંચવાએલી આંટીને ઉકેલતાં તમે થાકી ગયાં છો શું? એ તો બહુ જ ખરાબ હોં, **પ્રી**તિગૌરી!"

"કેમ વારૂ એમાં ખરાબ શું? આ કામ શું ઓછી મુશ્કેલીનું છે?"

" મુશ્કેલી ભલે હોય, પણ તેથી થાક લાગે તે તો નહિ સારૂં ! આજે રેશમની ગુંચવાએલી આંટી ઉકેલતાં તમે થાકી ગયાં, તો પછી ભવિષ્યમાં ગૃહસૂત્રનું કોકડું ગુંચવાઈ જતાં તે તમે કેવી રીતે ઉકેલી શકવાનાં વારૂ ? "

પ્રીતિએ લજ્જાથી નીચું જોયું. બેએક ક્ષણસુધી તેણે કશો જવાબ આપ્યો નહિ, પરન્તુ પછી તુરત તેણે સસ્મિત વદને જવાબ આપ્યો: " ગૃહસૂત્રનું કોકડું ગુંચવાઇ જતાં તે મારે એકલીને ઉકેલવાનો શ્રમ નહિ ઉઠાવવો પડે; તેમાં તમારા જેવા કોઈ સહાયક હશે ! "

" મારા જેવો સહાયક તો ગુંચવાએલા કોકડાને વધારે ગુંચવી નાંખનારો કદાચ થઇ પડે, તો ? " સુમને એક રસિક પ્રશ્ન કર્યો.

" એ તો વળી એક વધારે આનંદની વાત થઇ પડે. સહાયક પોતે જ જો ગુંચવણમાં વધારો કરનાર થાય તો પછી તેને ઉકેલવામાં મને ભલે ગમે તેટલો શ્રમ પડે તોએ તેથી થાક લાગવાનો જ નહિ. સંસારમાં એ શ્રમ વધારે મધુર લાગે, નહિ વારૂ ?" પ્રીતિએ એક સૂચક પ્રશ્ન કર્યો.

" મેં તો હજી એવી મધુરતા જોઇ નથી કે અનુભવી નથી; તમે એ મધુરતાની વાત શી રીતે કહી શકો છો તેની મને સમજણ પડતી નથી.

" મારી કલ્પનાને એ મધુરતાનો ખ્યાલ આવી શકે છે; માટે મારૂં ગૃહસૂત્રનું કોકડું ગુંચવાય તેની ચિંતા કરવાની જરૂર નથી; પણ હજી તમે બારણામાં જ કેમ ઊભા રહ્યા છો વારૂ ? અંદર આવોને !

" અંદર કેવી રીતે આવું ? તમે તો આખા દિવાનખાનામાં રેશમની જાળ ગુંથી મૂકી છે ! " સુમને પ્રશ્ન કર્યો.

" એ જાળની શું તમને બીક લાગે છે ? " પ્રીતિએ હસીને પૂછ્યું

" દૂર ઊભાં ઊભાં તો બીક લાગે છે ખરી; પરન્તુ તેમાં એક વ ર ગુંચવાયા પછી એ બીક જતી રહેવાની, નહિ વારૂ ?" સુમને ઉત્તર આપ્




"અંદર કેવી રીતે આવું? તમે તો આખા દિવાનખાનામાં રેશમની જાળ ગુંથી મૂકી છે!" (પૃષ્ઠ ૨૯૨)

"ત્યારે ભલે ગુંચવાઇ જાઓ !"

"જે વસ્તુની બીક લાગે તેમાં જાણી જોઈને ગુંચવાઇ જવું શા માટે જોઇએ ? તેને આસ્તેથી દૂર કરીને પોતાનો માર્ગ કરવો એ જ ડહાપણનું કામ છે." એમ કહી સુમને રેશમના તારને જરા આજુ-બાજુએ હડસેલી પોતાનો માર્ગ કર્યો અને તે એક ખુરશીપર બેઠો. પ્રીતિ થોડી વારમાં સઘળા તારને સમેટી લઇને બાકીની આંટીને ગુંચવાએલી જ રહેવા દઇને નવરી પડી.

"શ્યામલાલ અને તેના સાથીઓને સેશન્સમાં નોંધ્યા છે એ જાણ્યું કે ?" સુમને પૂછ્યું.

"હા, ગઇ કાલે છાપામાં વાંચ્યું. એ વાંચ્યા પછી પિતાજી સંપૂર્ણ રીતે નિશ્ચિંત બની ગયા છે; અહા ! આ થોડા દિવસમાં ગઇ કાલ સાંજના જેટલો તેમનો આનંદી ચહેરો મેં કોઇ પણ વાર જોયો નથી." પ્રીતિએ જણાવ્યું.

પણ એટલામાં તો સન્મુખરાય પોતે ત્યાં આવી પહોંચ્યો. તેણે પ્રીતિનું છેલ્લું વાક્ય સાંભળ્યું હતું, એટલું જ નહિ પણ સુમન અને પ્રીતિ વચ્ચેનો રસિક સંવાદ પણ આનંદપૂર્વક સાંભળ્યો હતો. તે ત્યાં આવતાં જ બોલ્યો: "ખરી વાત છે, બ્હેન ! શત્રુ નિર્મૂળ થવાથી આનંદ કોને ન થાય ? પણ એ આનંદમાં થોડી અપૂર્ણતા છે અને તે દૂર કરવાનું હવે સુમનલાલના હાથમાં છે !"

સુમન સન્મુખરાયનો સત્કાર કરતો ખુરશીપરથી ઊભો થયો અને આશ્ચર્યથી બોલ્યો: "મારા હાથમાં છે ? એવું શું કાર્ય મારાથી થઇ શકે તેમ છે વારૂ ? ખુશીથી ફરમાવો. આપના આનંદને માટે શ્રમ વેઠાવતાં મારા આનંદમાં વધારો જ થશે."

સન્મુખરાય બોલ્યો: "મારી પ્રીતિના હસ્તનો સ્વીકાર કરવાનો

શ્રમ જ તમારે ઉઠાવવાનો છે અને તેથી જ મારા આનંદની પરિપૂર્તિ થાય તેમ છે."

સુમને એકાએક આ શબ્દોની આશા રાખી નહોતી, તેથી તેનો તુરત ઉત્તર આપતાં તે જરા અચકાયો. બેએક ક્ષણસુધી જવાબ ગોઠવીને તે બોલ્યો: "હું માતાપિતા વિનાનો એકાકી યુવક છું; પ્રીતિગૌરીના કે મારા ઉભયના વડીલ આપ છો અને આપની આજ્ઞા ઉથાપવાની મારામાં શક્તિ નથી; પરંતુ આપના અમૂલ્ય રત્નને હું યોગ્ય હોઉં તેમ મને નથી લાગતું."

"તે તમારી સુશીલતા બોલે છે. મને તમારામાં જે ગુણો જણાયા છે, તે ગુણોથી આકર્ષાઇને જ હું આ માંગણી કરૂં છું, માટે મનમાં કશો અંદેશો નહિ આણતાં મારી માંગણીનો સ્વીકાર કરો."

"પરંતુ આપે પ્રીતિગૌરીને તો તે માટે કાંઇ પૂછ્યું લાગતું નથી."

"પૂછીશ." એમ કહીને સન્મુખરાયે આજુબાજુ જોયું, પરન્તુ પ્રીતિ તો આ સંવાદ પ્રકરણ નીકળતાં જ ત્યાંથી કોઇને ખબર પડવા દીધા સિવાય ચુપચુપ છટકી ગઈ હતી! સન્મુખરાય આગળ બોલ્યો: "પ્રીતિની મરજી હું પૂછીશ અગર પુછાવીશ. આપણી ન્યાત એટલી જુના મતની નથી કે પુત્રીની મરજીની અવગણના કરે; પરંતુ હું જાણું છું ત્યાંસુધી તે માટે પ્રીતિને કશો વાંધો નથી અને તેથી જ આ વાત મેં તમારી આગળ ખુલ્લી કરી છે."

"તો પછી હું આપની આજ્ઞાને શિરસાવંદ્ય માનું છું." સુમને વિનયપૂર્વક નીચું જોઇને જવાબ આપ્યો.

"હવે હું સંતુષ્ટ થયો—મારી ચિંતાઓ ટળી ગઇ." સન્મુખરાયે કહ્યું. તે ત્યાંથી ધીમે ધીમે બહાર નીકળ્યો અને સુમન પણ વિચાર-વિવશ વદને તેની પાછળ પાછળ ચાલ્યો.



# પ્રકરણ ૫૫ મું.

## પાલક પિતાનું વાત્સલ્ય.

શું એટલું કહેવાની હવે જરૂર છે કે પ્રીતિ સુમન સાથેના પોતાના લગ્નને માટે સંમત હતી? સુમન અને પ્રીતિની વચ્ચે ગુંચવાએલી આંટી વિષે જે વિવાદ ચાલ્યો હતો તે સન્મુખરાયે સાંભળ્યો હતો અને તેટલા ઉપરથી જ ઉભયની પરસ્પર લાગણીનો ખ્યાલ સન્મુખરાયને આવી ગયો હતો. નંદરામ તો એ બન્નેના પ્રીતિવ્યાપારને સારી પેઠે જાણતો જ હતો, એટલે એ જ્ઞાતયૌવના બાળાને મ્હોંએ પૂછીને તેને લજ્જાતુર બનાવવાની કશી જરૂર સન્મુખરાયે માની નહિ.

સુમન સુરતનો વતની હતો અને તેનાં માતાપિતા વગેરે કશું નિકટનું કુટુંબ હતું નહિ, છતાં દૂરના પીતરાઇઓ અને બીજાં સગાંઓ સુરતમાં હતાં. જ્યાંસુધી સુમન અભ્યાસ કરતો હતો અને ગરીબાઇમાં દહાડા ગાળતો હતો, ત્યાંસુધી એ સગાંઓ સુમન સાથેની પિછાણને ગણકારતાં નહિ, પરંતુ જ્યારે તેઓએ સાંભળ્યું કે સુમન ઉપર એક લક્ષાધિપતિની કૃપા ઉતરી છે અને લક્ષાધિપતિની પુત્રી સાથે તેનો સંબંધ જોડાયો છે, ત્યારે તેઓએ એકદમ સુમન ઉપર પત્રો લખવા માંડ્યા અને ઓળખાણો ઉઘાડવા માંડી! તેઓનો મુખ્યત્વે કરીને એવો આગ્રહ હતો કે સુમને સુરતમાં આવીને લગ્ન કરવું એ વધારે ઉચિત લેખાય, કારણકે લગ્ન વતનમાં આવીને કરવાથી જ સગાંઓનો સંબંધ ટકી શકે છે. પહેલાં તો સુમનની ઇચ્છા મુંબઇમાં જ થોડી ક્રિયા સાથે લગ્નને પતાવી દેવાની હતી, પરંતુ જ્યારે સુમનનાં સગાં-ઓની ભલામણને સન્મુખરાયે પણ ટેકો આપ્યો, ત્યારે તેણે સુરત જઇને મુંબઇમાં જાન તેડી લાવી લગ્ન કરવાની વાતને સંમતિ આપી.

સુમન એક નિર્ધન યુવક હતો તે સન્મુખરાય જાણતો હતો. તે બી. એ. ની પરીક્ષામાં પસાર થયો તેને થોડો જ વખત થયો હતો અને નોકરીની આવકમાંથી બહુ બચત રહેતી નહિ, એટલે લગ્નક્રિયાના ખર્ચ માટે તેને કરજ કરવું પડે એવી સ્થિતિ હતી. તેને એવું કરજ કરવાની સ્થિતિમાં રહેવું ન પડે તે માટે **પ્રીતિ**દ્વારા **સન્મુખરાયે** સુમનને પાંચ હજાર રૂપિયા આપ્યા અને તેમાંથી લગ્નનું સઘળું ખર્ચ ઉકેલવામાં આવ્યું.

લગ્નવિધિ થઇ રહ્યા પછી દંપતીને સ્વગૃહે વળાવવું જોઇએ, એટલે **પ્રીતિને સુમનની** સાથે સુરત મોકલવી પડે તેમ હતું. જોકે સુરતથી બે દિવસ પછી જ તેઓ પાછાં મુંબઇમાં આવીને રહેવાનાં હતાં, તોપણ પુત્રીને પરાયે ઘેર મોકલતી વખતે **સન્મુખરાય** અને **નંદરામ**નું હૃદય ભરાઇ આવ્યા વિના રહ્યું નહિ. **સન્મુખરાય** પુત્રીના સહવાસમાં લાંબો વખત નહિ રહ્યો હોવા છતાં એક પિતા તરીકેનું તેના પર કુદરતી વાત્સલ્ય હતું; અને **નંદરામે** એક પાલક પિતા તરીકે **પ્રીતિ**ના સહવાસમાં ઘણાં વર્ષો ગાળ્યાં હોવાથી તેનું વાત્સલ્ય પણ ઉભરાઇ રહ્યું હતું ! જેને પોતે પોતાની હૂંફમાં પુત્રીની પેઠે ઉછેરીને મોટી કરી હતી, જેના સુખે સુખ અને દુઃખે દુઃખ માનીને અનેક પ્રકારની વિડંબનાઓ વેઠી હતી, જેના લાડકોડ પૂરા કરતી વખતે જનક પિતાની ન્યૂનતા જરા પણ દેખાવા દીધી નહોતી અને જનક પિતાની ગેરહાજરીમાં વર્ષોસુધી જે **નંદરામ**ને જ પોતાનો પિતા માનતી હતી, તેવી સુશીલ—આજ્ઞાંકિત બાળાને મોટી કરીને પારકે ઘેર મોકલતાં—તેને પરાયું ધન બનાવતાં કોના હૃદયમાં શોકનો ઉભરો ચડી આવ્યા વિના રહે ? જે વખતે **પ્રીતિને** મંગલ વસ્ત્રાભૂષણો સજાવીને પતિગૃહે રવાના કરવાની હતી, તે વખતે **નંદરામ** એક ઓરડામાં

બેસીને ગુપચુપ રડી રહ્યો હતો ! કણ્વ ઋષિ અને નંદરામની અત્યારે સમાન સ્થિતિ હતી. કણ્વ ઋષિ શકુંતલાના પાલક પિતા હતા, પરન્તુ શકુંતલા કણ્વ ઋષિની આગળ જ ઉછરીને મોટી થઈ હોવાથી તેના પર કણ્વ ઋષિનું પુત્રીના સરખું વાત્સલ્ય હતું. એક ત્યાગી ઋષિ હોવા છતાં અને વનવાસી હોવા છતાં શકુંતલાને સાસરે મોકલતાં–તેને વિદાય કરતાં તેમનું હૃદય ભરાઈ આવ્યું હતું, તો પછી નંદરામના હૃદયની કરૂણાજનક સ્થિતિ થાય તેમાં કશી નવાઈ નથી. વિદાય થતી વખતે પ્રીતિ સન્મુખરાયની અને નંદરામની રજા માંગવા આવી ! નંદરામની આંખમાં ચોધાર આંસુ જોઇને પ્રીતિની આંખમાં પણ અશ્રુધારા ઉભરાઈ આવી. કેટલીક ક્ષણસુધી બન્નેના વદનમાંથી એક અક્ષર પણ નીકળી શકયો નહિ. છેવટે પ્રીતિએ જ રજા માંગતાં કહ્યું: " કાકા ! હું જવાની આજ્ઞા માંગું છું ! '

કેટલીક વારે મનને શાંત કરીને તે બોલ્યો: " હા બ્હેન ! હવે તો તું જવાની જ તો ! પુત્રી એ પારકું ધન છે અને તેમાંએ વળી તું તો મારી પાલિના પુત્રી છે, એટલે તને સુખી જોઇને દૂરથી આનંદ તથા સંતોષ માનવાથી વિશેષ મને કશો અધિકાર નથી."

" કાકા ! તમે મને તમારી પાલિતા પુત્રી નહિ, પણ ખરી પુત્રી જ સમજશો અને મનમાં કશું ઓછું લાવશો નહિ. મારા પિતાની ગેરહાજરીમાં તમે મને તેમની ખામી પડવા દીધી નથી, તમારા વાત્સલ્યમાં જરાએ ન્યૂનતા મેં કદાપિ જોઇ નથી. જેવી રીતે હું મારા પિતાની આજ્ઞાંકિત પુત્રી છું, તેવી રીતે આપની પણ પુત્રી છું."

"હા, બ્હેન ! એટલો જ મને સંતોષ છે; પણ હવે તારા પિતા અને હું આ શૂન્ય ગૃહમાં કેવી રીતે દિવસો ગાળી શકીશું, તેની જ મને ચિંતા થાય છે. તારાથી આ મોટું મકાન કલ્લોલમય લાગતું

હતું, તે હવે શૂન્ય અને શાંત સરખું જ ભાસવાનું; તેમાં રહેવાનું હવે મને કેમ ગમશે ?"

પ્રીતિ મૌન રહીને આંખોમાંથી અશ્રુ વરસાવી રહી. પોતાના પાલક પિતાના મનોદુઃખને લીધે તેને પણ દુઃખ થવા લાગ્યું; પરન્તુ પરણ્યા પછી પતિગૃહે જઇને રહેવું એ પોતાનો અનન્ય ધર્મ હતો એમ તે સમજતી હતી અને તેથી નંદરામને સંતોષ આપવાનો કોઈ પણ માર્ગ તેને સૂજતો નહોતો.

નંદરામ પ્રીતિની ગુંચવણને સમજ્યો અને બોલ્યો: "હશે બ્હેન ! તેથી તું મનમાં જરા પણ દુઃખ લગાડીશ નહિ. હું તને દૂરથી પણ સુખી જોઇને ખુશી થઇશ અને એ જ સુખમાં બાકી રહેલું થોડું જીવન સમાપ્ત કરીશ. તું તારે સુખેથી જા, બ્હેન ! શ્વસુરગૃહને તારા પિતૃગૃહની કેળવણીથી અને સુસંસ્કારોથી દીપાવજે. જા, સુખી થજે !"

પ્રીતિ એ આશીર્વાદને નીચું મસ્તક રાખીને શ્રવણ કરી રહી અને છેવટે નંદરામને વંદન કરી ચાલી. ઘરનાં નોકર–ચાકરોથી છૂટાં પડતાં પણ તેના મનને દુઃખ થયું, પરંતુ સંસારની ધુસરીમાં જોડાવું એ સ્થિતિનો અર્થ જ સુખદુઃખની પરંપરામાંથી પસાર થવું એવો થતો હોવાથી મનને શાંત કરીને પ્રીતિ પોતાના પતિની સાથે ગાડીમાં આવીને બેઠી અને ગાડી એ નવપરિણીત દંપતીને સુરત લેઈ જવા માટે રેલ્વે સ્ટેશન ભણી ચાલી.

*　　*　　*　　*

"પ્રીતિગૌરી ! આપણે જો હમેશને માટે સુરતમાં જ નિવાસ કરીને રહીએ, તો તમને ગમશે કે ?" સુમને પોતાની પત્નીને એક વાર પ્રશ્ન કર્યો.

"તમે આવી–મને શરમાવનારી રીતે કેમ સંબોધો છો? હું તો હવે આપની આજ્ઞાંકિત દાસી થઇ અને તમે મને 'તમને' કહો છો એ નથી શોભતું."

સુમન હસ્યો અને બોલ્યો: "કેમ નથી શોભતું? પત્ની એ શું તુંકારાને યોગ્ય ગુલામડી છે કે હું તેને એવી તોછડાઇથી બોલાવું?"

"ત્યારે શું તોછડાઇ અને વિનયની રીતભાત દર્શાવવા જેટલું અંતર હજી આપણાં હૃદયો વચ્ચે રહેલું છે ખરૂં કે?" પ્રીતિએ સામો સવાલ કર્યો.

"ના, અંતર રહેલું નથી–આપણે ઉભય એકરૂપ જ બન્યાં છીએ."

"તો પછી માત્ર બાહ્ય વિનયની ખાતર મને તમે 'તમે' નું સંબોધન કરો, એટલી તમારા સ્નેહમાં હું ન્યૂનતા માનીશ; તેથી ઉલટું મારા પ્રત્યેના સ્નેહથી તમે મને ઠપકો આપશો તો હું તેથી આનંદ માનીશ; માટે હવે એ બાહ્ય વિનયની જરૂર નથી."

"મને તે કબૂલ છે; પણ અત્યારસુધી 'તમે' કહ્યા પછી હવે 'તું' શબ્દથી હું સંબોધન કરી શકીશ ખરો? જરા પ્રયોગ તો કરૂં! કેમ, આપણે અહીં નિવાસ કરીએ તો તને ગમશે કે? ઉંહુંહું! કેટલું ખરાબ દેખાય છે?"

"માત્ર બહારથી ખરાબ દેખાય છે ને? તેની કશી ફીકર નથી. તમને સુરતમાં ગમશે તો મને ગમશે જ; પરંતુ મારા પિતા અને નંદરામ કાકાના મનનું સુખ મને તેમની નિકટ રાખવામાં જ સમાએલું છે, એટલે જો મુંબઇમાં જ નિવાસ રાખવાનું બને, તો વધારે સારૂં."

"હું પણ એજ વધારે સારૂં ગણું છું. એ બન્ને વડીલો આપણા ઉભયનાં વડીલ સમાન છે; તેમની વૃદ્ધાવસ્થામાં આપણે તેમની નિકટ રહેવું એ આપણો ધર્મ છે. હું તો માત્ર સહજ તમને–અરે નહિ–તને પ્રશ્ન કરૂં છું."

---

## પ્રકરણ ૫૬ મું.

### ઈસ હાથ દે, ઉસ હાથ લે !

આ જગતનો એવો અચળ નિયમ છે કે એક હાથે આપ્યું હોય તો બીજા હાથમાં તેનો બદલો મળે છે. ક્ષેત્રમાં જેવી વાવણી મનુષ્ય કરે છે, તેવો તેનો પાક તેને મળે છે. એ બદલો અને એ પાક મળવા માટે કુદરતના નિયમાનુસાર સમયની પરિપકવતાની જરૂર રહે છે, પછી તે સારા કાર્ય માટે હોય કે નરસા કાર્ય માટે હોય. સન્મુખરાયે પોતાના ભોળા સ્વભાવને લીધે જે અવિચારી કાર્ય કર્યું હતું તેના ફળ તરીકે તેને **શ્યામલાલ**ની પજવણી પ્રાપ્ત થઈ હતી અને **શ્યામલાલ**નાં દુષ્કાર્યોના બદલામાં તેને ન્યાયની કચેરીમાં મરણસુધી દેશનિકાલની સજા મળી હતી. એનાં દુષ્કાર્યોનાં દુષ્ટ ફળોને માટે સમયની પરિપકવતાની જરૂર હતી અને તે માટે લગભગ પંદર વર્ષોના લાંબા સમયની જરૂર પડી. એ વર્ષોની અંદર તેને સ્વપ્ન પણ નહોતું કે પોતનાં દુષ્ટ કાર્યોનો સમય કોઇ વાર પૂરો થશે અને તેનાં માઠાં ફળો પોતાને ચાખવાં પડશે. તેની ચતુરાઇ, હિંમત અને દુષ્ટ માણસોની ફોજપર તેને પૂરો વિશ્વાસ હતો અને એ વિશ્વાસને લીધે તેણે પોતાનાં કાર્યોની સિદ્ધિમાં કદાપિ ભય કે સંકોચની કલ્પના પણ કરી નહોતી ! આજે તેને કોર્ટમાં 'મરણસુધીની દેશનિકાલની સજા' એવા શબ્દો કાને

પડતાં જ શરીરમાં કમ્પ લાગ્યો. **શ્યામલાલ** એક સુખવસ્તુ પુરૂષ હતો. બદમાશીનાં કામો કરવા છતાં તેનો વૈભવ એક લક્ષાધિપતિના જેવો હતો. પોતાનાં ભાવી સંકટની કલ્પના થતાં તે બેભાન બની જવા લાગ્યો, પરન્તુ માથે પડેલી આપત્તિ વેઠયા સિવાય તેનો છૂટકો જ નહોતો. તેને વિચાર થયો કે જો પોતે **મોહિની**ની પેઠે આત્મઘાત કર્યો હોત અથવા આત્મઘાત કરવાનું સાધન હમેશાં પોતાની પાસે રાખ્યું હોત તો સારૂં હતું, પરંતુ પોતે એવી સંકડામણુમાં આવી પડશે એવી તેને કલ્પના પણ નહોતી! **મોહિની**એ સમયસૂચકતા વાપરીને કોટમાં પહેરવાના લોકેટમાં ઝેર ભરી રાખ્યું હતું તેવી સમયસૂચકતા **શ્યામલાલે** વાપરી નહોતી. અત્યારે તો આત્મઘાત કરવાનું કશું સાધન પણ તેની પાસે રહ્યું નહોતું! **આંદામાન**ની મજુરી અને ત્યાંનું દુઃખી જીવન એ જ તેના ભાગ્યમાં હતું અને તે તેને મળ્યું!!

**શ્યામલાલ**ના સાથીઓમાંના જેઓ છેલ્લી વાર **પ્રીતિ**ના મકાનમાંથી મળી આવ્યા હતા તેઓને પણ વધુ–ઓછાં વર્ષસુધી દેશનિકાલની સજા જ કરવામાં આવી. તેના સાથીઓ તરીકે બીજા જેઓ પકડાયા હતા તેમાં ‘ રાજા અને કાળે ’ ના નામથી બનાવટી સોલીસીટર બનેલા બદમાશો હતા. તેમને બે બે વર્ષની કેદની સજા થઇ. **વસઇ**ની ઉજાણીની ગોઠવણ કરનાર **ચંદુલાલ–પ્રીતિ**ની સખી **સુનીતિ**નો પતિ પણ તેમાં હતો, તેને પાંચ વર્ષની સજા થઇ. બિચારી **સુનીતિ** **વસઇ**ના કાવતરાને જાણુતી પણ નહોતી! **ચંદુલાલ શ્યામ-સમાજ**માં ભળેલો હોવાથી તેણે જ **પ્રીતિ**ને ફસાવવાનો આ માર્ગ કાઢ્યો હતો અને તેમાં જોકે **ચંદુલાલ** તે વખતે ઉઘાડો પડ્યો નહોતો, તોપણ સમાજની સાથેની શામેલગીરીમાં બીજી રીતે તે સપડાઇ ગયો હતો અને તેને સજા મળી હતી. બિચારી **સુનીતિ** પોતાના ફૂટીલ

પતિના કારણથી દુઃખી થઇ અને જીંદગીસુધી પ્રીતિને પોતાનું મ્હોં પણ બતાવી શકી નહિ! બનાવટી નોટોનું કાવતરૂં કરીને પ્રીતિને ફસાવવા માંગનાર નરોત્તમને એ ગુન્હા માટે દોષિત ઠરાવવામાં આવ્યો હતો. તેનો એક ગુન્હો બનાવટી નોટો તૈયાર કરવાનો અને બીજો પ્રીતિને ફસાવવાનો હતો. તે બન્ને ગુન્હા માટે તેને પાંચ વર્ષની સખ્ત સજા થઇ હતી, એટલે તે પણ અત્યારે કેદમાં જ હતો. ડા. રેણુકર બનેલા બદમાશને બે વર્ષ ી સજા થઈ હતી, પરંતુ તેનો કમ્પાઉન્ડર બનેલો વસંતરાવ છટકી જવા પામ્યો હતો અને પોલીસ તેની તપાસ કર્યા કરતી હતી. તે સિવાય બીજા જેઓ સપડાયા હતા, તેઓને પણ વધુ ઓછે અંશે સજા થવા પામી હતી અને એક પણ માણસ નિર્દોષ ઠરી શક્યો નહોતો. તેઓ બધાને સપડાવીને કેદ કરનાર પોલીસ ઇન્સ્પેકટરને કોર્ટે સાબાશી આપી હતી અને તે બદલ તેને ઇનામ આપવાની ન્યાયાધીશે સરકારને ભલામણ કરી હતી. તેથી ઉલટું શ્યામસમાજની લાંચ ખાઇને વર્ષોસુધી તેનાં કાવતરાંમાં મદદ કરનાર પોલીસનાં માણસોને ખાતા તરફથી જુદા જુદા પ્રકારની સજા કરવામાં આવી હતી.

મોહિની અને મનહરલાલને તો તેમનાં દુષ્કાર્યોનો બદલો કુદરતી રીતે જ મળી જવા પામ્યો હતો. એક જાણીતા ઝવેરીનો પુત્ર આ કાવતરાખોર મંડળીમાં શામેલ હતો, એવું જાણીને લોકો ચમકી ગયા હતા. મોહિની-તે દુષ્ટ કાર્યો કરનારી યુવાન બાળાની દુર્દશા મનહરલાલના સમાગમથી જ થઇ હતી. મોહિનીનાં કાર્યો જેટલાં દુષ્ટ હતાં તેટલો દુષ્ટ તેનો સ્વભાવ નહોતો. તે ચતુર હતી, પરંતુ તેની ચતુરાઇને શ્યામલાલ તથા મનહરલાલ તરફથી ખરાબ માર્ગે વાળવામાં આવી હોવાથી તે ા હાથે દુષ્ટ કાર્યો બન્યાં હતાં અને તેનો લાભ શ્યામ-

સમાજે શોધ્યો હતો. મોહિની એ દુષ્ટ મંડળી સાથે છેવટસુધી ટકી રહી તેનું કારણ મનહરલાલ સાથેનો તનો પ્રેમસંબંધ હતો. એ પ્રેમસંબંધ પવિત્ર અને નિઃસ્વાર્થી નહોતો, છતાં તેમાં અધમતા પણ નહોતી. મનહરલાલ જેવા સહેલાણી ધનવાન પ્રિયતમની સાથે મોજમઝામાં જીવન ગાળવું એ તેની અભિલાષા હતી અને એ જ અભિલાષાની પરિપૂર્ણતાને માટે તેણે મનહરલાલની સાથે રહીને જોખમ ખેડવાનું શરૂ કર્યું હતું; પરંતુ એ અભિલાષા પૂરી થાય તે પહેલાં તેને ફરજીઆત રીતે મરવું પડયું. તેના પૂર્વ ચરિત્ર સાથે આપણને કશો સંબંધ નથી, તોપણ એટલું જાણવું જરૂરનું થઇ પડશે કે તે એક ભણેલી, સ્વાતંત્ર્યપ્રિય પણ બાલ્યાવસ્થામાં વિધવા બનેલી રસિક વણિક અબળા હતી અને વૈભવયુક્ત જીવન ગાળવાની તેની મનોવૃત્તિની તૃપ્તિને માટે તે મુંબઇ આવી પહોંચી હતી.

શ્યામસમાજે એક હાથે જે દુષ્કર્મો કર્યા તેનો બદલો તેને બીજા હાથમાં મળી ચૂકયો હતો અને સન્મુખરાયનું મનોદુઃખ, ચિંતા, ઉપાધિ સર્વ ટળી ગયું હતું પ્રીતિનું લગ્ન કરી નાંખવાથી અને જમાઇ સુશીલ તથા યોગ્ય મળવાથી તે બાબતની ચિંતા પણ તેને શિરે રહેવા પામી નહોતી.

નંદરામને સન્મુખરાય પોતાના નોકર તરીકે નહિ, પરંતુ પોતાના સગા ભાઈ તરીકે જ રાખતો હતો. આ જીવનમાં નંદરામની કશી જરૂરીઆતો જ નહોતી. તેને કશું કુટુંબ નહોતું. રામ નામ લેતાં જીવન પૂરું કરવું એવી જ એક માત્ર તેની ઇચ્છા હતી અને એ ઇચ્છા પૂરી પડવામાં હવે કશું વિઘ્ન નડે એવો સંભવ નહોતો.

સુમનને જે ધંધામાં બહુ આનંદ મળતો હતો તે ધંધાને જ તે વળગી રહ્યો. કેટલાક વખત પછી તેને 'સુપ્રભાત' પત્રના મુખ્ય

અધિપતિની જગો આપવામાં આવી અને તે જગ્યાએથી તેણે મુંબઈના લોકોની ઘણી પ્રીતિ મેળવી, કારણકે દેશી ભાષાના એક વર્તમાનપત્રને અંગ્રેજી ઢબનાં અપ-ટુ-ડેટ વર્તમાનપત્રોના ધોરણ ઉપર મૂકવાનો યત્ન તેણે પોતાને એ ઓદ્ધો મળતાંની સાથેજ શરૂ કર્યો હતો અને તેમાં તેને ધીમે ધીમે સારી સફળતા મળતી જતી હતી.

પ્રીતિ પોતાનું જીવન કેવી રીતે ગાળતી હતી? પતિની માનસિક પૂજા એ જ તેનું નિત્યનું કાર્ય હતું. પ્રીતિના મનોભિલાષ અને પ્રીતિનું સાહચર્ય એ સુમનના મગજના ખોરાકરૂપ થઇ પડયું હતું. પરણેલી જીંદગીનો જે સંપૂર્ણ આનંદોપભોગ હોય તે સુમનને મળતો હતો અને ઉભયની પરસ્પર સંતુષ્ટાવસ્થામાં દિવસો નિર્ગમન થતા હતા.

મૂલ્યવાન્ સુવર્ણપ્રતિમા ! સન્મુખરાયનું સ્થૂળ દ્રવ્ય અને માનસિક ધન અખંડિત રહ્યું એ જ સૌના પરમ સંતોષના કારણરૂપ હતું. એ સુંદર પ્રતિમાનાં દર્શન નિત્ય પ્રભાતમાં ઉઠીને કરવાં એ સન્મુખરાય અને નંદરામનો નિયમ હતો અને પ્રીતિ પતિગૃહે રહેતી હોવા છતાં રોજ એક વાર પિતાનાં અને માતાની સુવર્ણ-પ્રતિમાનાં દર્શન કરવાને તે આવ્યા વિના રહેતી નહિ! સન્મુખરાયના સઘળા સ્થાવર-જંગમ દ્રવ્યની સાથે એ " સુવર્ણપ્રતિમા " પણ ભવિષ્યમાં પ્રીતિ અને સુમનની જ હતી.

અને દુષ્ટ જનોનાં દુષ્ટ કાર્યોનાં માઠાં ફળ તેમને મળી ચૂક્યા પછી, તેમ જ નીતિમાન્ મનુષ્યોને સંકટ વેઠીને પણ નીતિ જાળવી રાખવાનો બદલો અંતીમ સુખમાં મળ્યા પછી હવે વિશેષ કહેવાનું શું રહે છે, પ્રિય વાચક ? શાંતિઃ !

**સમાપ્ત.**

# ચુનીલાલ વર્ધમાન શાહનાં પુસ્તકો.

**ભાગ્યચક્રનો મહામંત્ર**—સચિત્ર સામાજિક નવલકથા. મૂલ્ય રૂ. ૨. વી. પી.



પોસ્ટેજ ૩ આના. પૃષ્ઠ ૩૫૦. સોનેરી પાકું પુંઠું. ચાર ફોટોગ્રાફિક સુંદર ચિત્ર. પ્રિયતમ-પ્રિયતમાના વિશુદ્ધ પ્રેમ ઉપર કાતીલ છુરીનો ઘા થતાં એ ઘાને વેઠતાં બન્ને પાત્રો જીવનની જે જે કસોટીઓપર ચડે છે અનેએક દુષ્ટ જનના કાવતરાથી તેઓનેશિરે જે આપત્તિઓનો વરસાદ વરસે છે તેનું ચિત્ર વાચ-

ને દ્રવીભૂત કરી નાંખે છે. યુવાનો અને સ્ત્રીઓના હાથમાં અને પુસ્તકાલયોમાં વિના સંકોચે આ પુસ્તક મુકાય છે. વિદ્વાનોએ તેને એક બોધદાયક અને મનોરંજક નવલકથા લેખી છે.

**પ્રમોદા યાને દિલેર દિલારામ**—(ઐતિહાસિક નવલકથા.) પૃષ્ઠ ૧૫૦. પાકું પુંઠું. **મૂલ્ય ૧૪ આના.** ગુજરાતના ઇતિહાસની આ એક નવલકથા છે. કરણની રાણી કમળાદેવી અને તેની પુત્રી દેવળદેવી કરણની પડતી આવતાં અલાઉદ્દીનના ઝનાનામાં રહ્યાં હોવાની પ્રચલિત વાર્તાથી જૂદી જ વાર્તા આ પુસ્તકમાં આપી છે. એ માતા પુત્રી દિલારામ અને લાલાં નામની મુસલમાન સ્ત્રીઓ હોવાનું તેમાં દર્શાવ્યું છે.

**કાશ્મીર અને કેસરી**—(ઐતિહાસિક નવલકથા.) પૃષ્ઠ ૨૩૦. પાકું પુંઠું. **મૂલ્ય રૂ. ૧.** પંજાબ-કેસરી મહારાજા રણજીતસિંહે કાશ્મીરમાં હિંદુઓ અને હિંદુ બાળાઓ ઉપર જુલમ ગુજારતા અફઘાનો ઉપર ચઢાઇ કરી વિજય મેળવ્યો હતો તેનું રસિક વર્ણન વાર્તાના રૂપમાં આપેલું છે. અફઘાનોનો જુલમ હૃદયદ્રાવક છે.

**મૂળરાજ સોલંકી**—(સચિત્ર ઐતિહાસિક નવલકથા) પૃષ્ઠ ૩૨૦, પાકું સોનેરી પુંઠું, **સાદાં અને રંગીન સંખ્યાબંધ ચિત્રો. મૂલ્ય રૂ. ૨॥.** ગુજરાતમાં સોલંકી વંશની રાજગાદી સ્થાપનાર મૂળરાજ સોલંકીએ પોતાના મામા પાસેથી રાજ્ય લઈ, મામાને તથા બીજાઓને મારી, કેટલાંક ઇષ્ટ તેમ જ અનિષ્ટ પરાક્રમો કર્યાં હતાં. તે સમયે ભારે રાજ ખટપટ ચાલી રહી હતી અને ચાવડાઓ તથા સોલંકીઓ પોતપોતાના ઇષ્ટ કાર્યની સિદ્ધિ માટે આકાશ પાતાળ એક કરી રહ્યા હતા. સૌરાષ્ટ્રના રાજા ગ્રહરિપુ સાથે યુદ્ધ કરી તેણે ભારે શૌર્ય દર્શાવ્યું હતું. આ અને બીજા ઐતિહાસિક પ્રસંગોની આ નવલકથા અત્યંત રસિક, બોધક તથા મૂળરાજનાં કાર્યો ઉપર જાણવાજોગ પ્રકાશ પાડે છે. પ્રત્યેક ગૃહ, કુટુંબ તથા પુસ્તકાલયના શણગારરૂપ આ ગુજરાતના ઇતિહાસની નવલકથા છે.

**નોકરીનો ઉમેદવાર**—(સચિત્ર સામાજિક નવલકથા) મૂલ્ય રૂ. ૧। પૃષ્ઠ ૨૧૫, સોનેરી પાકું પુંઠું. સુંદર ફોટોગ્રાફીક ચિત્રો. આ નવલકથામાં એક યુવક નોકરી શોધતાં જે અવનવી વિટંબનાઓમાં આવી પડે છે તેનો, પ્રમાણિકપણાની વિચિત્ર પરીક્ષા કરનારા જૂદા જૂદા સ્વભાવના શેઠોનો, દુષ્ટ લાલચ આપનારી શેઠાણીના કુટિલ વર્તનનો અને ભોળી સ્ત્રીઓ તથા દુનિયાને ઠગનારા શરીફ બદમાશોની આશ્ચર્યકારક યુક્તિઓનો ચમત્કારિક અને હૃદયદ્રાવક ચિતાર આપવામાં આવ્યો છે. કથા મનોરંજક તથા બોધક છે.

"લ્યો, આ કંઠી, આ આપણું છેલ્લું સાધન."

**ગુજરાતની ગર્જના** અથવા **હેમાચાર્યનું જીવનસૂત્ર**—(**ઐતિહાસિક નવલકથા.**) પૃષ્ઠ ૨૨૫, **મૂલ્ય રૂ. ૧.** ગુજરાતના રાજા સિદ્ધરાજે પોતાના જીવનના છેલ્લા વખતમાં કુમારપાળને પોતાની પાછળ ગાદીએ નહિ આવવા દેવાને તેના ઉપર જે સીતમો ગુજાર્યા હતા, છતાં પોતાના ભાગ્યની પ્રબળ રેખાથી કુમારપાળ અત્યંત કષ્ટો વેઠીને ગાદીએ આવ્યો હતો તથા જૈનાચાર્ય હેમચંદ્ર સૂરિએ તેને તે કાર્યમાં જે મદદ કરી હતી તેની આ નવલકથા એકે અવાજે વખણાએલી છે.

**વસઈનો ઘેરો** અથવા પેશવાઇના પ્રકાશનું એક કિરણ—(**ઐતિહાસિક નવલકથા**) પૃષ્ઠ ૨૦૦, **મૂલ્ય રૂ. ૧.** બાજીરાવ પેશવાના ભાઈ **ચીમ**ણાજી અપ્પાએ ફીરંગીઓ પાસેથી વસઈ જીતી લીધું હતું તેની નવલકથા.

**પાટણની પડતીનો પ્રારંભ**—(**ઐતિહાસિક નવલકથા**) પૃષ્ઠ ૨૦૦. **મૂલ્ય રૂ. ૧.** ભોળા **ભીમ**દેવ ઉપર કુતુબુદ્દીને કરેલી સ્વારીમાં ગુજરાતના રાજપુતોએ બતાવેલા શૌર્યની નવલકથા.

**સોમનાથનું શિવલિંગ**—(**ઐતિહાસિક નવલકથા**) પૃષ્ઠ ૨૨૫. **મૂલ્ય રૂ. ૧.** મહમૂદ ગઝનવીએ **સોમનાથ** ઉપર કરેલી સ્વારીમાં હિંદુઓએ બતાવેલા શૌર્યની અને **ભીમ**દેવ બાણાવળીનાં પરાક્રમોની નવલકથા.

**સિંધ ઉપર સ્વારી**—(**ઐતિહાસિક નવલકથા**) પૃષ્ઠ ૨૪૦. **મૂલ્ય રૂ. ૧.** સિંધના રાજા દાહિર ઉપર આરબ સરદાર **મહમદ** કાસીમે કરેલી સ્વારીની કથા.

**અઢારમી સદીનું મહારાષ્ટ્ર** અથવા **ઔરંગઝેબનો અસ્ત**—ઔરંગઝેબના અસ્ત સમયની ઐતિહાસિક નવલકથા. પૃષ્ઠ ૨૨૦. **મૂલ્ય રૂ. ૧.**

**ધારાનગરીનો મુંજ**—(**ઐતિહાસિક નવલકથા**) પૃષ્ઠ ૨૨૪, **મૂલ્ય રૂ. ૧.** ધારાનગરીના રાજા મુંજ અને કર્ણાટકના રાજા તૈલપદેવ વચ્ચેનું યુદ્ધ અને છેવટે મુંજની દુર્દશાના પ્રસંગોની આ નવલકથા છે.

## ન્યાયના ખૂનમાં નીતિ !—( સચિત્ર સાંસારિક નવલકથા ) મૂલ્ય



"ના, નથી ગમતાં, કારણકે તે મફતનાં છે, પૈસા ખરચીને લઉં તો ગમે."

રૂ. ૨. પૃષ્ઠ ૩૪૦ સોનેરી પાકું પૂંઠું. સુંદર ફોટોચિત્રો. ન્યાયના ખૂનમાં નીતિ! હા. કુટિલ જમાનો એને જ નીતિ માને છે! ન્યાયનાં ખૂનો કરનારા પાપીયા ઓ દુનિયામાં ઉજળે લુગડે ફરે છે અને નીતિમાનોમાં ખપે છે તેનો તાદૃશ્ય ચીતાર હૃદયનું મંથન કરી નાંખે અને ક્ષણભર દિગ્મૂઢ બનાવીદે એવા બનાવો સાથે આ નવલકથામાં આપવામાં આવ્યો છે. તેનું એક પાનું વાંચ્યા પછી તમે છેવટના પાના સુધી વાંચવાને લલચાયા વિના નહિ જ રહો !

**વિમળા**—( સાંસારિક નવલકથા ) પૃષ્ઠ ૨૦૦. મૂલ્ય રૂ. ૧. રાજવંશી બાળાને શિરે પડેલાં દુઃખ, રાજ્ય ખટપટ, કાવતરાં, રાજકલેશ, બ્હારવટીયા વગેરેનો ચિતાર આ કથા આપે છે.

**પિશાચ-મંદિર**—ભાગ ૧-૨. (સચિત્ર મનોરંજક નવલકથા.) બન્ને ભાગોનું મૂલ્ય રૂ. ૫. ૧૦ ફોટોગ્રાફિક ચિત્રો. પૃષ્ઠ ૫૫૦. રેનોલ્ડ્ઝના 'બ્રોંઝ સ્ટેચ્યુ' ના આધારે આ અદ્‌ભુત રસથી ભરેલી કથા લખાઇ છે.

**લતા અને લલિતા**—ભાગ ૧-૫. (સચિત્ર સાંસારિક નવલકથા.) પાંચે ભાગમાં મળીને આ કથા પૂરી થાય છે. લગભગ ૧૧૦૦ પૃષ્ઠ અને ૨૦ સુંદર ચિત્રો. તેના જુદા જુદા ભાગોની આવૃત્તિઓ ઉપરા ઉપરી કાઢવી પડી છે એજ તેની લોકપ્રિયતાની નિશાની છે. સંસારનો ઉત્તમ બોધ આપવા માટે એ કથા પ્રત્યેક કુટુંબના આભૂષણરૂપ મનાય છે. સઘળા ભાગોનું મળીને મૂલ્ય રૂ. ૬॥.

**સુધરેલી સંગીતા**—(સાંસારિક નવલકથા) મૂલ્ય રૂ. ૧. પૃષ્ઠ ૩૦૦, સોનેરી પાકું પુઠું. ખોટા સુધારામાં ફસાએલાં સ્ત્રી પુરૂષોની દુર્દશા દર્શાવનારી આ રસિક અને મનોરંજક નવલકથા છેવટે સાચા સુધારાનો માર્ગ દર્શાવે છે.

**વિદ્યાસાગર**—ભાગ ૧-૨. (લેખક મુનિ શ્રી છોટાલાલજી) (સાંસારિક નવલકથા) પૃષ્ઠ ૩૦૦. વિદ્યાસાગર નામનો યુવક સંસારથી કંટાળીને ચિત્રવિચિત્ર અનુભવો લેતો ભટકે છે તેની હૃદયંગમ નવલકથા. બન્ને ભાગોનું મળીને મૂલ્ય રૂ. ૧.

**બંગજાગૃતિ**—બંગાળામાં સ્વદેશી હીલચાલની જાગૃતિનું દર્શન કરાવનારૂં નાટક. પૃષ્ઠ ૧૦૦. મૂલ્ય ૦-૬-૦.

**ચાંપરાજ હાડો અને સતી સોનરાણી**—

(પંચાંકી નાટક) મૂલ્ય રૂ. ૦॥. ( મળતું નથી. )

# કામરૂ દેશની કુટિલ કામિની—(સચિત્ર ડિટેકટીવ નવલકથા)

મૂલ્ય રૂ. ૧॥ પૃષ્ઠ ૨૫૦. સોનેરી પાકું પુંઠું. સુંદર ફોટો ચિત્રો. મનોરમા નામની જાદુઈ વિદ્યા જાણનારી કામરૂ દેશની કુટિલ કામિની ખૂનો કરીને એક સ્ત્રીની સઘળી મીલકત પચાવી પાડે છે અને દેવેન્દ્રનાથ નામનો ચતુર ડિટેકટીવ અમલદાર તેની તપાસમાં ફરે છે. છેવટે તેને મારીને કબર માં દાટવામાં આવે છે, પણ તેમાંથી તે જીવતી થાય છે અને ઘણાં ખૂનો કરે છે! આખી વાર્તા ચમત્કારોથી ભરપૂર છે અને વાંચનાર પ્રકરણે પ્રકરણે અજાયબીમાં ગરક બની જાય છે.



દેવેન્દ્રવિજયે ઉપરા ઉપરી પીસ્તોલના બે અવાજ કર્યા.